# પૂર્ણયોગ

## ખંડ ૧ લો.

# કર્મયોગ. ૭૨૨

મૂલ્ય રૂ. ૩-૪-૦

**શ્રી અરવિન્દ ઘોષ.**

અનુવાદક અને પ્રકાશકઃ—
" શ્રી અરવિન્દ તત્ત્વ પ્રચારક મંડળ " તરફથી
**અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.**
"ગીતા નિષ્કર્ષ" અને "ભક્તિયોગ" વિગેરેના કર્તા
**ભરૂચ.**


**વડોદરા.**
લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે પ્રકાશક માટે
છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૧૨-૨૨.

श्री

अरविन्द

चरणारविन्दे

# નિવેદન.

કાંઇક અંશે ગુજરાતી ભાઇઓ સમક્ષ **શ્રી** અરવિન્દના વિચારો રજુ કરવાની મારી મહત્વાકાંક્ષા અને કાંઇક) અંશે **શ્રી** અરવિન્દના પ્રોત્સાહનને પરિણામે "અરવિન્દ ગ્રંથાવલિ" ની યોજના શરૂ કરી. અલબત્ત તેમાં કેવળ અરવિન્દનાંજ પુસ્તકો છપાવવાનો ઇરાદો નથી. **શ્રી** અરવિન્દે તો પૂરેપૂરી રજા આપી એટલુંજ નહિ, પરંતુ બીજી પણ સગવડો આપી છે. પરંતુ કચ્છ **બી**દડા ગામમાં રહેનાર શ્રીયુત્ વેલજી-ભાઇ ઠાકરશીનો અપૂર્વ ઉત્સાહ અને ઉત્તેજન ન હોત તો મારા લેખીત ગ્રંથો મારી પાસે હજી ઘણાં વર્ષો સુધી પડ્યાજ રહેત. **શ્રી** કૃષ્ણ પ્રત્યે ગાઢ પ્રેમ ધરાવનારા માણસોને લક્ષ્મી માતા બહુ પ્રેમાળ દૃષ્ટિએ નિહાળતાં નથી એ તો સામાન્ય અનુભવ છે. પરંતુ **શ્રી** કૃષ્ણ ભગવાનને નામે વિચરનાર મૂઢ પ્રાણી માટે પણ તેને કેટલાંક કાર્યો છેવટ પોતાની આબરૂ ખાતર પણ કરવાં પડે છે. વેલજીભાઇએ "કચ્છ તત્ત્વ પ્રચારક મંડળ" તરફથી એ ગ્રંથો છપાવવાના પૈસા વગર વ્યાજે આપ્યા. પોતાના પતિની લાજ રાખવા ખાતર કહો કે પોતાના વાત્સલ્યથી પ્રેરાઇને કહો, પણ છેવટે લક્ષ્મી માતા પધાર્યાં ત્યારે "ગીતા નિષ્કર્ષ" છપાયો, અને સારેજ "પૂર્ણયોગ" પણ પ્રભુની સેવામાં રજુ થાય છે.

પ્રથમ તો "પૂર્ણયોગ" ના કર્મ અને જ્ઞાનયોગનાં ૪૨ પ્રકરણોના એકજ ગુટકાની ૫૦૦) પ્રતો છપાવી સમાજ સમક્ષ રજુ કરવાનો વિચાર હતો. પરંતુ એવા મોટા ગ્રંથની ભારે કીંમત આપણા ધનિક પ્રાંતમાં પણ કોઇ નહિ આપી શકે એવા મિત્રોના અભિપ્રાયથી પ્રેરાઇને "કર્મ-યોગ", "જ્ઞાનયોગ", "ભક્તિયોગ" અને "આત્મસિદ્ધિ", એ પ્રમાણે ચાર ખણ્ડમાં યોગનું લખાણ આપવું ઠીક લાગ્યું છે. વળી છૂટક ખંડની બાંધણી પણ વધારે ટકાઉ થવાનો સંભવ છે તથા વાંચનારને વધારે સગવડ મળે તે પણ બનવા જોગ છે. આપણા ધનિક વર્ગમાં, આવા

વિષયો પ્રત્યે તથા આવાં પુસ્તકોને વેચાતાં લઇ યોજનાઓને ઉત્તેજન આપવા વિષે ઉદાસીનતા છે એ ઘણું શોકજનક છે. સંસ્કારીતા, સદ્વિદ્યા, કલા તથા લોકહિતનાં કાર્યોમાં ધનનો ઉપયોગ ન થાય તો પછી કેવળ સૂવર્ણના સંચયમાં શી મહત્તા રહી છે ? "ગીતા નિષ્કર્ષ" ના ગ્રાહક થઇને જેમણે આ ગ્રંથાવલિને ઉત્તેજન આપ્યું છે તેમનો અહીં અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાની તક લઉં છું અને ખાસ કરીને આ પુસ્તકમાં કારણકે એ નાણાં છૂટાં થયાં ન હોત તો "પૂર્ણયોગ" આટલો જલદી છપાવી શકાત નહિ.

વિશ્વની ઉપાધિ મૂળ સૂક્ષ્મ બીજમાંથી ક્રમે ક્રમે વિસ્તરે છે. તે પ્રમાણે આ પુસ્તક છપાવવા સંબંધે પણ થયું. ૧૮ ફોર્મ થઇ ગયા પછી અનુભવી સલાહકારોએ સૂચના કરી કે ૧૦૦૦ પ્રત કઢાવવામાં આવે તો પુસ્તક કાંઇક સોંઘું પડે. લક્ષ્મી માતા પ્રત્યે તો મારી યાચના હમેશની ઉભેલીજ છે ! તેમાં વળી ઉમેરો કરી તેઓ જે થોડો ઘણો પણ અનુગ્રહ કરતાં હોય તે પાછો વાળી દેવાનો ભય તો હજી પણ મને છે ! તોપણ મારા સ્વભાવને સુલભ ધૃષ્ટતાથી મેં તો ઝંપલાવ્યુ ! ૧૯ પછીના ફોર્મની ૧૦૦૦ નકલો કઢાવી; ૧૫ ફોર્મ ફરી છપાવી લીધા. "ગીતા નિષ્કર્ષનો" હિસાબ જાહેર પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યો છે, તે ઉપરથી આ યોજના જાહેર સેવા કરવાના ઉદ્દેશથી આરંભાઇ છે એવી પ્રજાની ખાત્રી થશે. "પૂર્ણયોગનો" હિસાબ પણ બીજા ખંડમાં આપવામાં આવશે. અલબત્ત, આ હિસાબ કેવળ ખાનગી હોઇ પ્રજાને તે માગવાનો હક્ક નથી, તોપણ જાહેર હિતની દૃષ્ટિથી આવાં અંગત કાર્યો પણ જનસમાજ આગળ મૂકવાનું ઇષ્ટ લાગવાથી તે છપાવવામાં આવે છે. હજી તો ૧૦૦૦ ) નકલો ખપે ત્યારે ખપી ગણાય ! આ ગ્રંથાવલિમાં કેવળ તત્ત્વજ્ઞાનનાંજ પુસ્તકો છપાવવાનો ઉદ્દેશ નથી. શ્રી અરવિન્દ ઘોષના પુસ્તકો બ્હાર પાડવાનો પ્રાથમિક ઉદ્દેશ તો છેજ, પરંતુ આ યોજનાના ૫૦૦ થી ૧૦૦૦ પણ સ્થાયી ગ્રાહકો થાય તો આર્ય સંસ્કૃતિ, શિલ્પકલા, સંગીત, ચિત્રકળા; શ્રી રવિન્દ્રનાથ ટાગોર, ટોલસ્ટોય–વિગેરેના કેટલાક ઉત્તમ ગ્રંથો; ઇરાન, ચીન, જાપાન વિગેરે દેશો વિષે માહિતી આપનાર પુસ્તકો વિગેરે સંસ્કારિતાવાળું,

આજકાલના જગતના પ્રશ્નોને રજુ કરતું સાહિત્ય આ યોજના પ્રમાણેજ સોંધાંમાં આપવાનો ઇરાદો તો છે. એ બધું હમણાં તો હવાઇ કિલ્લા જેવું છે! પરંતુ સમય આવ્યે કાર્ય આપોઆપ થઇ રહેશે.

આ ભાષાંતર કરવામાં શ દે શબ્દનું ભાષાંતર કરવા પ્રત્યે જરા પણ દૃષ્ટિ રાખવામાં આવી નથી. તોપણ મૂળ ગ્રંથનો જરાપણ ભાવ રહી ગયો નથી એવી શ્રદ્ધા છે છતાં કોઇ ભૂલ જણાય તો તેને માટે અનુવાદક દોષપાત્ર છે ગીતા નિષ્કર્ષમાં જણાવ્યા પ્રમાણે ભૂલો ઉપરનો અધિકાર અમારો છે આ પુસ્તક છપાવવામાં મારા મિત્ર અને સહકાર્ય કરનાર ભાઇ નાજુકલાલ નંદલાલ ચોકશીએ જે અમૂલ્ય સૂચનાઓ કરી, સહાય કરી છે તે માટે તેમનો અત્ર આભાર માનવાની તક લઉં છું. વળી, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના આદ્ય સંચાલક સ્વામી અખંડાનંદજીએ પણ વખતો વખત એમના અનુભવનો લાભ આપીને સહાય કરી છે તે માટે તેમનો પણ અત્ર ઉપકાર માનું છું. આ પુસ્તક છપાવવામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રેસના માલીક અને મેનેજર સાહેબે જે મહેનત અને ત્વરા બતાવ્યાં છે તથા જે સંતોષકારક કામ કર્યું છે તે માટે તેમનો પણ અહિં ઉપકાર માનું છું. બીજા પણ અજ્ઞાત હાથોએ અને અપરિચિત વ્યક્તિઓએ આ પુસ્તક છપાવવામાં સીધી કે આડકતરી જે સહાય કરી છે તે માટે તેમનાં નામો ગણાવ્યા વિનાજ તેમનો ઉપકાર માની વિરમું છું. તેમનો પારશ્રમ પણ તે પુરૂષોત્તમ પ્રભુને ચરણે અર્પણ થાઓ! ભાષાંતર ઉપરાંત પ્રકરણની આગળ વિચારોનું પૃથક્કરણ તથા પ્રકરણને અંતે સાધકને માટે જરૂરના યોગાભ્યાસની સૂચનાઓ અનુવાદક તરફથી મૂળ ગ્રંથમાં ઉમેરવામાં આવ્યાં છે.

આ પુસ્તક શ્રી અરવિન્દને અર્પણ કરવામાં આવ્યું છે! પ્રેમ અને મૂર્ખાઇ બન્ને અનંત હોય છે! એકમાં ભાવની અનંતતા! બીજામાં જ્ઞાનના અભાવની અનંતતા હોય છે એટલોજ ફેર છે! એમનુંજ પુસ્તક એમને અર્પણ કર્યું! એ પણ એક વિચિત્ર બનાવજ છે. પણ એ અનંતતાનેજ તે આભારી છે!

પ્રકાશક.

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

# ભૂમિકા.

શ્રી અરવિન્દ ઘોષના "પૂર્ણયોગ" ની ભૂમિકા લખનાર હું તે વળી કોણ? પૂર્ણયોગ ગુજરાતીમાં લખવાની મારી યોગ્યતા વિષે પણ મને ઘણી શંકા છે. મારા કોલેજના અભ્યાસ દરમ્યાન **શ્રી અરવિન્દનું** નામ સાંભળીને તેમણે પોન્ડીચેરીની ગૂફામાંથી "આર્ય" નામનું જે માસિક કાઢયું તે માસિક મંગાવવાનું મેં શરૂ કર્યું. તેમાં આવતાં લખાણોની નવીનતાથી હું આકર્ષાયો. તેમાં ચર્ચાતા વિષયો, તેના ગંભીર નવા વિચારો, તેના અદ્દભુત સમન્વય વિગેરેના સમર્થ ઉત્પાદક **શ્રી અરવિન્દ** પ્રત્યે પણ હું આકર્ષાયો. એ વખત **શ્રી અરવિન્દને** મળવાનો શુભ પ્રસંભ પ્રાપ્ત થયો. ત્યાર પછી કાંઇક અંશે ગુજરાતી ભાઇઓ સમક્ષ એ વિચારો મૂકવાની મારી મહત્વાકાંક્ષા અને શ્રી અરવિન્દના પ્રોત્સાહનને લીધે આજે પૂર્ણયોગનો આ પ્રથમ ખંડ ગુજરાતની સમક્ષ રજુ કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. (બીજા ખંડો પણ તુર્તજ બહાર પડનાર છે.)

મનુષ્યજાતિ હમણાં એક વિચિત્ર મંથનદશાને અનુભવી રહી છે. દેવ અને દાનવોએ ભેગા મળી કરેલું સમુદ્રમંથન આપણી આર્ય કલ્પનામાંથી હજી ભુંસાઇ નથી ગયું, તે પહેલાં એવુંજ અસાધારણ મંથન પ્રત્યક્ષ નિહાળવાનો સમય જગતને આવી પહોંચ્યો! એવા પ્રકારનું મંથન એ ઉત્પાદક યાને સર્જન **શક્તિની** એક અદ્દભુત કળા છે, કારણ કે તે દ્વારા ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ અને નિરૂપયોગી વસ્તુઓનો વિનાશ એકી વખતે, સરળતાથી, પ્રયત્ન વગર અને સુંદર રીતે થાય છે. હમણાંના વિશ્વજીવન પ્રત્યે દૃષ્ટિ કરતાં એવાં અનેક ચિન્હો અવલોકન કરનારની દૃષ્ટિને મળી આવે છે કે જેથી આજકાલના સમયની અસાધારણતા સચોટ રીતે તેને સમજાય.

જીવનનું અમૃત પીવાને સ્પર્ધા કરી રહેલા દેવ અને દાનવોનું પૌરાણિક, સુંદર, રૂપક શું હમણાં પણ આપણી મનુષ્યજાતિને લાગુ નથી પડતું ? એ અમૃતપાન કરવા માટે આખી માણસજાત તલસી રહી છે. ઐહિક સુખોના ઝાંઝવાનાં જળની પાછળ દોડી દોડી માણસજાતનો સુધરેલો વર્ગ થાકી ગયો. કુદરતના ભંડારોને લૂંટી લૂંટી તેની સમૃદ્ધિને પોતાની મિલ્કત ગણનારી જગતના અજારોને હાથ કરી રાવણની પેઠે કુદરતનાં સર્વ તત્ત્વો ઉપર સામ્રાજ્ય સ્થપવા ઇચ્છનારી બળવાન પાશ્ચાત્ય સંસ્કૃતિએ પછાડ ખાધી ! હજી તેના પછાડા મટયા નથી ! રાજ્યની સરહદોની લીટીઓ નકશામાં નિશ્ચિતપણે કોણ બતાવી શકશે ? હજી તો નકશાઓના રંગ ઘડીએ ઘડીએ બદલાય છે.

કોન્સ્ટેન્ટીનોપલ કોનો મુલક ગણાશે ? આયર્લેન્ડમાં કોની સત્તા ગણાશે ? મજુર પક્ષને ઇગ્લેન્ડનો, ફ્રાંસનો કે આખી માણસજાતનો ગણવો ? શું તે મજુરો જગતમાં એકપણ ધનિકને ભવિષ્યને માટે સલામત રાખવા ઇચ્છે છે ? વધતાં જતાં રાક્ષસી પેદાશવાળાં કારખાનાઓમાં સડતો પાશ્ચાત્ય દેશની વસ્તીનો મોટો ભાગ મહાન યુદ્ધ પછી પાછો શું પોતાનાં જુનાં કારખાનાંઓમાં નીચે મોંઢે જવા માગે છે ? કારખાનાંની જંગી કૃત્રિમ વસ્તી વધવાને પરિણામે નિર્જન થયલાં ગામડાંઓની નિશાની યૂરોપના કેટલાક દેશોમાં તો રહી પણ નથી ! કહેવાતી સ્વતંત્રતા નીચે વિવિધ કરોનાં અને કાયદાઓનાં બંધનોમાં કચડાતી પ્રજાની દયાજનક દશાએ રવિન્દ્રનાથના કવિ હૃદયને પીગળાવી નાંખ્યું છે ! રૂશિયાના સબળ સમ્રાટ ઝારને અમર ધારનાર માણસોની કલ્પનામાં પણ કદિ ન આવી શકે એવો પ્રચંડ રૂશિયાનો વિપ્લવ અને પરિણામે સ્થપાયેલો સમાજસત્તાવાદ–Bolshevism–જગતની સર્વ સલ્તનતોને ડગમગાવી રહ્યો છે ! એશિયાના વિચારોને વર્તમાન રૂશિયા પોષક કદિ ન હોય તોપણ બાધક તો નથીજ યૂરોપમાં ફરજીઆત લશ્કરી કામ, ફરજીઆત કેળવણી, ફરજીઆત પવિત્રતા, કદાચ ફરજીઆત ધર્મ પણ એકાદ પ્રજામાં હોય એ શું માનવા જેવું નથી ? વધતી જતી શોધખોળની સગવડોની વિચિત્ર અગવડો અનુભવ વિના ભાગ્યેજ માલૂમ પડે છે. ( અને તેથી આધુ

દેખાવથી મોહનારાઓની સંખ્યા વધે છે તો પણ તેથી કાંઇ સત્ય ઢંકાતું નથી.)

બીજી બાજુ આફ્રિકા અને એશિયામાં જુદાંજ ચિન્હો છે. વિશાળ જગતજુના પ્રદેશો અને પ્રજાઓ, સ્મરણ શક્તિને મૂર્છિત કરી નાંખે તેવાં સ્મરણો અને આદર્શો, પ્રાચીન ગૌરવ અને વર્તમાન દારિદ્ર, ભૂતકાળ પ્રત્યે અદ્ભુત ભક્તિ અને વર્તમાનમાં અસાધારણ અશક્તિ, રૂઢિ લોકાચાર તથા અસત્યના બચાવ માટે ઝીણા તર્કવાદમાં ઘડાયલી બુદ્ધિનો ઉપયોગ, દેખીતું સંતુષ્ટ પણ તમોગુણી જીવન, નિઃસત્વ પ્રજા, નિર્વીર્ય વિચારો, દરિદ્ર આદર્શો, પ્રમાણિક, મહેનતુ અને સાદા જનસમાજની મૂગી અવિશ્રાન્ત મહેનત, પ્રભુમાં તેમની અડગ શ્રદ્ધા—એ વિગેરેમાંથી ધીમેધીમે જાગ્રત થતું રાષ્ટ્રીય ચૈતન્ય અભ્યાસકની દૃષ્ટિને આકર્ષી રહ્યું છે! અથાગ પરિશ્રમ કરી દાનવોના ત્રાસમાંથી દેવતાઓને બચાવી સૂતેલા ભક્તરાજ મુચુકુંદને પ્રભુએ જાણે ફરી જગાડયો અને કાળયવન ભસ્મ થયો! તેથીજ યૂરોપમાં પ્રચંડ વિપ્લવ થવા પામ્યો કે શું?

જાગ્યા છતાં પણ ભારતવર્ષ હજી કામે લાગ્યો નથી! રાજકીય કાર્યક્ષેત્રમાં પણ દિશા હજી કયાં નક્કી છે? ઘડીકમાં પૂર્વના ઉચ્ચ આધ્યાત્મિક ધોરણો અને ઘડીકમાં પાશ્ચાત્ય ધારાસભાનાં બંધારણો! ઘડીકમાં કેળવણીનો જુનો આદર્શ અને ઘડીકમાં નવામાં નવો! ગુરૂકુળથી માંડીને મોન્ટેસરી કલાસ સુધીના પ્રયોગો કેળવણીના ક્ષેત્રમાં થઇ રહ્યા છે! સામાજિક જીવન તો કેવળ અવ્યવસ્થિત દશામાંજ! અજ્ઞાનમાં ડૂબેલો છતાં આપણો સમાજ એવી મિથ્યા ભાવના ધરાવે છે કે "અમે તો આખી દુનિયામાં સૌથી ઉત્તમ છીએ." પ્રાચીન મનુસ્મૃતિની આજ્ઞા પ્રમાણે, કાર્યપરત્વે જ્ઞાતિના વિભાગો રહ્યા નથી! નવીન સામાજિક જીવન કયા પાયા ઉપર રચવું તેની કોઇને ગમ પડતી નથી! બધી દિશાઓ પેઠે સામાજિક પુનર્ઘટનામાં પણ પ્રયોગો ચાલૂજ છે. છતાં, હિંદનું આર્થિકજીવન બીજાં ક્ષેત્રો કરતાં કાંઇક વધારે નિશ્ચત દિશા લેતું જણાય છે. રૂશિયામાં સમાજસત્તાવાદ (બોલ્શેવીઝમ) ને પરિણામે આર્થિક વિચારોમાં જે પરિવર્તન થયું છે, તેની અને રાષ્ટ્રીય કારણોની અસર નવું આર્થિક જીવન ઘડવામાં ઘણીજ ઉપયોગી થઇ પડી છે. આર્થિક જીવનની એ સ્વતંત્રતા પ્રજાકીય–રાષ્ટ્રીય–સ્વતં-

યૂરોપમાં સ્થપાયેલા રાષ્ટ્રસંઘથી સુલેહ, શાંતિ ને કલ્યાણ જગતમાં સ્થાપન કરવાનું જે કાર્ય થઇ ન શક્યું તે કાર્ય આર્યાવર્તે શરૂ કર્યું છે. પરંતુ એટલેથી આપણને નહિ ચાલે. આપણે તો આખા જીવનની પુનર્ઘટના કરવાની છે. આપણે તો હિંદના સામાજિક, આર્થિક, આધ્યાત્મિક વિગેરે જીવનને ફરીથી રચવાનાં છે. કેળવણી, સાહિત્ય, રાજ્યનીતિ, પ્રજાજીવન, વ્યાપાર, ગ્રામીય જીવન-વિગેરે ક્ષેત્રોમાં નૂતન દિશા બતાવનારા માર્ગદર્શક ચિન્હો મૂકવાનાં છે. ભૂતકાળ મહાન હતો તેની સાથે સાથે ભવિષ્ય હજી પણ વધારે મહાન થવાનો છે એ પ્રગતિનું સૂત્ર યાદ રાખવાનું છે.

આર્યાવર્તની આ પુનર્ઘટનામાં શ્રી અરવિન્દ ઘોષનું કાર્ય પ્રથમ પંક્તિમાંજ આવે. આર્યાવર્તની સંસ્કૃતિમાં આધ્યાત્મિકતા પ્રધાન છે. તેના પાયા ઉપર સમાજ, રાજ્ય, કુટુંબ, વ્યાપાર, પ્રજાકીય જીવન વિગેરે સઘળું રચાય છે, પ્રજાના-રાષ્ટ્રના બચાવ માટે તેનાં શરીર કરતાં તેની સંસ્કૃતિનો-તેના આત્માનોજ સૌથી પ્રથમ બચાવ થવો ઘટે. પ્રગતિ માટે મથનાર પ્રજાનો આત્મા ભૂતકાળના પોતના ભંડારોને નિરખી લઇ પોતાનો સઘળો વારસો સાથે લઇનેજ આગળ ધપી શકે. એ મુજબ ભૂતકાળના મહાન સિદ્ધાંતોનું અવલોકન, દર્શન 'અને સાક્ષાત્કાર કરી વર્તમાન યુગને અનુકુળ સ્વરૂપમાં આપવાનું કાર્ય આર્યાવર્તની જગતજુની સંસ્કૃતિમાંથી કરવું એ કાંઇ સહેલ નથી. બુદ્ધિના તર્કોમાં પડી રહી, અહંતા પ્રધાન અનુમાનો દોરી સંતોષ માનવાથી ભવિષ્યની ચોક્કસ દિશા ભાગ્યેજ પ્રાપ્ત થાય. સાત્વિક નીતિમયતા અને કેવળ શુષ્ક સંયમથી પણ તે મળવી મુશ્કેલ છે. બુદ્ધિથી પર રહેલી વિજ્ઞાનની દૃષ્ટિ પ્રાપ્ત કરી સત્યનો સાક્ષાત્કાર કર્યા વિના ભવિષ્યની પ્રજાના નવજીવનનું નેતાપણું આર્યાવર્તથી ભાગ્યેજ થઇ શકે. બુદ્ધિ તો યૂરોપમાં અને દુનિયામાં ક્યાં નથી ! બુદ્ધિથી પર જે છે તેનો તેઓ ઇન્કાર કરે છે.

ઉપર જણાવેલા તત્વો પ્રમાણે વર્તીને શ્રી અરવિન્દ ઘોષે સમગ્ર આર્યજીવનના તત્વોને પુનર્ઘટનામાં ઘટાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં રાજકીય અને સામાજીક જીવનની, સાહિત્યની, તત્ત્વજ્ઞાનની અને ઇશ્વર પ્રાપ્તિ

માટે યોગની નવી દિશા તેમણે બતાવવા પ્રયત્ન કર્યો છે. યોગની પ્રચલિત પ્રણાલિઓ આપણા દેશમાં ઘણીએ છે, અને ભવિષ્યના જીવન ઉપર મહાન અસર ઉત્પન્ન કરવા માટે તે સરજાયલી લાગે છે! અને તે પણ કેવળ હિંદનાજ નહિ પરંતુ સમગ્ર મનુષ્ય જાતિના! તેમનો હેતુ મોક્ષ, ઇશ્વરપ્રાપ્તિ વિગેરે ગણાય છે. તે બધા ઇશ્વર પ્રાપ્તિના વ્યવહારૂ માર્ગો-યોગમાર્ગોની એકદેશીયતા, અતિશયતા અને સંકુચિતતામાંથી છોડાવી તેમાંના પ્રત્યેકનું સત્ય સ્વીકારી, **શ્રી અરવિન્દે** પૂર્ણયોગની રચના કરી છે. એમના પોતાના અનુભવનો, રંગ પણ પૂર્ણયોગમાં સ્પષ્ટ જણાઇ આવે છે. સામાન્ય રીતે યોગ એટલે આપણા લોકો તેને કાંઇક ગૂઢ, ચમત્કારિક, અસાધારણ, કાંઇક ડરવા જેવું, કાંઇક ધીરે સાદે વાતો કરવા જેવું, બધાને નહિ સંભળાવવાનું, કુટુંબનો ત્યાગ કરવાનું, ઝાડનો રસ પીને તેના ઉપર રહેવાનું, કેવળ નિર્જન એકાંતમાં જઇ બેસવાનું; નાક પકડી શ્વાસને ઘેરી રાખવાનું, આસન કરી શરીરને મચડી નાખવાનું-એવું એવું કાંઇક અસ્પષ્ટ સમજે છે. **શ્રી અરવિન્દે** પૂર્ણયોગનો જે માર્ગ બતાવ્યો છે તેનો સિદ્ધાંત જુદોજ છે. "આખું જીવન એજ યોગ છે." એમ તેઓ માને છે. ઇશ્વર પ્રાપ્તિ કરવાના માર્ગ તરીકે સમગ્ર જીવન સ્વીકારવાથી અનંતગણો લાભ થાય છે. પૂર્ણયોગમાં આખા જીવનનો સ્વીકાર કરી જીવનનું રૂપરાંતર કરી નાખવામાં આવે છે.

સર્વત્ર સ્વીકારાતા પહેલાં પૂર્ણયોગને પોતાનો માર્ગ અસાધારણ મુશ્કેલીઓ વચ્ચે કરવાનો છે. એક બાજુ તેણે પંથ, સમુદાય અને પરિમિત યોગમાર્ગોની રૂઢિરક્ષક વૃત્તિઓને ફેરવવાની છે, બીજી બાજુ અશ્રદ્ધાળુ જડવાદી મનુષ્યોને પ્રભુપ્રાપ્તિની શકયતા બતાવી આપી તેમને બુદ્ધિવાદથી જીતવાના છે.

પૂર્ણયોગમાં શાસ્ત્ર, વિધિ, ગુરૂ વિગેરેનુમાંનું કશું આવશ્યક બંધન તરીકે સ્વીકારવામાં આવતું નથી. એ બાબતોમાં પૂર્ણયોગનો અભ્યાસ કરનાર સાધકને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે છે. વળી પૂર્ણયોગમાં કુંટુંબ, ગૃહજીવન, વ્યાપાર, ખેતી, અર્થાત્ જીવનના એકેએક ક્ષેત્રનો સ્વીકાર કરવામાં આવે છે. પૂર્ણયોગની ખાસ ખુબી તો એ છે કે તેનાથી પ્રભુ

પ્રાપ્તિ એક આદર્શ મટીને, વ્યવહારૂ પ્રશ્ન બની જાય છે, અને યોગ સાધના પણ મનુષ્યોના નાના સમુદાયનો ઇજારો મટીને આખી સમાજને માટે શકય બની રહે છે.

પૂર્ણયોગમાં હઠયોગનાં આસન, મુદ્રા, ક્રિયાઓ વિગેરેનો ખાસ સ્વીકાર કરવામાં આવતો નથી. ટુંક સમય માટે તેની અગત્ય સ્વીકારવાને પૂર્ણયોગ કદાચ અનુમતિ આપે પરંતુ તે અનિવાર્ય નથી મનાતું.

રાજયોગનો સ્વીકાર પણ પૂર્ણયોગ ભાગ્યેજ કરી શકે, કારણ કે સમાધિ અવસ્થા ઉપર તેમાં ઘણો ઝોક મૂકવામાં આવે છે અને જીવનનો ત્યાગ કરવાની અને એકાંતની અગત્ય ઘણી વધારે અંકાય છે. છતાં રાજયોગનાં પરિણામો પૂર્ણયોગ બીજી પદ્ધતિએ પ્રાપ્ત કરી લે છે ખરો.

કર્મ, જ્ઞાન અને ભક્તિના આધ્યાત્મિક માર્ગોને પૂર્ણયોગ સ્વીકારી લે છે અને તેમના વિરોધો દૂર કરી સર્વદેશીય પૂર્ણતા માટે શક્તિ, જ્ઞાન અને ભક્તિની અગત્ય સ્વીકારી તેમના મૂળ સિદ્ધાંતોને સાચવી પૂર્ણયોગની દૃષ્ટિએ તેમની સાધનાનો માર્ગ જનસમાજને આપે છે. પૂર્ણયોગના આ પ્રથમ ખંડમાં પૂર્ણયોગની દૃષ્ટિથી કર્મયોગનો અભ્યાસ આપવામાં આવ્યો છે. બીજા ખંડમાં જ્ઞાનયોગનો એજ દૃષ્ટિથી અભ્યાસ ચર્ચવામાં આવશે.

કર્મયોગ દ્વારા કેવળ નિષ્કામ સ્થિતિ પ્રાપ્ત થાય એટલે તેની પરાકાષ્ટા આવી એમ માની બેસવું એ એક પ્રચલિત ભૂલ છે. કર્મયોગ દ્વારા તો આપણે ઇશ્વરનો શક્તિ સ્વરૂપે સાક્ષાત્કાર કરવાનો છે. કર્તૃત્વાભિમાન છોડી શક્તિરૂપે પ્રભુ કર્તા છે એવો અનુભવ પ્રાપ્ત કરવાનો છે. એટલુંજ નહિ પરંતુ તેની સાથે અદ્વૈત સિદ્ધ કરી વ્યક્તિરૂપે ઇશ્વર જોડે સંબંધ બાંધી સમગ્ર જીવનને પ્રભુના કાર્ય સિદ્ધ કરવાના સાધન તરીકે પૂર્ણતા પ્રાપ્ત કરાવવી જોઇએ. મુક્ત થયા પછી પણ કર્મયોગી પ્રભુના જેવીજ દૈવી પ્રકૃતિ–સાધર્મ્ય મુક્તિ–મેળવી લોકસંગ્રહ માટે પ્રભુ પેઠે કાર્ય કરે છે.

જ્ઞાનદ્વારા કેવળ એકાંતિક અદ્વૈતનો અનુભવ જુના મત પ્રમાણે સર્વોત્તમ

ગણાય છે. પૂર્ણયોગમાં તે પ્રમાણે નથી. અદ્વૈતનો સાક્ષાત્કાર, આત્માની પ્રાપ્તિ, મોક્ષ વગેરે જરૂરનાં ગણવામાં આવે છે ખરાં, પરંતુ વ્યક્તિની સાથે સમષ્ટિની પાછળ રહેલું સત્ય પણ પૂર્ણયોગમાં સ્વીકારવામાં આવે છે. જુના જ્ઞાનયોગમાં અવિદ્યાનો અસ્વીકાર કરવામાં આવે છે. પૂર્ણયોગમાં વિદ્યા અને અવિદ્યા બન્નેને સ્થાન છે. પરંપરાગત જ્ઞાનયોગમાં ચૈતન્યની પૂર્ણતા–અનંતતા મેળવી સંતોષ મનાય છે; પૂર્ણયોગમાં ચૈતન્યઘનનો સાક્ષાત્કાર કરી આધારના એક એક કરણમાં તેને વ્યક્ત કરવાનો આદર્શ પણ સ્વીકારમાં આવે છે. એકાગ્રતા ધ્યાન, ત્યાગ વિગેરે પૂર્ણયોગમાં જુના મત હોય છે તે પ્રમાણે એકદેશીય હોતાં નથી, પરંતુ સ્થિતિસ્થાપક અને સમન્વય યુક્ત હોય છે. મનની પર આવી રહેલી અસ્તિત્વની દશામાં મગ્ન રહી સ્થૂલ શરીરનો અથવા તો મન વિગેરે સૂક્ષ્મ કરણોનો ત્યાગ કરવાને બદલે પૂર્ણયોગમાં તે સર્વેનું રૂપાંતર કરી તે સર્વ કરણોની પૂર્ણતા પ્રાપ્ત કરવામાં આવે છે.

વળી સમષ્ટિ પ્રત્યે પ્રાચીન જ્ઞાનયોગીઓની ઉદાસીનતા પૂર્ણયોગમાં આદર્શભૂત મનાતી નથી. સમષ્ટિની પૂર્ણતા પણ પુરૂશોતમના સ્વરૂપમાં રહેલી છે એવું પૂર્ણયોગમાં સ્વીકારાય છે. અક્ષર બ્રહ્મનો સાક્ષાત્કાર સર્વોત્તમ ગણાતા જુના જ્ઞાનમાર્ગને સ્થાને પૂર્ણયોગમાં અક્ષર બ્રહ્મથી પર પુરૂષોત્તમના સાક્ષાત્કારને વધારે અગત્ય આપવામાં આવે છે.

સમગ્ર પૂર્ણતાની કલ્પના પૂર્ણયોગ નીચે પ્રમાણે આંકે છે, ચૈતન્યસ્વરૂપે મનુષ્યના આત્માની સચ્ચિદાનંદ સ્વરૂપમાં પૂર્ણતા; વિરાટ્ સ્વરૂપે, તેનો સગુણ અને નિર્ગુણ–સક્રિય અને નિષ્ક્રિયરૂપે સાક્ષાત્કાર; તથા પરાત્પર પુરૂષોત્તમ સ્વરૂપે વ્યક્તિ, સમષ્ટિ, વિરાટ્, સગુણ, નિર્ગુણ, અક્ષર વિગેરેથી તેની પરાત્પરતા યાને નિરપેક્ષતા સાધકે પ્રાપ્ત કરવી જોઇએ. એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત વ્યક્ત જીવનમાં અહંતાને સ્થાને સર્વ વ્યવહારના અધિષ્ઠાતા તરીકે પુરૂષોત્તમ પ્રભુની તથા તેનાં કાર્યો સિદ્ધ કરનારી તેની અનંત શક્તિની સ્થાપના પણ સાધકે કરવી જોઇએ. વ્યક્તિ સર્વભાવે એ બન્નેને સમર્પણ કરી શકે છે. ત્યારપછી તે શક્તિ અને ભગવાન પોતે બુદ્ધિમાં સંશયગ્રસ્ત અને અનિશ્ચિત જ્ઞાનને બદલે, સર્વજ્ઞાનસામર્થ્ય;

ચિત્તમાં લાગણીઓના દ્વંદ્વોના પૂરને બદલે, સતત સહજ આનંદની પરિસીમા અને સર્વપ્રેમસામર્થ્ય; પ્રાણમાં વિકારો અને વાસનાઓના હુમલાઓને પરિણામે જન્મતી અસ્વસ્થ સુખ દુ:ખમય સ્થિતિને બદલે, સર્વભોગસામર્થ્ય અને સર્વત્ર સર્વ વસ્તુમાંથી રસગ્રહણશક્તિ તથા શરીરમાં આત્માની સર્વ ક્રિયાઓ કરવાની સંપૂર્ણ યોગ્યતા સ્થાપન કરે છે.

આપણે ઉપર જોઇ ગયા કે પૂર્ણયોગમાં વ્યક્તિના મોક્ષનો આદર્શ ગૌણ ગણવામાં આવે છે. પરંપરાગત યોગ માર્ગોમાં તે યોગ સાધનાનો અંતિમ લક્ષ્ય હોય છે. જ્યારે પૂર્ણયોગમાં તે માત્ર એક સાધન ગણાય છે. મનુષ્યજાતિના કલ્યાણને માટે પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરી દેવું એ વિચાર તો પૂર્ણયોગના પાયામાંજ રહેલો છે. ટુંકામાં પૂર્ણયોગમાં શુદ્ધિ, મુક્તિ, સિદ્ધિ અને ભક્તિ એ ચારેનો સમાવેશ કરવામાં આવે છે.

આ પૂર્ણતા આખી મનુષ્યજાતિમાં લાવવા માટે મનુષ્યે વ્યક્તિ તરીકે પોતે શરૂઆત ( પહેલ ) કરવી જોઇએ એવો પૂર્ણયોગનો સિદ્ધાંત છે. આત્માની ચૈતન્ય સ્વરૂપે પૂર્ણતા સિદ્ધ કરી, કરણો દ્વારા તે પૂર્ણતા જીવનમાં વ્યક્તિ અને સમષ્ટિમાં વ્યક્ત કરવી એ પૂર્ણયોગનો આદર્શ છે.

પ્રાચીન ભક્તિમાર્ગ પ્રમાણે ભક્તિ અને જ્ઞાનનો વિરોધ ઉભોજ રહે છે. જ્ઞાની ભક્તોને મૂર્ખ ગણે છે, અને ભક્તો પોતાની પ્રેમ મસ્તીમાં મગ્ન રહી બુદ્ધિના સંતોષની કે મનની પૂર્ણતાની પરવા કરતા નથી અને પોતે પોતાની એકદેશીયતામાંજ આનંદ માને છે. પૂર્ણયોગમાં ભક્તિનો સ્વીકાર છે અને તેના ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક અનુભવોનો સ્વીકાર કરી ભગવાનને પુરૂષોત્તમરૂપે સર્વ કર્મો અર્પણ કરવાનો સિદ્ધાંત જ્ઞાન અને કર્મમાં પણ તે ઘટાવે છે. જે પ્રમાણે જ્ઞાન અને કર્મ ભક્તિના મૂળ સિદ્ધાંતને સ્વીકારે છે તે પ્રમાણે ભક્તિમાં ભગવાનની સેવા રૂપે સવ મનુષ્યોમાં વ્યાપી રહેલા ભગવાનની સેવાના રૂપમાં કર્મયોગનો અને સર્વત્ર પ્રભુ દર્શન રૂપે સતત જાગ્રત જ્ઞાન સમાધિના રૂપમાં જ્ઞાનયોગનો સ્વીકાર પૂર્ણયોગમાંનો ભક્તિયોગ કરે છે.

તંત્રના સિદ્ધાંતો તો સમન્વયયુક્ત, સમર્થ અને વિશાળ છે. તેમાં

રાજયોગની ક્રિયાઓ, કુંડલિનીને જાગૃત કરી, ષટ્ચક્રનો ભેદ કરી પ્રકૃતિ અને પુરૂષનું અદ્વૈત કરવાની ઘણી ઘણી વિધિઓ બતાવવામાં આવી છે. તંત્રમાર્ગમાં **શક્તિ** સર્વોપરિ માનવામાં આવે છે. પ્રભુનો સાક્ષાત્કાર પણ **શક્તિ** સ્વરૂપે કરવામાં આવે છે. પૂર્ણયોગમાં શક્તિનો સ્વીકાર કરવામાં આવે છે, પરંતુ વેદાંતના મત પ્રમાણે પુરૂષની સર્વોપરિ સત્તા સ્વીકારી, પ્રકૃતિને તેની ક્રિયાત્મક **શક્તિ** ગણવામાં આવે છે. તંત્રનો હેતુ મુક્તિ ઉપરાંત ભુક્તિ છે, તેને પણ પૂર્ણયોગ સંપૂર્ણ રીતે સ્વીકારી લે છે. વેદાંતના પાયા ઉપરાંત પૂર્ણયોગ તંત્રના અંતિમ હેતુની પૂર્ણતા પણ સિદ્ધ કરે છે.

પૂર્ણયોગનો આદર્શ આગળ આપણે જોઇ ગયા. તેનું અહીં કંઇક વધારે સ્પષ્ટીકરણ કરીશું આત્માની તથા તેનાં કરણોની જે પૂર્ણતા વર્ણવવામાં આવી છે તે મનુષ્યજાતિની આધુનિક સ્થિતિમાં રહીને પ્રાપ્ત કરી શકાય તેવી નથી, કારણ કે માનસિક શક્તિઓ દ્વૈત પ્રધાન હોવાથી અને અવિદ્યામાં મગ્ન હોવાથી તેઓ હાલની સ્થિતિમાં પૂર્ણજ્ઞાન અને પૂર્ણશક્તિ કે પૂર્ણ ભક્તિને ધારણ કરી શકે તેમ નથી. અર્થાત્ પ્રકૃતિએ વિશ્વની ઉત્ક્રાંતિમાં–ક્રમવિકાસમાં–જડ પદાર્થ, પ્રાણમય વનસ્પતિ, પ્રાણીઓ વિગેરેથી માંડીને મનુષ્યજાતિમાં માનસિક શક્તિઓ ઉત્પન્ન કરી છે, તેનાથી પર જવાને પ્રકૃતિ પ્રયાસ કરી રહી છે. મનોમય ભૂમિકા રૂપી પરિમિત જળાશયને વટાવીને તેનાથી પર રહેલા વિજ્ઞાનનાં અગાધ સમુદ્રમાં જવા માટે મનુષ્યજાતિને તે પ્રેરી રહી છે. તે વિજ્ઞાનની સતત જાગ્રતિ પ્રાપ્ત કરી શકાય તોજ ઉપર જણાવેલી સર્વદેશીય પૂર્ણતા પ્રાપ્ત કરી શકાય; અને તોજ મનુષ્યજાતિની મુશ્કેલીઓનો અંત આવે! પશ્ચિમના જર્મન દેશના જડવાદ પ્રધાન તત્ત્વવેત્તા નિટ્ઝેએ જે Superman "મનુષ્યથી પર" મનુષ્યની કલ્પના કરી હતી તેજ એ સ્થિતિ છે. મનુષ્યમાં રહેલી પ્રભુતા વિષે પૂરાતન કાળથી ચાલતી આવેલી શ્રદ્ધાનો પણ એજ અર્થ છે! વેદમાં પરાર્ધ, અને અપરાર્ધ; भूः, भुवः, स्वः થી પર ऋतम्‌નો તથા ऊ લોક અને ऊरु લોકનો, ઉપનિષદમાં વર્ણવેલા સૂર્યનો; તથા બુદ્ધિથી પર અવસ્થાનો; પુરાણોમાં વર્ણવેલા સપ્તલોકમાંથી तप લોકનો અર્થ પણ એ વિજ્ઞાનમય ભૂમિકાજ

છે. મનથી પર તે અવસ્થામાં જવા પ્રયાસ કરતી પ્રકૃતિને સહાયભૂત થવું એજ આપણું કર્તવ્ય છે. ધીમે ધીમે એ આદર્શ સમષ્ટિમાં પણ સિદ્ધ થવાનો. અને જ્યારે વ્યક્તિ અને સમષ્ટિમાં તે સંપૂર્ણ રીતે સિદ્ધ થશે ત્યારે સર્વધર્મોમાં વર્ણવેલો સુવર્ણયુગ–સત્યયુગ પૃથ્વીપર આવશે !

પ્રત્યેક યોગમાર્ગ તત્ત્વજ્ઞાનના અમુક વિચારો ઉપર રચાય છે. પૂર્ણયોગ પણ એવાજ સમન્વિત તત્ત્વજ્ઞાનના પાયા ઉપર સ્થિત છે, તોપણ ભૂતકાળના દર્શનો જોડેનો તેનો સંબંધ અહીં સ્પષ્ટ કરવા માટે ટુંકામાં તેનો વિચાર તુલનાત્મક દૃષ્ટિથી કરવામાં આવે છે.

પૂર્ણયોગમાં સાંખ્યદર્શનનો પુરૂષ પ્રકૃતિનો ભેદ માન્ય છે અને તે પણ છેવટ સુધી ! પરંતુ સાંખ્યમાં સ્વીકારાતું પુરૂષ પ્રકૃતિનું દ્વૈત પૂર્ણયોગને માન્ય નથી, કારણકે પૂર્ણયોગ પ્રમાણે પુરૂષ અને પ્રકૃતિ એ બન્ને જુદાં તત્ત્વો નથી પરંતુ એકજે પુરૂષોત્તમનાં કાર્યરૂપ છે !

વળી, સાંખ્યમાં મનાતું પુરૂષોનું બહુત્વ પણ પૂર્ણયોગ સ્વીકારતો નથી; કારણ કે સર્વ ક્ષર પુરૂષોથી પર અક્ષર આવેલો હોઇ તેનુંજ કાર્ય સર્વ ક્ષર પુરૂષોમાં આપણને દેખાય છે એમ તે માને છે. વળી અક્ષર સ્થિતિ કાંઇ ઉચ્ચતમ આધ્યાત્મિક સ્થિતિ નથી, પરંતુ પુરૂષોત્તમ એ તેનાથી પણ પર અને ઉચ્ચતમ ભૂમિકા પૂર્ણયોગમાં મનાય છે.

વેદાંતદર્શન તો પૂર્ણયોગનો પાયો છે, પરંતુ તેમાં શંકર, રામાનુજ અને વલ્લભાચાર્યના કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈતમતનો સમન્વય છે. તેમની એકદેશીયતા ને પરસ્પર વિરોધોનો પૂર્ણયોગમાં અસ્વીકાર છે.

શાંકરમતમાં પ્રતિપાદિત માયાવાદ પૂર્ણયોગમાં જેવો ને તેવો માન્ય નથી. જગતનું જેવું મિથ્યાત્વ શંકરમતમાં પ્રતિપાદિત નથી, તેવું કમભાગ્યે પાછળથી શંકરને નામે સ્વીકારવા લાગ્યું ! વળી, ત્યાગની જે પરાકાષ્ટા–સચ્ચિદાનંદમાં મગ્ન થઇ રહેવાની વૃત્તિ અને સમષ્ટિજીવનનો અસ્વીકાર, સંસારના મિથ્યાત્વની ભાવના, શંકરમતને પરિણામે આર્યાવર્તમાં પ્રચલિત છે, તે પૂર્ણયોગમાં માન્ય નથી. આ સર્વનાં કારણો યોગના પુસ્તકમાં આપેલાં હોવાથી અહી આપવાં ઉચિત ધાર્યાં નથી.

વિશિષ્ટાદ્વૈતમાં વ્યક્તિની નિત્યતા સ્વીકારાય છે તે પૂર્ણયોગ સ્વીકારતો નથી. પ્રભુ જોડે આત્માનું અદ્વૈત સ્વીકારી વ્યક્તિ ને સમષ્ટિ બન્નેના સત્યનો તે સ્વીકાર કરે છે; શુદ્ધાદ્વૈતનો ભક્ત ભગવાનનો પ્રેમસંબંધ પૂર્ણયોગ સ્વીકારે છે. પરંતુ તે ભગવાન કેવળ વ્યક્તિત્વવાળોજ નહિ પરંતુ અક્ષરથી પણ પર–પરાત્પર–પુરૂષોત્તમ છે એવું સ્વીકારી તેની ભક્તિ કરી સર્વમાં તેની પ્રાપ્તિ અને સર્વમાં તેની સેવા તે પ્રતિપાદન કરે છે. કેવળ સાયુજ્ય મુક્તિ નહિ પરંતુ સાલોક્ય અને સાધર્મ્ય મુક્તિનો પણ પૂર્ણયોગ સ્વીકાર કરે છે. બૌદ્ધ મતનું પણ તેજ પ્રમાણે છે.

આ બધી તો કેવળ શુષ્ક તાર્કિક દલીલો થઇ! આપણો આદર્શ જુદો છે. આપણે પંડિતાઇ મેળવવી નથી. આપણે તો પ્રભુ પ્રાપ્ત કરવો છે! બુદ્ધિ આપણને મદદ કરે પરંતુ તેને પણ હદ રહેલી છે. તે પણ પાંગળી છે. યોગનો ખરો ઉપયોગ તેના અભ્યાસમાં રહેલો છે, અને એ યોગાભ્યાસ કરવો કંઇ સહેલ નથી. સ્વામી રામતીર્થનું એ સુંદર ઉદાહરણ મને યાદ આવે છે. એક માણસનું નામ "સિંહ" ઉપર હતું. તેણે અભિમાનથી પ્રેરાઇને પોતાના હાથ ઉપર સિંહનું છુંદણું પડાવવાનો વિચાર કર્યો. છુંદણું પાડનારને ત્યાં જઇ જ્યારે તે પડાવવાની શરૂઆત કરી ત્યારે તો ચામડીમાં હથિયારની અણી ભોંકાવા માંડી! તેણે કારીગરને કહ્યું કે "તું શું કરે છે?" તેણે કહ્યું કે "હું સિંહની પૂંછડી કાઢું છું." છુંદણું કઢાવનારે કહ્યું "વાહરે વાહ! એટલું એ ખબર નથી આજકાલના સુધરેલા જમાનામાં પૂંછડી વગરના કુતરાઓ, સિંહો વગેરે રાખવાનો પ્રચાર છે!" કારીગરે સિંહના કાન કાઢવા માંડયા, એટલે તેણે કાન કાપેલાં પ્રાણીઓજ સુધરેલા લોકો રાખે છે એમ સમજાવ્યું. છેવટે સિંહનો બીજો ભાગ કાઢવા જતાં પેલા માણસે બૂમ પાડી! કારીગરે છેવટે તેને પોતાને ઘેર પાછો જવા કહ્યું! સિંહ કઢાવનાર શોખીન માણસના આરંભનો એવો અંત આવ્યો! આપણે પણ ઇશ્વર પ્રાપ્તિના માર્ગમાં નડતી ઇચ્છાઓ કામનાઓ–આવેશો વગેરેને દૂર કરવા ઇચ્છીએ છીએ પરંતુ, જ્યારે તેમને દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ કે તુર્તજ આપણી દશા પેલા છુંદણા કઢાવનાર જેવી થાય છે. અહંતાને દૂર કરતાં

કરતાં અનહદ દુઃખ થાય છે! શું કરવું? એ બે વાત સાથે બને પણ કેવી રીતે? જ્યાં સુધી આ અજ્ઞાનમય જીવન છે ત્યાંસુધી ઇશ્વર ક્યાંથી મળે? સ્વાર્થ પણ સધાય અને આધ્યાત્મિક પ્રગતિ પણ થાય એ કેવી રીતે બને?

ખરૂં જોતાં, માણસને પ્રભુ પ્રાપ્તિને માટે ધગશ ભાગ્યેજ હોય છે. કોઇક સ્વાર્થ માટે, કામના માટે, કેટલાક લોકો અહંકારની તૃપ્તિ માટે, કોઇ સિદ્ધિ માટે, કોઇ મોટા ગણાવા માટે પ્રભુ પ્રાપ્તિને ઇચ્છે છે! અરે રે! અજ્ઞાનનો વિસ્તાર કેટલો છે? પ્રભુપ્રાપ્તિ કરીને પ્રભુને પોતાના ઉપયોગમાં લાવવાની ઇચ્છા પણ આ ક્ષુદ્ર હૃદયમાં રહી જાય જાય છે! પરંતુ એકવાર શુદ્ધ સાત્વિક ભાવથી આપણું સર્વસ્વ પ્રભુને અર્પણ થાય તો જીવન સાર્થક બને! અને અદ્ભુત આનંદની ઝાંખી થાય! જીવનમાં નિર્ભયતા, નિત્યાનંદ અને મુક્તિ આપોઆપ અનુભવાય! આપણે પ્રભુ પાસેથી કાંઇ લેવાનું નથી, તે તો આપણને પોતાની જાત અર્પણ કરી રહ્યો છે! આપણે તો આપણું સર્વસ્વ તેને અર્પણ કરી, આપણું જીવન તેના ઉપયોગમાં લાવવા પ્રયત્ન કરવાનો છે. પ્રત્યેક ક્રિયા, પ્રત્યેક વિચાર, પ્રત્યેક વસ્તુ તેને અર્પણ કરવાનો અભ્યાસ કરવાથી અંતે તેને માર્ગ જણાય છે.

લખાણોનો પાર નથી. અનુભવીઓ કહી ગયા છે કે પુરૂષોત્તમને વર્ણવતાં સરસ્વતી થાકી જાય છે! તો પણ તેનો પ્રેમ એવો ગાઢ છે કે અનંત યુગોથી સરસ્વતી તેનાં ચરણોમાં વહી રહી છે! **महिम्न पारंते परमविदुषो यद्यसदृशि (। ×××××य) अवसन्नास्त्वयि गिरः॥** આ પુસ્તક પણ તેવોજ એક પ્રયત્ન છે. તેને વાંચી કોઇ એકાદ વિરલ વ્યક્તિ પણ પ્રભુ પ્રાપ્તિ માટે દોરાશે તો પણ સર્વ શ્રમ સાર્થક થશે! અને તે પ્રમાણે ન થાય તોપણ શું? એ પણ કોની મરજીની વાત છે? હે પ્રભો! આ સર્વ તારી કૃપાથી શરૂ થયું અને તારી કૃપાથી પૂર્ણ થયું! એમાં તારો જે હેતુ હોય તે સફળ થાઓ! હરિઃ ૐ તત્ સત્.

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

---

અંગત.

ઘણા મહાન પુરૂષોને પોતાના જીવનમાં જીસસ ક્રાઇષ્ટ અને બુદ્ધ પેઠે જનસમાજનું હિત સાધી પોતાનાજ જીવનમાં પોતાના આદર્શો જનસમાજ આગળ મૂકી કાર્ય કરવાનું આવે છે. રામકૃષ્ણ જેવા મહાન પુરૂષને પોતે અજ્ઞાત રહી તે કાર્ય કરી ચાલ્યા જવું પડે છે અને વર્ષો પછી દુનિયા તેમને ઓળખે છે. કારણ કે સમાજની વર્તમાન દશાથી તેઓ એટલા બધા તો આગળ વધ્યા હોય છે કે પોતાના વિચારો અપરિપકવ સામુદાયિક જીવનમાં મૂકવાની તેઓ ઉતાવળ કરતા નથી. એમને સત્યમાં અડગ શ્રદ્ધા હોય છે. વર્તમાનમાં એમને કરવાનું કામ તેઓ કદી પણ ચૂકતા નથી. તેઓ જગતને ભ્રમ, મિથ્યા નામરૂપાત્મક અસત્ય જાણીને તેનો તિરસ્કાર કરતા નથી. **શ્રી અરવિન્દ ઘોષ**ના વિચારોની કદર ભવિષ્યની પ્રજા વધારે કરે એ સંભવિત છે. આર્યાવર્તની પ્રજાના ઉદ્ધાર માટે જે વ્યક્તિએ પોતાનું સર્વસ્વ સૌથી પ્રથમ ફેંકી દેતાં પાછું જોયું નહિ, જેણે સતત પ્રયાસ કરીને પોતાની સર્વશકિતઓ દેશનેજ ખાતર અર્પણ કરી ! જેણે **ભારત**ના ઉદ્ધારને પોતાની યોગ તપસ્યાના સંકલ્પ તરીકે સ્વીકાર્યો, તે માણસનું યથાર્થ જીવન જ્યારે ભવિષ્ય જાણશે, તેના વિચારો ભવિષ્યની પ્રજા જાણશે, ત્યારે તેની પૂરી કદર થશે એમ લાગે છે. મહાન વિભૂતિઓ સમાજની સર્વ માગણીઓ સર્વથા સ્વીકારે એવું બનતું નથી ! તેઓ પ્રચલિત રૂઢ વિચારોને, વર્તમાનને, પરિમિત મનુષ્યોની દષ્ટિથી જોતા નથી. તેઓ સમાજને દોરવા માટે આવે છે તેનાથી દોરાવા માટે નહિ ! હિંદના વર્તમાન જીવનમાં અને ભવિષ્યના જીવનમાં શ્રી અરવિન્દે પોતે કાર્યરૂપે ભજવેલો ભાગ હજી સમાપ્ત થયલો ગણાય નહિ.

---

# અનુક્રમણિકા.

અંગત.

ઘણા મહાન પુરૂષોને પોતાના જીવનમાં જીસસ ક્રાઇષ્ટ અને બુદ્ધ પેઠે જનસમાજનું હિત સાધી પોતાનાજ જીવનમાં પોતાના આદર્શો જનસમાજ આગળ મૂકી કાર્ય કરવાનું આવે છે. રામકૃષ્ણ જેવા મહાન પુરૂષને પોતે અજ્ઞાત રહી તે કાર્ય કરી ચાલ્યા જવું પડે છે અને વર્ષો પછી દુનિયા તેમને ઓળખે છે. કારણ કે સમાજની વર્તમાન દશાથી તેઓ એટલા બધા તો આગળ વધ્યા હોય છે કે પોતાના વિચારો અપરિપકવ સામુદાયિક જીવનમાં મૂકવાની તેઓ ઉતાવળ કરતા નથી. એમને સત્યમાં અડગ શ્રદ્ધા હોય છે. વર્તમાનમાં એમને કરવાનું કામ તેઓ કદી પણ ચૂકતા નથી. તેઓ જગતને ભ્રમ, મિથ્યા નામરૂપાત્મક અસત્ય જાણીને તેનો તિરસ્કાર કરતા નથી. શ્રી અરવિન્દ ઘોષના વિચારોની કદર ભવિષ્યની પ્રજા વધારે કરે એ સંભવિત છે. આર્યાવર્તની પ્રજાના ઉદ્ધાર માટે જે વ્યક્તિએ પોતાનું સર્વસ્વ સૌથી પ્રથમ ફેંકી દેતાં પાછું જોયું નહિ, જેણે સતત પ્રયાસ કરીને પોતાની સર્વશક્તિઓ દેશનેજ ખાતર અર્પણ કરી ! જેણે ભારતના ઉદ્ધારને પોતાની યોગ તપસ્યાના સંકલ્પ તરીકે સ્વીકાર્યો, તે માણસનું યથાર્થ જીવન જ્યારે ભવિષ્ય જાણશે, તેના વિચારો ભવિષ્યની પ્રજા જાણશે, ત્યારે તેની પૂરી કદર થશે એમ લાગે છે. મહાન વિભૂતિઓ સમાજની સર્વ માગણીઓ સર્વથા સ્વીકારે એવું બનતું નથી ! તેઓ પ્રચલિત રૂઢ વિચારોને, વર્તમાનને, પરિમિત મનુષ્યોની દૃષ્ટિથી જોતા નથી. તેઓ સમાજને દોરવા માટે આવે છે તેનાથી દોરાવા માટે નહિ ! હિંદના વર્તમાન જીવનમાં અને ભવિષ્યના જીવનમાં શ્રી અરવિન્દે પોતે કાર્યરૂપે ભજવેલો ભાગ હજી સમાપ્ત થયેલો ગણાય નહિ.

---

---

પ્રકાશક તરફથી બહાર પડેલાં

## બીજાં પુસ્તકો.

૧. પૂર્ણયોગ ખંડ ૨ જો જ્ઞાનયોગ.

૨ ગીતા નિષ્કર્ષ પ્રથમ ખંડ.

૩. ભક્તિયોગ. ( અશ્વનીકુમાર દત્તનું બનાવેલું ).

૪ ટાગોરનાં સંસ્મરણો.

૫ જગતની પ્રજાઓને.

૬ યૌગિક સાધન.

૭. જગન્નાથજીનો રથ.

૮ અરવિંદ ઘોષના પત્રો.

વિગેરે.

# શબ્દ કોષ.



Matter=દ્રવ્ય અથવા પદાર્થ.
Spirit=આત્મા.
Subtle=સૂક્ષ્મ.
Reveation=આવિષ્કાર અપૌરૂષેય જ્ઞાન.
Intuition=સહજાવબોધ, સહજજ્ઞાન, અંતર્જ્ઞાન, અંતર્સ્ફુર્ણા, સ્વયંપ્રજ્ઞા.
Inspiration=પ્રેરણાશકિત, ઇશ્વરપ્રેરિતજ્ઞાન.
Discrimination=વિવેક.
Vitality=પ્રાણશકિત.
Universal Nature=પ્રકૃતિ.
The cosmic consciousness=વિરાટ્ ચૈતન્ય, વિશ્વચૈતન્ય.
The cosmic Self -વિરાટ્ આત્મા, વિશ્વાત્મા.
Subjective=સ્વાનુભવ ( પૂર્ણ ) રસિક.
Objective=સર્વાનુભવરસિક.
Life=સંસાર, સંસારિક જીવન, વ્યવહાર.
Real=વાસ્તવિક.
Aspiration=અભિલાષ.
Symbol=પ્રતિક.
Harmony=એકરાગ, સંવાદ, તાલબદ્ધતા.
Conclusive=નિશ્ચયાત્મક, નિર્ણયાત્મક.
Self-Surender=આત્મસમર્પણ.
Conscious-સજ્ઞાન, ચૈતન્ય યુક્ત.
Absolute=નિરપેક્ષ.
Unity and Universality=એકતા અને સર્વમયતા.
Passive=નિષ્ક્રિય.

Will=શક્તિ.
Abstract=સૂક્ષ્મ, કાલ્પનિક, મનોમય.
Physical=સ્થૂલ.
Physical sheath=અન્નમય કોષ.
Mental sheath=મનોમય કોષ.
Subtle Body=સૂક્ષ્મ ( દેહ ).
Supramental sheath=વિજ્ઞાનમય કોષ.
Supermind=વિજ્ઞાન.
Sheath of joy=આનંદમય કોષ.

# પ્રકરણ ૧ લાનું પૃથક્કરણ.

પ્રત્યેક પ્રયત્નમાં સામાન્યમાંથી વિશિષ્ટ જન્મે છે અને વિશિષ્ટમાંથી પાછું એકીકરણ—સમન્વય-કરવામાં આવે છે.

આધુનિક સમય પણ તેવોજ સમન્વયનો યુગ છે અને બુદ્ધિવાદની કડક પરીક્ષામાંથી બધી પ્રવૃત્તિઓને પસાર થવું પડે છે.

યોગ પણ એવી પરીક્ષામાંથી પસાર થઇ રહ્યો છે.

પુનરૂજ્જીવન માટે યોગનો પણ સમન્વય થવાની જરૂર છે.

ખરૂં જોતાં સમગ્ર જીવન એજ પ્રકૃતિનો મહાન યોગ છે. માણસમાં તે પ્રયત્ન સજ્ઞાન થાય છે; પરંતુ આખા વિશ્વમાં તેની સામાન્ય ક્રિયાઓ કાર્ય કરતીજ હોય છે.

યોગ અદ્ભુત નથી. યંત્રદ્વારા કાર્ય કરી રહેલી વરાળ અને વીજળી અદ્ભુત કામ કરે છે, પરંતુ જગતમાં વિખરાઇ રહેલી વરાળ અને વિજળી કાંઇ અસાધારણ શક્તિ બતાવતી નથી. તેજ પ્રમાણે યોગનું પણ છે. આંતર જીવનની સુક્ષ્મ શક્તિઓ એજ પ્રમાણે કાર્ય કરી શકે.

ઉદાહરણ તરીકે 'રાજયોગ' માનસિક શક્તિઓના સંયમ ઉપર તથા પ્રાણશક્તિ પરના કાબુ ઉપર આધાર રાખે છે. હઠયોગ શરીર અને પ્રાણશક્તિ ઉપર કાર્ય કરે છે. જ્ઞાન, કર્મ અને ભક્તિ પણ માનસિક શક્તિઓ ઉપર આધાર રાખે છે.

શોધખોળને લીધે પરવશતા વધે છે, અને કૃત્રિમતા પણ વધે છે. તે પ્રમાણે યોગમાં પણ વિશિષ્ટ પ્રયત્નોને લીધે એવું પરિણામ આવવાનો સંભવ છે. સામાન્ય રીતે યોગ સંસારનો ત્યાગ કરવાનો બોધ

આપે છે, એવો ભાસ તેને માટે જનસમાજમાં હોય છે. ઘણા તો "ત્યાગ એ સાધન છે" એ સિદ્ધાંત ભૂલી જઇ ત્યાગ એજ યોગનો હેતુ છે એવું સમજે છે.

ઇશ્વર અને પ્રકૃતિને એક ન કરે તે સમન્વય ગણાયજ નહિ.

આપણે તો સંસારનો સ્વીકારજ કરવાનો હોય. કદાચ વ્યકિતના ખાસ સંજોગોને લીધે ત્યાગ જરૂરી ગણાય, પરંતુ મનુષ્યનો આંતર યોગ જ્યારે પ્રકૃતિના બહાર ચાલી રહેલા યોગ સાથે સંવાદ બને અને "આખું જીવનજ યોગ છે" એવો સાક્ષાત્કાર માણસને થાય ત્યારેજ પૂર્ણ યોગ થયો મનાય.



# પૂર્ણ યોગ

અથવા

# યોગ માર્ગનો સમન્વય.



## પ્રકરણ ૧ લું.



### ૧. જીવન અને યોગ અથવા યોગનો જીંદગી સાથે સંબંધ.

" સમગ્ર જીવન એજ યોગ છે. "

**સમન્વયની સરતો.**

સામાન્યમાંથી વિશિષ્ટ.

કુદરતનાં કાર્યોમાં હમેશાં બે જરૂરીઆતો આપણને જણાઇ આવે છે. ખાસ કરીને માણસ જાતના સમારંભોમાં અને મહાન્ કાર્યોમાં તે ઘણીજ આગળ પડતી દેખાય છે. સામાન્ય જીવનનાં કાર્યોમાં તેમજ અસાધારણ અને દિવ્ય ગણાતાં કાર્યોમાં પણ કુદરત એ બે જરૂરીઆતોને પૂરી પાડીને આગળ વધે છે. માણસજાત જે જે ક્રિયાઓ કરે છે તેના સ્વરૂપમાં સમન્વય પ્રત્યે જવાની–વિવિધતામાં એકતા પ્રકટાવવાની અને અંતિમ સમગ્રતા પ્રાપ્ત કરવાની–વૃત્તિ કુદરતી રીતેજ હોય છે. વિવિધતા અને વ્યક્તિત્વનો ગમે તેટલો આવિર્ભાવ થાય તોપણ તેમનું અંતિમ વલણ એકતા અને સમગ્રતા પ્રત્યેજ હોય છે.

એ પ્રમાણે જે એકતા, સમગ્રતા અને પૂર્ણતા પ્રાપ્ત થાય છે તે ફરીને જુદા જુદા વિશિષ્ટ પ્રયત્નોમાં વહેંચાઇ જાય છે, અને તે બધા પ્રયત્નો છેવટ પાછા વધારે વ્યાપક એકતામાં લય પામે છે. એ

અને વિશિષ્ટમાંથી પાછો સમન્વય થાય છે.

કુદરતની પહેલી જરૂરીઆત થઇ. બીજી જરૂરીઆત એ છે કે સંપૂર્ણ આવિર્ભાવ થવાને માટે જુદાં જુદાં વિશિષ્ટ સ્વરૂપોમાં તત્ત્વોનો વિકાસ થવો જોઇએ. તોપણ જે પ્રયત્ન અથવા અભ્યાસ ઘણાજ સખ્ત નિયમોથી જકડાયલો રહે છે તેમાંથી ઘણું ખરૂં સત્વ જતું રહે છે, અને એવા કોઇ પણ પ્રયત્નને ફરીને સંજીવન કરવો હોય તો તેમાં આધ્યાત્મિક જીવનનું વહેણ વાળવું જોઇએ, જેથી કરી ફરીથી તેનું સ્વરૂપ બદલાય અને તે નવજીવન પ્રાપ્ત કરે. ફરી ફરીને પુનર્જન્મ ધારણ કરવો એ સ્થૂલ જીવનને અમર કરવાનો માર્ગ છે. આપણે જન્મ્યા છીએ પણ એવા યુગમાં કે જ્યારે એકે એક ગહન, વ્યવહારૂ અને સમર્થ વિચાર તથા કાર્યને બુદ્ધિવાદની કડક પરીક્ષામાંથી પસાર થવું પડે છે. તે પસાર કરે તો ફરીને જન્મ ધારણ કરવાને તેને રજા મળે છે. આધુનિક મનુષ્યજાતિ પ્રસૂતિની પીડામાં હોય એવું લાગે છે. હમણાંના યુગને મીંડીયામાંના ખીચડો રાંધવાના મહાન તામડાની ઉપમા આપવી યોગ્ય છે. એમાં દરેક વસ્તુ નાખવાંમાં આવે છે, કેટલીકને તોડી નાખવામાં આવે છે, કેટલીકને અનુભવની કસોટીએ ચઢાવવામાં આવે છે, અને કેટલીકને એવી રીતે ભેગી કરવામાં આવે છે, કે જેથી તેમનું મૂળ રૂપ નાશ પામે અથવા તો તેમની જીંદગી નવેસર લંબાય. એ ખીચડામાંથી કેટલીકને નવાં સ્વરૂપોમાં માણસ જાત સમક્ષ રજુ કરવામાં આવે છે અને તેમને નવું જીવન ગાળવાની રજા મળે છે. આર્યાવર્તનો યોગ માર્ગ પણ પ્રકૃતિની મગજ શકિતઓનો એક વિશિષ્ટ પ્રયત્ન છે. તે પ્રયત્ન વિશિષ્ટ હોઇ વિધવિધ રૂપોમાં અત્યારે હયાત છે. તોપણ માણસજાતના ભાવિ જીવનમાં તે તત્ત્વ વધારે લાભદાયી, અસરકારક અને ક્રિયાત્મક થાય તેવી શકયતાઓ તેનામાં રહેલી છે. યોગ તો અનંત યુગોનું બાળક છે. તેનામાં પ્રાણ અને સત્વ હોવાથી વર્તમાનકાળ સુધી તે ટકી રહ્યો છે. હમણાં તે સન્યાસીઓની ગુફાઓ-

આધુનિક યુગ મંથનકળા છે.

માંથી અને સાધુઓના છૂપા સંપ્રદાયોમાંથી માણસજાતના સમગ્ર જીવનમાં ઉપયોગી થવાને અને પોતાનું યોગ્ય સ્થાન લેવાને બહાર આવે છે; પરંતુ યોગ માર્ગ એ પ્રમાણે સ્વીકારાય તે પહેલાં તેણે પોતાની જાતને બરાબર ઓળખી લેવી જોઇએ. માનવ સમાજ ઉપર પોતે શા માટે અસર ઉપજાવવા માગે છે તે સત્ય પણ તેણે શોધી લેવું જોઇએ. પોતે કુદરતના કયા પ્રયત્નને સહાય કરવા માગે છે તે તેણે જાણી લેવું જોઇએ. એ પ્રમાણે પોતાના આત્માનું જ્ઞાન અને કદર કરીને તેણે પોતે સમન્વય કરવો ઘટે છે. એ પ્રમાણે પોતે પુનર્ઘટના કરે તો યોગ માણસ જાતના જીવનમાં સફળતાથી અને વેગથી સ્વીકારાય. યોગનો દાવો તો એ છે કે અત્યારે પણ જીવનનાં ગૂઢમાં ગૂઢ રહસ્યો અને ઉચ્ચામાં ઉચ્ચ શિખરો પ્રત્યે પોતેજ માણસ જાતને દોરે છે. એ કાર્ય પણ યોગની પુનર્ઘટના થાય તો સરળતાથી થઇ શકે.

તેમાં યોગનો પણ સમન્વય થવાની જરૂર છે.

જીવન અને યોગ એ બન્ને પ્રત્યે ખરૂં દૃષ્ટિબિંદુ રાખતાં જણાશે કે આખું જીવન યોગજ છે. જીવનના કેટલાક સ્વરૂપોમાં યોગ બુદ્ધિપૂર્વક અને જ્ઞાનપૂર્વક કર્મ કરતો જણાય છે, જ્યારે બીજાઓમાં તે અજાણ્યે કર્મ કરે છે. યોગ એટલે શું ? યોગ એટલે પોતાની પૂર્ણતા મેળવવા માટે વ્યવસ્થિત પ્રયત્ન કરવો તે. એ પ્રયત્ન કરવાની શકયતા જીવનમાં પોતાનામાં રહેલી હોય છે તેને બહાર લાવવાથી તે પ્રયત્ન સફળ થાય છે. એ પ્રમાણે માણસના વ્યકિતત્વને વિરાટ્ ( વિશ્વ ચૈતન્ય ) અને પરાત્પર સચ્ચિદાનંદ જોડે એક કરવું એને યોગ કહેવામાં આવે છે. મનુષ્ય જાતિ તેમજ આખું વિશ્વ તે પરાત્પર સત્ (અસ્તિત્વનો) અપૂર્ણ આવિર્ભાવ માત્ર છે. પણ આપણે જીવન પ્રત્યે બરાબર દૃષ્ટિ નાખીએ તો જણાશે કે આખું જીવન એ પ્રકૃતિનો મહાન્ યોગજ છે, કારણકે કુદરત પણ અવનવી અદ્ભુત શકિતઓ તથા શકયતાઓ ઉભી કરી તે દ્વારા પોતાની પૂર્ણતા સાધવાને મથે છે અને પ્રકૃતિના પાયામાં જે દૈવી શકયતા છે તેની જોડે તે પોતે એક થવાને પ્રયત્ન કરે છે. માણસ

સમગ્ર જીવન એજ પ્રકૃતિનો યોગ છે.

એ કુદરતનું બુદ્ધિપ્રધાન હથિયાર છે. માણસ જાતને ઉત્પન્ન કરીને કુદરતે સ્વપ્રયત્નથી પોતાની પૂર્ણતા સિદ્ધ કરવાનો માર્ગ સરળ કરી આપ્યો છે. માણસ જાતને માનસિક શક્તિ આપીને પૂર્ણતા પ્રત્યે જવાનો પ્રયત્ન* વધારે વેગથી સિદ્ધ થાય એવી ગોઠવણ પ્રકૃતિએ કરી છે. સ્વામી વિવેકાનંદ યોગની વ્યાખ્યા આપતાં કહે છે કે-" યોગ એટલે પોતાના આત્માનો વિકાસ એક જીંદગીમાં અથવા થોડાં વર્ષોમાં કરી લેવો તે. " આપણે જોઇ ગયા કે પ્રકૃતિ પોતાનો પૂર્ણ વિકાસ સાધવાને, મંદ ગતિ વાળી, નિરાંતની અને વખત તથા સાધનના દેખીતા વ્યયવાળી પદ્ધતિને અનુસરે છે. તે પદ્ધતિમાં સર્વ સામાન્ય સિદ્ધાંતનો અંગીકાર કરી સબળ, વિશિષ્ટ અને મર્યાદિત પ્રયત્નો વેગપૂર્વક કરવાથી યોગ માર્ગમાં પ્રગતિ જલદી થઇ શકે. પ્રગતિમાન પદ્ધતિઓ પ્રકૃતિની અંદર એ પ્રમાણે કાર્ય કરી રહી છે એ સત્ય સ્વીકારીએ અને યોગ પણ કુદરતી છે એવું માન્ય કરીએ તોજ યોગનો સમન્વય પ્રકૃતિના સંગીન પાયા ઉપર રચવાનું બની આવે. એ પ્રમાણે યોગને આપણે કુદરતી ગણીએ તો પછી યોગ એ ગહન, અદ્ભુત અને અસ્વભાવિક જણાતો નથી; કુદરતમાં જે સામાન્ય પ્રયત્નો વિશ્વપ્રકૃતિ કરી રહી છે તેની જોડે યોગને જરા પણ સંબંધ નથી અને યોગ તો કુદરતથી અતડો છે એ વિચાર દૂર થઇ જાય છે. પ્રકૃતિ સ્વાનુભવપૂર્ણ ચૈતન્ય અને જડ વિશ્વના સ્વરૂપમાં પોતાની ઉત્તમોત્તમ શક્યતાઓ સિદ્ધ કરવા મથે છે તે હેતુ સાથે યોગ પણ બંધ બેસતો આવે છે. પ્રકૃતિમાં જણાતી દિવ્ય શક્તિઓનો જ્યારે અસાધારણ રીતે ઉપયોગ કરવામાં આવે છે ત્યારે યોગ થાય છે એમ આપણને સ્પષ્ટ દેખાય છે. એ શક્તિઓ પ્રકૃતિનાં સામાન્ય કાર્યોમાં પણ આપને આવિર્ભાવ પામેલી જણાય છે.

યોગ અદ્ભુત, ચમત્કારિક નથી.

આપણે જાણીએ છીએ કે સાધારણ રીતે વીજળી અથવા વરાળ જે કાર્ય કરે છે તે એક વિજ્ઞાનશાસ્ત્રની પ્રયોગશાળામાં કે યંત્રથી ચાલતા કારખાનામાં તેનાં કાર્ય કરતાં જુદું છે. યોગમાં પણ માણસ

*એ પ્રયત્ન તો પ્રકૃતિનોજ છે, માણસનો નથી. માણસ પાછળથી તેને ઉપાડી લે છે પણ પ્રયત્નની શરૂઆત પ્રકૃતિ કરે છે.

જાતિના સામાન્ય જીવનમાં જે સૂક્ષ્મ, આધ્યાત્મિક, માનસિક શક્તિઓ કાર્ય કરી રહી છે તેમને પદ્ધતિસર, શાસ્ત્રીય રીતે વાપરવામાં આવે છે. આપણે એ પણ જાણીએ છીએ કે વીજળી કે વરાળનું જ્ઞાન પ્રયોગો કરી કરીને પૃથક્કરણોને અંતે અને પુષ્કળ મહેનત કર્યાં પછી પ્રાપ્ત થયું છે. યોગમાર્ગોનું પણ એજ પ્રમાણે છે. ઉદાહરણ તરીકે રાજયોગ લો. આખો રાજયોગ કયા સિદ્ધાંતપર આધાર રાખે છે? આખા રાજયોગનો સિદ્ધાંત એ છે કે આપણા માનસિક મનની સર્વ ક્રિયાઓ, શક્તિઓ તથા વ્યાપારો વગેરેને એક બીજાંથી છૂટાં પાડી શકાય છે, તેમનો લય પણ થઇ શકે છે અને તેમની પુનર્ઘટના કરીને તદ્દન નવાં અને હમણાં અશક્ય લાગતાં કાર્યોમાં તે શકિતઓ ઉપયોગી થઇ શકે છે. એને માટે નિયત કરેલી આંતર ક્રિયાઓથી તેમને ફેરવી નાખીને નવા સમન્વયમાં તેમને જોડી દેવાય. આ સિદ્ધાંત અનુભવ ઉપરથી, પ્રયોગોને અંતે બંધાયલો છે. તેજ પ્રમાણે હઠયોગનું પણ છે.

આંતરજીવનની સૂક્ષ્મ શકિતઓ વરાળ, વીજળી પેઠે કાર્ય કરી શકે છે.

હઠયોગનો અનુભવ એવો છે કે પ્રાણશકિતને અને કાર્યોને આપણું સામાન્ય જીવન હમેશાં વશ હોય છે, એટલુંજ નહિ પણ આપણને તેનાં કેટલાંક કાર્યો તો નિશ્ચિત અને અનિવાર્યજ લાગે છે, તે બધાંને માણસ વશ કરી શકે છે—તેવાં કાર્યોને અટકાવી પણ શકે છે અને જે પરિણામો બીજાં માણસોને કેવળ અશક્ય લાગે તેવાં પરિણામો અભ્યાસથી માણસ બતાવી શકે છે. બીજા યોગમાર્ગોમાં આપણને આવો દેખીતો અસાધારણ ફેરફાર જણાતો નથી. દાખલા તરીકે ભકિતયોગ ભાવપૂર્ણતાની સમીપ હોય છે એટલે તે યાંત્રિક કે સ્થૂલ પરિણામો બતાવતો નથી, તોપણ તે આધ્યાત્મિક છે. તેજ પ્રમાણે જ્ઞાનયોગનાં સાધનો આધ્યાત્મિક હોઇ અનંત ચૈતન્યરૂપ બનવું એ તેનું પરીણામ છે; પરંતુ સાધારણ દષ્ટિને એ અસાધારણ લાગવાનો સંભવ ઓછો છે. તે છતાં પણ દરેક દરેક યોગમાર્ગ પ્રકૃતિની કોઇ અમુક શકિતનો આધાર લઇનેજ શરૂઆત કરે છે, એ તો નિર્વિવાદ છે. આપણી અંદર રહેલી માનસિક કે આધ્યાત્મિક શકિતથી તે શરૂઆત કરે છે અને રોજના સાધારણ જીવનમાં જે કાર્ય તે શકિતઓ કરતી નથી તે કાર્યો કરવા માટે યોગ તેમનો ઉપયોગ કરે છે.

અર્થાત્ યોગના નામ તળે આપણે જેટલી પદ્ધતિઓને ગણીએ છીએ તે બધી પ્રકૃતિની કોઇ શક્તિ ઉપર આધાર રાખે છે, અને પ્રકૃતિનાં સામાન્ય કાર્યોમાં દબાઇ રહેલી છુપી અદ્ભુત શક્તિઓ બહાર લાવવામાં તેનું મુખ્ય કાર્ય સમાએલું છે. એ શક્તિઓ કુદરતમાં અવ્યક્તરૂપે હતી અને તેમને યોગપદ્ધતિ વ્યક્ત કરે છે.

શોધખોળને લીધે પરાધીનતા વધે છે.

વીજળી અને વરાળ વગેરેની અસાધારણ શક્તિઓનો ઉપયોગ કરવામાં પણ કેટલીક હાનિઓ સમાએલી છે. વિજ્ઞાનની શોધોનો ઉપયોગ કરી માણસ પોતાનું જીવન કૃત્રિમ કરી નાખે છે અને સ્વાભાવિક જીવનને યંત્રની ગુલામગીરીમાં ફરમાવી નાખે છે. વળી તે શોધખોળના ઉપયોગથી આપણને કેટલીક સ્વતંત્રતા મળેલી છે એમ દેખાય છે; પરંતુ ખરી રીતે આપણી પરાધીનતા પણ તેટલીજ વધી છે. યોગમાર્ગની પદ્ધતિઓનું અનુકરણ કર્યાથી પણ એવાં નુકસાન થવાનો સંભવ છે. ઘણું ખરું તો યોગીઓ સંસારથી વિમુખ થઇ જાય છે અને સાંસારિક જીવન ઉપરનો તેમનો કાબુ જતો રહે છે. સાંસારિક જીવનમાં અને સાંસારિક ક્રિયાઓમાં તે દેવાળું કાઢે છે અને આત્માનું ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે. યોગી અંતર્મુક્તિ મેળવે છે અને બાહ્ય જીવનમાં મરેલા જેવો રહે છે. તે પ્રભુને પ્રાપ્ત કરે છે તો [1]સંસારનો તેને ત્યાગ કરવો પડે છે; અને જો તે સંસારમાં વિજય પ્રાપ્ત કરવા તરફ વળે તો ઇશ્વરને ગુમાવે છે.

તે પ્રમાણે 'યોગ' કરવા જતાં જીવનમાં કૃત્રિમતા આવે છે.

આર્યાવર્તમાં એ કારણને લીધે સંસાર અને આધ્યાત્મિક પ્રગતિ અથવા પૂર્ણતા વચ્ચે પહેલેથી અંતરાય પડેલો જણાય છે. આર્યાવર્તનો અંતિમ આદર્શ તો સંસાર તથા યોગ બંનેને એક કરવામાં સમાયેલો છે અને તેનાં દૃષ્ટાંતો પણ શાસ્ત્ર

---

૧. "સંસાર" શબ્દને આપણે સાધારણ ભાષામાં "પ્રપંચ" ના નામથી ઓળખીએ છીએ પરંતુ વેદાંત મતવાળા ઘણા લેખકોએ તેનો અર્થ "ખોટી જાળ" જેવો કરી નાંખ્યો છે; એટલે તેને ઠેકાણે "સંસાર" શબ્દ યોજયો છે.

પુરાણોમાં મળી આવે છે, તોપણ એવાં ઉદાહરણો ઘણાંજ થોડાં, નહિ જેવાંજ છે. ખરૂં જોતાં માણસ પોતાની સર્વ શક્તિઓને અંતર જીવન પ્રત્યે વાળીને યોગ માર્ગે પ્રયાણ કરે છે ત્યાર પછી તે માણસ સામાજીક જીવનમાંથી અને મનુષ્ય જાતિના મહાન પ્રયત્નમાંથી દૂર થયોજ ગણાય છે. એ વિચાર એટલો તો સામાન્ય અને સર્વમાન્ય થઇ પડયો છે કે સંસારનો ત્યાગ કરવો એજ હમણાં તો યોગનો અંતિમ હેતુ ગણાય છે। યોગમાર્ગનો સમન્વય કરતાં પ્રકૃતિ અને ઇશ્વરને આપણે મનુષ્ય જીવનમાં એક કરવાંજ જોઇએ. જે સમન્વય એ બંને વચ્ચે મહાન વિક્ષેપ જુએ છે તે સમન્વય બરાબર હોઇ શકે નહિ: અર્થાત્ પૂર્ણ યોગની પદ્ધતિમાં આંતર અને બાહ્ય જીવનની એકતા અને તે બન્નેની પૂર્ણતાનો સમાવેશ થવોજ જોઇએ. માણસ એ ઉચ્ચ પરાત્પર અસ્તિત્વનો સૂચક છે, અને એનામાં એવી અદ્‌ભૂત રચના છે કે ઉચ્ચ આધ્યાત્મિક જીવન તેમાંથી આવી શકે છે અને પ્રકૃતિનું સામાન્ય જીવન વિકાસ પામીને તેના દ્વારા ઉચ્ચ જીવનમાં રૂપાન્તર પામી શકે છે. માણસને પોતાનો આવિર્ભાવ કરવા માટે જે જીવન આપવામાં આવ્યું છે તેનો ત્યાગ કરવો એ માણસની પૂર્ણતા માટે અનિવાર્ય ગણાયજ નહિ અને યોગનો તે હેતુ પણ હોઇ શકે નહિ. કેટલાક ખાસ સંજોગોમાં એવો જીવનનો ત્યાગ ઇષ્ટ ગણાય, અથવા તો આખી માણસજાતિની પ્રગતિ કરવા માટે વ્યક્તિને એ પ્રમાણે પ્રેરણા થાય તે બનવા જોગ છે. યોગનો ખરો હેતુ-પૂર્ણ હેતુ તો જ્યારે માણસનો યોગ જીવન સાથે એક થાય અને કુદરતના સ્વાભાવિક યોગની પેઠે માણસ પોતાના આંતર જીવન પ્રત્યે દૃષ્ટિ કરી જ્ઞાનપૂર્વક એમ કહી શકે કે " આખું જીવન યોગજ છે " ત્યારેજ સિદ્ધ થયો ગણાય.

પ્રકૃતિ અને ઇશ્વરને આપણે એક કરવાં જોઇએ.

---

# સાધકને જરૂરનો અભ્યાસ.

યોગ તો પ્રકૃતિનો પોતાનો પ્રયત્ન છે. આપણે સાક્ષી થઇ જોવાનું છે. પ્રકૃતિના બે હેતુઓ છે. ૧. આંતર પ્રગતિ સાધવી. ૨. બાહ્ય જગતમાં તેનો આવિર્ભાવ-પૂર્ણતા પ્રગટાવવી. યોગનો હેતુ પણ બેવડો છે તે સતત યાદ રાખવું જોઇએ.

યોગ માર્ગમાં પણ વિશિષ્ટતા વાળા પ્રયત્નમાં પડી જવાનો ભય છે, માટે રાજયોગ, હઠયોગ વગેરે સ્વીકારવામાં આવે તોપણ તેમનો જેમ બને તેમ જલદી સાધકે ત્યાગ કરવો જોઇએ. થોડા સમય માટે સ્વીકારવામાં બહુ નુકશાન નથી, પરંતુ તેમનો હમેશને માટે સ્વીકાર થતાં સાધક તેમનાં બંધનમાં પડે છે.

સંસારનો-જીવનનાં જુદા જુદા કાર્યક્ષેત્રોનો સાધકે ત્યાગ કરવાનો નથી. કુટુંબ, સમાજ, ઘર, મિલ્કત વગેરેને સ્વીકારવાનાં છે અને બનતા સૂધી તેમાંજ આપણો અભ્યાસ આગળ વધારવાનો છે. પરંતુ તેમના પ્રત્યે સાધકને સામાન્ય સંસારીઓની પેઠે આસક્તિ હોતી નથી. એવી આસક્તિનો તે ત્યાગ કરે છે. વળી, તે એકાંત પણ સેવે છે પરંતુ એવી પ્રકૃતિની જરૂરીઆતોથી તે બંધાતો નથી.

પ્રભુનો વિશ્વમાં આવિર્ભાવ થાય એ યોગનું પણ અંતિમ ધ્યેય છે. આત્મપ્રગતિ તથા આવિર્ભાવ બન્ને જરૂરનાં છે એ વિચાર સાધકે મનમાં દૃઢ કરવાની જરૂર છે.

પોતાનું આખું જીવન-તેના નજીવામાં નજીવા બનાવો પણ યોગજ છે એવો સાક્ષાત્કાર કરવાને સાધકે પ્રયત્ન કરવાનો છે. સર્વમાં પ્રભુ છે અને સર્વે પદાર્થોમાં પ્રકૃતિ કાર્ય કરી રહી છે અને પ્રકૃતિ પોતે પરમેશ્વર પ્રત્યે ગમન કરી રહી છે તેનો સાક્ષાત્કાર કરવાને પ્રયત્ન કરવો. પોતાનો યોગ પણ એવો એક પ્રયત્નજ છે, એમ સમજવું અને તે જ્ઞાનને દૃઢ રીતે સ્થાપન કરવું.

# પ્રકરણ ૨ જું—પૃથક્કરણ.

સમન્વય થતાં પહેલાં પ્રત્યેક યોગ માર્ગના મૂળ સિદ્ધાંતો તો આપણે બરાબર જાણવા જોઇએ. તોજ આપણને એ બધી પ્રણાલિમાં રહેલા સર્વસામાન્ય સિદ્ધાંતો મળી આવે.

પ્રકૃતિમાં જે ઉત્ક્રાંતિ થાય છે તે કાંઇ નિયમિત થતી નથી. પરંતુ તેમાં ઉભરાઓ આવીને શમી જાય છે અને તેને પરિણામે આપણે પ્રકૃતિની દિશા અને ભવિષ્યની ઉત્ક્રાંતિ જાણી શકીએ છીએ.

પ્રકૃતિમાં–૧. શારીરિક. ૨. માનસિક. ૩. આધ્યાત્મિક એમ ત્રણ પગથીઆંઓ દેખાય છે.

૧. શારીરિક જીવનનો ત્યાગ કરવો એ પ્રકૃતિનો હેતુ હોય એમ લાગતું નથી, કારણ કે આત્માના આવિર્ભાવ શરીર માટે કેવળ આવશ્યક છે. યોગનો હેતુ પણ તેનો ત્યાગ કરવાનો હોઇ શકે નહિ. તેની પૂર્ણતામાં આત્માનો પાર્થિવ તત્ત્વ ઉપર અંતિમ વિજય સમાયલો છે.

પ્રાણશકિતનો ત્યાગ કરવો એ પણ પ્રકૃતિનો હેતુ હોય એમ જણાતું નથી. પરંતુ તેનું વિશોધન કરી નવીન સ્વરૂપમાં તેનું રૂપાંતર કરવાની જરૂર છે. તેના ઉપર સંયમ પ્રાપ્ત કરી તેનો ઉપયોગ કરવો જોઇએ.

૨. માનસિક જીવનનો વિકાસ કરવા માટે પ્રકૃતિ વધારે દરકાર કરે છે. માનસિક જીવન કાંઇ નવું ઉત્પન્ન થયું નથી પરંતુ પહેલાંનું છે. આજકાલ માનસિક જીવન સર્વસામાન્ય થાય તેને માટે જગતમાં ઘણા ઘણા પ્રયત્નો થઇ રહ્યા છે–કેળવણી, અંત્યજોદ્ધાર, સ્ત્રી કેળવણી, મફત શિક્ષણ, વગેરે તેના પુરાવા છે.

૩. મનથી પર આધ્યાત્મિક જીવન શક્ય છે એવું આપણા દેશના તત્ત્વજ્ઞાનમાં તો સ્વીકારવામાં આવે છે. જીવનમાં ૧. સ્થૂલ. ૨. સૂક્ષ્મ. ૩. કારણ એવા ત્રણ વિભાગો છે.

૧. સ્થૂલ. { ૧. અન્નમય કોષ.
　　　　　　૨. પ્રાણમય કોષ.

૨. સૂક્ષ્મ. ૩. મનોમય કોષ.

૩. કારણ. { ૪. વિજ્ઞાનમય.
　　　　　　૫. આનંદમય.

"વિજ્ઞાન", "આનંદ" વગેરે સત્ય છે ? એવો પ્રશ્ન ઘણાને થાય છે. એ ચૈતન્યની ભૂમિકાઓને માણસ પ્રાપ્ત કરી શકે છે. એવો યોગનો દાવો છે. મનોમય, પ્રાણમય વગેરે જીવન વિજ્ઞાનનું વિપરીત સ્વરૂપ માત્ર છે. આત્માનું પૂર્ણ સ્વરૂપ જાણીને *૧ આધારને પૂર્ણ કરવો એ મનથી પર ગયાનું સાર્થક છે. જગતનો કે પ્રકૃતિનાં કરણોનો ત્યાગ કરવો બરાબર નથી.

યોગના અનુભવો અત્યંત આકર્ષક હોય છે. શરીર, પ્રાણ, મન વગેરેનો ત્યાગ કર્યા વિના વિશ્વમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય અને વિજ્ઞાન પ્રાપ્ત કરી જીવનમાં તેનો આવિર્ભાવ થાય એ યોગનો હેતુ છે.

---

* ૧ આધાર—આપણું શરીર, પ્રાણ અને મન એ સર્વનો બનેલો જે દેહ-સ્થૂલ અને સૂક્ષ્મ-તે પ્રભુને કાર્ય કરવાનો "આધાર" છે એટલે યોગની ભાષામાં દેહને આધાર એના સામાન્ય નામથી જ ઓળખવામાં આવે છે.

# પ્રકરણ ૨ જું.

## ૨ પ્રકૃતિનાં ત્રણ પગલાં.

આપણે આગલા પ્રકરણમાં જોયું કે યોગમાર્ગના વિકાસમાં ભૂતકાળમાં વિવિધતા અને વિશિષ્ટતાની વૃત્તિ આગળ વધેલી છે. એ વૃત્તિ કેટલેક અંશે યોગ્ય અને ઇષ્ટ છે તે પણ આપણે જોયું. એ પ્રમાણે જુદી જુદી ખાસ વિચાર સરણીઓ અને પદ્ધતિઓ ઉભી થઇ છે તેમનો સમન્વય કરવો એ આપણો હેતુ છે. પરંતુ એ એકીકરણનું કાર્ય સારી રીતે પાર પડે તે પહેલાં આપણે પ્રત્યેક યોગના પાયામાં રહેલા સામાન્ય સિદ્ધાંતને અને એની પદ્ધતિની ઉપયોગિતાને જાણવી જોઇએ. પ્રત્યેક યોગમાર્ગના સામાન્ય સિદ્ધાંતનું જ્ઞાન મેળવવાને માટે આપણે કુદરત અથવા પ્રકૃતિનાં કાર્યો ઉપરજ દૃષ્ટિ નાખીશું. પ્રકૃતિ માયા છે, તેનાં કાર્યો કેવળ નામરૂપાત્મક અને મિથ્યા છે એવો સિદ્ધાંત બાંધીને આપણે તેનાં કાર્યોને દૂર મૂકીશું નહિ. પ્રકૃતિ પ્રભુનીજ ક્રિયા છે એ સત્ય આ આપણે સ્વીકારવુંજ જોઇએ; અને એ પ્રકૃતિનાં કાર્યોની પાછળ–"**प्रज्ञा प्रसृता पुराणी**"–"સનાતન સમયથી અદ્ભુત બુદ્ધિ કાર્ય કરી રહેલી છે" એ પણ આપણે કબુલ કરવું જોઇએ. પ્રત્યેક યોગની ખાસ પદ્ધતિની ઉપયોગિતા બરાબર જાણવા માટે આપણે તે યોગમાર્ગની ક્રિયાઓના જથામાંથી તેની વિચારસરણી તથા પદ્ધતિને લીધે કંઇ શક્તિ કેળવાઇને ફળદાયી થાય છે તે જાણી લેવું જોઇએ. એ પ્રમાણે જ્ઞાન મેળવ્યા પછી તે બધા માર્ગોનો સામાન્ય સિદ્ધાંત અને બધા માર્ગોમાં કાર્ય કરી રહેલી સર્વસામાન્ય શક્તિ આપણે જાણી શકીશું. એ પ્રમાણે બધા માર્ગોનો સમન્વય કરવો સરળ થઇ પડશે.

સમન્વય પહેલાં આપણે યોગમાર્ગના મૂળ સિદ્ધાંતો જાણવા જોઇએ.

પ્રકૃતિ ક્રમે ક્રમે વિકાસ પામી મનુષ્ય જાતિમાં પોતાનો આવિર્ભાવ કરે છે. તેને આધુનિક ભાષામાં ક્રમવિકાસ અથવા ઉત્ક્રાંતિ કહે છે. એ ઉત્ક્રાંતિ ત્રણ તત્ત્વો ઉપર આધાર રાખે છે. પ્રથમ તો જે વસ્તુ અત્યાર સુધી ઉત્પન્ન થઇ છે તે, બીજી જે અત્યારે ઉત્ક્રાંતિની ક્રિયામાં છે તે, અને ત્રીજી જે ભવિષ્યમાં હજી થનાર છે તે. હવે જે વિકાસ ભવિષ્યમાં થનાર છે તેની ઝાંખી વર્તમાનમાં કે ભૂતમાં હજી પ્રકૃતિ કોઇ કોઇ વાર કરાવે છે. એ કાર્ય કાંઇ નિયમિત રીતે અને ચોક્કસ સમયને અન્તે થતું નથી. તો પણ માણસ જાતને અત્યારે જે ઘટનાઓ અસાધારણ અને અપવાદ જેવી જણાય છે તેજ તેના ભાવિ વિકાસની ઉંચામાં ઉંચી દશા પણ હોય ! કારણ કે પ્રકૃતિની પ્રગતિ કાંઇ નીયમિત-કવાયતની પેઠે થતી નથી, તેમ તે યંત્રની પેઠે પણ આગળ વધતી નથી. પ્રકૃતિ પોતે ધસારો કરીને આગળ વધી જાય છે, અને પરિણામે તેને ઘણાજ પાછા હઠવું પડે છે; તોપણ એવું સાહસ ખેડતાં તે ડરતી નથી ! પ્રકૃતિ હુમલો કરીને પ્રભુનું રાજ્ય લેવા મથે છે. પ્રકૃતિમાં જબરા ઘોડા પૂર અથવા ઉભરા આવે છે, અને કોઇક વાર અદ્દભુત અને અસાધારણ વસ્તુઓ તે સિદ્ધ કરી બતાવે છે. એ સવ ક્રિયાઓ પ્રકૃતિમાં રહેલી અનંત આશ્ચર્યકારક શક્યતાઓના પુરાવારૂપ છે. તેને તમે દૈવી ગણો કે આસુરી ગણો પરંતુ પ્રકૃતિનો અંતિમ હેતુ સિદ્ધ કરવા માટે એ શક્તિ સૌથી વધારે સમર્થ અસરકારક અને રામબાણ છે.

પ્રકૃતિમાં 'ઉત્ક્રાંતિ' થાય છે.

પણ ઉભરાઓ આવે છે.

અત્યાર સુધીમાં પ્રકૃતિએ આપણે માટે **શારીરિક જીવન** ક્રમેક્રમે ઉપજાવી તેનો પાયો દૃઢ કર્યો છે. માણસની પ્રગતિ થવા માટે બે હલકાં પણ કેવળ ઉપયોગી તત્ત્વોનું મિશ્રણ પ્રકૃતિએ કર્યું છે અને એ બે વચ્ચે એકતા પણ કરી છે. એ બે તત્ત્વો તે (૧) પદાર્થ અથવા દ્રવ્ય અને (૨) પ્રાણ અથવા જીવન. ઘણા આધ્યાત્મિક વૃત્તિવાળા માણસો પૃથ્વીના દ્રવ્ય તત્ત્વને કેવળ જડ ગણીને

પ્રકૃતિમાં ૧ શારીરિક ૨ પ્રાણમય ૩ માનસિક જીવન છે.

ભલે વખોડી કહાડે પણ આપણે તો (Matter) પાર્થિવ તત્ત્વને આપણા મૂળપાયા રૂપ-લેખવું જોઇએ, કારણ કે એના વિના આપણામાં શક્તિઓનો વિકાસ થવો અશક્ય છે, અને આપણને વિવિધ સાક્ષાત્કારોનો અનુભવ થવો પણ શકય નથી. બીજું તત્ત્વ પ્રાણશક્તિ છે. એ તત્ત્વને લીધે આપણે સ્થૂલ શરીરમાં જીવન ધારણ કરી શકીએ છીએ; અને એને લીધેજ માનસિક અને આધ્યાત્મિક ક્રિયાઓ કરી શકીએ છીએ. એ બે શક્તિઓનો વિકાસ કરીને પ્રકૃતિએ જડ પદાર્થને ક્રિયાત્મક બનાવી મૂકયો છે છતાં તેની નિશ્ચલતાનો ભંગ થયો નથી. એ સ્થૂલ પદાર્થ ક્રમેક્રમે પ્રભુનો આવિર્ભાવ કરવા માટેનું યોગ્ય સાધન છે, કારણ કે તે ટકાઉ અને ચીવટ હોવા સાથે વિકારી અને રૂપાંતર પામી શકે તેવો પણ છે. ઐતરેય ઉપનિષદમાં કહ્યું છે કે દેવતાઓને વારાફરતી સઘળી ઉતરતી યોનિઓનાં શરીર બતાવવામાં આવ્યાં ત્યારે તેમણે તેમાંથી કોઇમાં પણ દાખલ થવાની ના પાડી. પરંતુ જ્યારે મનુષ્ય શરીર તેમને બતલાવવામાં આવ્યું કે લાગલા તેઓ બોલી ઉઠયા, " વાહ! આતો સંપૂર્ણ છે; આમાં આવિર્ભાવ પામવાને અમે ખુશી છીએ " એ વાર્તાનો સાર ઉપરના વિચારોમાં આવી ગયો છે. માણસના સ્થૂલ શરીરમાં પાર્થિવતત્ત્વ–દ્રવ્યની જડતા અને જીવનની ક્રિયાશક્તિ વચ્ચે સમતોલપણું પ્રકૃતિએ ઉત્પન્ન કર્યું છે. તેમાંના પહેલા પાર્થિવતત્ત્વને યોગની ભાષામાં "અન્નમયકોષ" કહેવામાં આવે છે, અને બીજાને " પ્રાણમય કોષ "ની સંજ્ઞા આપવામાં આવે છે.

પ્રકૃતિની ક્રિયાઓમાં જે સમતોલપણું આપણે ઉપરના વિવેચનમાં સિદ્ધ કર્યું તે જો પ્રથમ પાયારૂપ હોય, તેના દ્વારા દેવતાઓ પોતાનો આવિર્ભાવ કરવાને પ્રયત્ન કરતા હોય અને **शरीरमाद्यं खलु धर्मसाधनम्**—"શરીર એ માણસના સર્વ ધર્મો બજાવવાનું એક આવશ્યક સાધન છે–"એ સિદ્ધાંત જો બરાબર હોય તો પછી, શરીરના જીવનને નજીવું ગણી તેના પ્રત્યે તિરસ્કાર કરવો એતો પ્રકૃતિના હેતુનો ત્યાગ કરવા બરાબર છે, એટલુંજ નહિ પરંતુ એવો પ્રયત્ન તેના અગાધ ડહાપણમાં ભૂલ કાઢવા જેવો છે! એ પ્રમાણે ત્યાગ કરવાનું કેટલીક વ્યક્તિને માટે યોગ્ય પણ હોય

કેમકે તેમના અધ્યાત્મિક જીવનનો વિકાસ કરવા માટે એવું પગલું કદાચ ઉપયોગી હોઇ શકે, પરંતુ આખી મનુષ્યજાતિને માટે એ આદર્શ કદીપણ હોઇ શકે નહિ. પૂર્ણયોગમાં શરીરના જીવનનો ત્યાગ કદીપણ આવશ્યક નજ હોઇ શકે એ આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ. જે યોગમાં શારીરિક જીવનનો ત્યાગ અનિવાર્ય મનાય અથવા તો તેને કુંઠિત કરવાનું જરૂરી ગણાય તેને આપણે પૂર્ણયોગનું નામ ન આપી શકીએ. ઉલટું, શરીરને પૂર્ણ કરવામાં આત્માનો પદાર્થ ઉપર–જડ પ્રકૃતિ ઉપર વિજય સમાયલો છે. વિશ્વમાં પ્રભુ કાર્ય કરી રહ્યો છે. તે જ્યારે શારીરિક જીવનને પૂર્ણ કરે ત્યારેજ તેનું કાર્ય સંપૂર્ણરીતે સિદ્ધ થયું ગણાય. ઘણા લોકો એમ કહે છે કે શરીર આપણી આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં આડે આવે છે—આપણને અડચણ કરે છે; પરંતુ તેથી આપણે તેનો ત્યાગ કરવો જોઇએ એવું કાંઇ સિદ્ધ થતું નથી. પ્રભુની અકળ લીલામાં એવી એવી મુશ્કેલીઓ તો આપણી ઉત્તમોત્તમ સહાયો છે ! પ્રકૃતિમાં જ્યારે મહાન મુશ્કેલી ઉભી થાય ત્યારે ત્યાં આગળ કોઇ મહાન વિજય પ્રાપ્ત કરવાને માણસને સૂચના થઇ રહી છે એમ સમજવું. એવી મુશ્કેલીનો અર્થ એવો નથી કે માણસે એ મુશ્કેલીને જંજાળ સમજીને તેનાથી દૂર નાસી જવું, અથવા તો તેને પોતાનો દુશ્મન સમજી તેનાથી પરાઙ્મુખ થવું.

શરીરનો ત્યાગ અગત્યનો નથી.

તેજ પ્રમાણે આપણામાં પ્રાણશક્તિ છે, તે પણ શરીરના જેટલીજ ઉપયોગી છે. આપણા યોગની-પૂર્ણતામાં શરીરની પેઠે પ્રાણશક્તિ પણ પૂર્ણ થવીજ જોઇએ વિશ્વમાં જે પ્રકૃતિ કાર્ય કરી રહી છે તેમાં પ્રાણશક્તિનું જે મહાન કાર્ય છે તેને માટે ઉપનિષદે તો કહ્યું છે કે—

પ્રાણ શક્તિ.

**अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ॥**
**ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ॥**

(પ્રશ્નોપનિષદ્, પ્રશ્ન ૨, ૬)

"—પૈડાના–ચક્રના આરાઓ જે પ્રમાણે નાભિને આધારે ટકી રહ્યા છે તેજ પ્રમાણે ત્રણ પ્રકારનાં જ્ઞાન, યજ્ઞ, બળવાનનું બળ અને પવિત્ર માણસોની શુદ્ધિ–વિગેરે સર્વ પ્રાણશક્તિને આધારે છે." વળી

**प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् ॥**

( પ્રશ્નોપનિષદ્, પ્રશ્ન ૨, શ્લોક ૧૩. )

તેનો સ્વીકાર

"ત્રણે ઉચ્ચ ભૂમિકાઓમાં–ઉર્ધ્વ લોકોમાં જેટલું બધું છે તેટલું સઘળું પ્રાણશકિતની સત્તામાં છે." જે યોગ-માર્ગમાં પ્રાણશકિતનો નાશ કરવામાં આવે કિંવા તેને બળજોરીથી શાંત કરી નાખવામાં આવે અથવા તો તેની ક્રિયાઓને નુકશાનકારક ગણી જડમૂળથી ઉખેડી નાખવામાં આવે, તેને આપણે "પૂર્ણયોગ" નહિ કહી શકીએ.

માનસિક જીવન અગત્યનું છે.

પ્રકૃતિએ આપણે માટે શારીરિક અને પ્રાણમય જીવન પાયા રૂપે તૈયાર કર્યું છે પરંતુ માણસનું માનસિક જીવન એ આગળનાં પગથીયાં તરીકે પ્રકૃતિ તૈયાર કરે છે. માનસિક શકિતઓનો વિકાસ કરવો એ કાર્ય હમણાં પ્રકૃતિએ હાથ લીધું છે. જ્યારે જ્યારે શરીર અને પ્રાણનાં–કાર્યોમાંથી તે જરા નવરી થાય છે કે તુર્ત માનસિક કાર્યને હાથમાં લઇ બેસે છે. કોઇ વાર જ્યારે અતિશય કાર્યને અન્તે આળસ, પ્રમાદ, જડતામાં પ્રકૃતિ ઘોરે છે ત્યારેજ માનસિક શકિતઓના વિકાસનું કાર્ય મંદ પડે છે. માણસની માનસિક શકિતઓમાં આપણને એક જરૂરનો ભેદ માલૂમ પડી આવે છે. માણસમાં એકજ પ્રકારનું મન હોતું નથી. તેનામાં બે કે ત્રણ પ્રકારનાં મન હોય એવું જણાય છે. પ્રથમ તો અન્નમય સ્થૂલ મન, બીજું પ્રાણમય મન અને ત્રીજું જ્ઞાનમય અથવા બુદ્ધિપ્રધાન મન. એ મન શરીર અને પ્રાણનાં બંધનોથી છૂટું પડી વિચાર કરી શકે છે. અને ચોથું વિજ્ઞાન અથવા દિવ્ય-મન. એ શકિત બુદ્ધિથી પર છે. એ શકિત બુદ્ધિ, કલ્પના અને તર્ક ઉપર આધાર રાખનાર મનોમય શકિતનાં બંધનોથી છૂટી થઇ વિકાસ પામે છે. માણસમાં મનોમય શક્તિ–માનસિક શક્તિઓ–પ્રથમ તો શરીર અને

પ્રાણમાં ગુંચવાયલી હોય છે. વનસ્પતિઓમાં તે અવ્યક્ત જણાય છે, પ્રાણીઓમાં તે બંધનમાં પડેલી હોય છે. શરૂઆતમાં તો મન આપણા સ્થુલ જીવનને સ્વીકારે છે; એટલુંજ નહિ પરંતુ સ્થૂલ જીવન એજ સર્વસ્વ છે, એજ સંપૂર્ણ છે એમ માનીને જીવનની બધી જરૂરિયાતોને પૂરી પાડવામાં તે મશગુલ રહે છે, અને જીવનનો અંતિમ હેતુ એવી જરૂરિયાતો પૂરી પાડવામાં સમાયલો છે એવું માને છે. પરંતુ સ્થૂલ, શારીરિક જીવન એ તો માણસના અસ્તિત્વનો આરંભ છે, તેનો અંતિમ હેતુ નથી; માણસનું જીવન ટકે એટલા માટે શરીર એક આવશ્યક વસ્તુ છે, કાંઇ અસ્તિત્વનું પરમ સાધ્ય નથી. પ્રાચીન માણસોના ખ્યાલ પ્રમાણે તો માણસ એટલે " મનવાળું પ્રાણી "—વિચાર કરનાર વ્યક્તિ. જુની ભાષામાં એને **મનુ**—" મનોમય જીવન ગાળનાર "—એવી સંજ્ઞા આપવામાં આવતી હતી. ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

**मनोमयः प्राणशरीरनेता** ॥ ( મુણ્ડકોપનિષદ્ ૨, ૭. )

—અર્થાત્ " માણસે પોતાના શરીર અને પ્રાણને માનસિક શક્તિઓવડે દોરવાનાં છે. " તેણે શરીર અને પ્રાણથી પશુની પેઠે દોરાવું જોઇએ નહિ. જ્યારથી માણસ શરીર અને પ્રાણની શક્તિઓથી સ્વતંત્ર રીતે પોતાની માનસિક શક્તિઓનો ઉપયોગ કરતો થાય છે ત્યારથી જ મનુષ્યત્વની શરૂઆત થઇ ગણાય. એ સ્વતંત્રતા પ્રાપ્ત કરીને તે પ્રાણ અને શરીરનો બરાબર ઉપયોગ કરી શકે છે. જીવનમાં આત્માની કેવળ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથીજ પ્રકૃતિપર વિજય મેળવી શકાય. બુદ્ધિપૂર્વક આપણે પ્રકૃતિને વશ થઇએ તેમાં કાંઇ વિજય નથી. આપણી પોતાની સંમતિથી જે બંધનો સ્વીકારીએ તે સિવાય બધાં બંધનોથી પર થવામાં જ મનુષ્યત્વની ઉચ્ચતા રહેલી છે.

માનસિક જીવન હજી સ્થીર થયું નથી.

આપણે જે માનસિક જીવન વિષે ઉપર જણાવ્યું તેવા પ્રકારનું માનસિક જીવન મનુષ્યજાતિમાં બધે વ્યાપક થઇ ગયું છે એવું હજી નથી. મન પૂર્ણ રીતે તો કેટલીક વ્યક્તિઓમાં જ ખીલેલું માલૂમ પડે છે. માણસજાતના મોટા ભાગમાં તો

મન એક અવ્યવસ્થિત અને નજીવો ભાગ હોય તેવું જણાય છે. કેટલીક પ્રજાઓમાં તો હજી તેનો ઉદય પણ થયલો જણાતો નથી; અથવા તો તે અવ્યક્ત છે અને સહેલાઇથી તેને વ્યક્ત કે ક્રિયાત્મક કરી શકાતો નથી. પ્રકૃતિનાં કાર્યોમાં મનનો વિકાસ હજી પૂર્ણ થયો માની શકાય જ નહિ. મનુષ્ય પ્રાણીમાં એ શક્તિ પૂરેપૂરી જામેલી ગણાય નહિ એ વિચારની સાબિતીમાં આપણે જોઇએ છીએ કે જે પ્રજાઓ વિચાર કરતી નથી–કોઇ પણ પ્રકારની માનસિક શક્તિઓ વાપરતી નથી–તેમનામાં સ્થૂલ શરીર અને પ્રાણશક્તિનું સમતોલપણું બરાબર જળવાઇ રહે છે અને તેઓ દીર્ઘાયુષ્ય પણ ભોગવે છે. સુધરેલા માણસોને હજી મન અને શરીર વચ્ચે એવું સમતોલપણું મેળવવાનું બાકી છે. હજી સુધી એ ધારણ–તેણે મેળવી નથી. જેમ જેમ માનસિક જીવન ગાળવાને પ્રચંડ પ્રયત્નો કરવામાં આવે છે તેમ તેમ મનુષ્ય જીવનનાં જુદાં જુદાં તત્ત્વોની ધારણ તુટી જાય છે–અને સમતા જળવાતી નથી. કેટલાક વિજ્ઞાન શાસ્ત્રીઓ પ્રતિભાને ગાંડપણનોજ એક પ્રકાર ગણે છે તે પણ એ સમ-તોલપણું નહિ જળવાયલું હોવાને લીધેજ. પરંતુ આપણે પ્રતિભાશાળી માણસોનાં જીવનનાં સર્વ તત્ત્વો તપાસીશું તો જણાશે કે પ્રકૃતિ આપ-ણને તેમના દ્વારા બીજુંજ સત્ય બતાવી રહી છે. પ્રકૃતિ માણસોમાં પ્રતિભા શક્તિનો આવિર્ભાવ કરે છે તેનું કારણ એ છે કે તેથી આપણી બુદ્ધિમાં જલદી વિકાસ કરવાનો જુસ્સો ઉત્પન્ન થાય. એ પ્રમાણે બુદ્ધિને પ્રગતિ કરવાનો વેગ થતાં બુદ્ધિથી પર જે મહાન શક્તિઓ રહેલી છે તેનો વિકાસ અને આવિર્ભાવ વધારે સરળ અને શકય બને. અર્થાત્ પ્રતિભા શક્તિ એ પ્રકૃતિની અનિયમિત ક્રિયા નથી અથવા તો ન સમ-જાવી શકાય એવો બનાવ નથી. પરંતુ પ્રકૃતિના વિકાસમાં કેવળ સ્વાભા-વિક અને યોગ્ય દિશામાં લેવાયલું પગલું છે. પ્રકૃતિએ અત્યાર સુધીમાં સ્થૂલ જીવન અને શારીરિક મન વચ્ચે સમતોલપણું ઉત્પન્ન કર્યું છે; અને હમણાં તે સ્થૂલ જીવન અને બુદ્ધિની શક્તિઓ વચ્ચે સમતોલપણું સ્થાપન કરવા મથે છે. એ કાર્ય કરવા માટે અત્યાર સુધી જે શારીરિક અને પ્રાણની શક્તિઓ ખીલેલી છે તેમાં કાંઇક ઉણપ દેખાવાનો સંભવ છે ખરો, પરંતુ તેનાથી મોટો ક્ષોભ થવાનો સંભવ ઓછો છે. પ્રકૃતિનાં

કાર્યોમાં જે ક્ષોભ થાય છે તે, ઘણા લોકો માને છે તેમ, એટલા બધા મોટા કે નુકશાનકારક હોતા નથી. કેટલાક ક્ષોભ જ્યારે થાય છે ત્યારે નવી નવી અદ્દભુત શક્તિઓ બહાર આવતી હોય છે, કેટલાક ક્ષોભમાં વસ્તુઓનો નાશ થતો દેખાય છે પણ તે તુર્ત અટકાવી દેવામાં આવે છે. આખરે, પ્રકૃતિમાં જે ક્ષોભ થાય છે તેના પ્રમાણમાં ભવિષ્યને ફાયદો વધારે હોય છે અને મનુષ્યજાતિ નજીવી કિંમત આપીને કાંઇક અમૂલ્ય ફાયદો—લાભ પ્રકૃતિના ક્ષોભોમાંથી ઉઠાવી લે છે.

મન કાંઇ તદ્દન અંધકાર-માંથી હમણાં બહાર આવતું નથી.

બધા સંજોગો ધ્યાનમાં લઇશું તો આપણને જણાશે કે મનોમય જીવન અથવા માનસિક શક્તિઓનો વિકાસ માણસ જાતમાં હમણાં થવા માંડયો છે, એ વિચાર ખરો નથી, પરંતુ પૂર્વે એકવાર પ્રકૃતિએ એ પ્રયત્ન કરેલો તેનુંજ હમણાં પુનરાવર્તન થતું હોય એમ જણાય છે. ભુતકાળમાં એ પ્રમાણે ધસારો કરીને પ્રકૃતિ પાછી ફરી હતી. ત્યારપછી હમણાં તેનું પુનરાવર્તન થાય છે. જે પ્રજાઓને હમણાં "જંગલી" ગણવામાં આવે છે તેમની જંગલી સ્થિતિ આજકાલની સુધરેલી પ્રજાઓની પ્રાથમિક સ્થિતિ દર્શાવે છે, એ મત બરાબર લાગતો નથી. પરંતુ જંગલી પ્રજાઓ પૂર્વે થઇ ગયેલી સંસ્કૃતિથી પતન પામેલી પ્રજાઓ છે એ મત વધારે યોગ્ય છે. બુદ્ધિ અને બીજી માનસિક શક્તિઓ આખી માણસજાતમાં સરખી વહેંચાયલી જણાતી નથી એ વાત સત્ય છે પરંતુ બુદ્ધિની શક્યતા તો બધામાં રહેલી છે. હમણાં જે પ્રજાઓને આપણે તદ્દન જંગલી ગણીએ છીએ તે પ્રજાઓમાંથી એક માણસ લઇને તેની બુદ્ધિને આજકાલની સુધરેલી પ્રજાના માણસના જ જેટલી આપણે ખીલવી શકીએ છીએ. મધ્ય-આફ્રિકાના જંગલીઓમાંથી એક તદ્દન જંગલી માણસ લો અને તેની સાથે લગ્નનો સંબંધ કર્યા વિના તેને કેળવો; તો જણાશે કે જમાનાઓ કે સૈકાઓ ગાળ્યા વિના પોતાના જ જીવનમાં તે આજકાલના સુધરેલા યુરોપીઅનની સંસ્કૃતિ ગ્રહણ કરી શકે છે. સામાન્ય જનવર્ગમાં પણ આપણે જોઇએ છીએ કે જે અંતર આપણે કરોડો વર્ષોથી માપવો

જોઈએ તે અંતર પૂરો કરવા માટે એક બે પેઢીઓ બસ થઈ જાય છે. આ ઘટના આપણે બેજ રીતે સમજાવી શકીએ. પ્રથમ તો માણસ મનોમય પ્રાણી છે–માનસિક શક્તિ ધરાવે છે. એટલે ક્રમવિકાસ–ઉત્ક્રાન્તિના કાયદામાંથી તે છૂટો છે, અથવા તો તેનામાં માનસિક શક્તિઓની શક્યતા હંમેશાં હાજરજ હોય છે. માત્ર યોગ્ય પરિસ્થિતિ અને અનુકૂળ વાતાવરણ મળતાં તે બહાર આવે છે–વ્યક્ત થાય છે. જંગલી પ્રજાઓમાં માનસિક શક્તિઓનો અભાવ હોતો નથી; પરંતુ ઘણા સમયની નિષ્ક્રિય, જડ, તમોગુણી સ્થિતિ, યોગ્ય પરિસ્થિતિની ખામી, જાગૃતિનો અભાવ, વિગેરે કારણોને લીધે તેઓ "જંગલી" થાય છે. **જંગલીપણું એ મધ્યયુગની નિદ્રા છે. સનાતન અંધકાર નથી.**

**પ્રકૃતિ માનસિક જીવનને સર્વવ્યાપી કરવાનો પ્રયત્ન કરે છે.**

વળી આધુનિક જમાનામાં માણસજાતના વિચારોની દિશા જોતાં સૂક્ષ્મદૃષ્ટિવાળા માણસોને તુર્ત જણાઇ આવશે કે વ્યક્તિ મારફત આખી મનુષ્યજાતિમાં બુદ્ધિની શક્તિઓનો વિકાસ કરવાને અર્થાત્ બધાને માનસિક શક્તિઓ ખીલવવાની સરખી તક આપવાને પ્રકૃતિ પ્રયત્ન કરી રહી છે. આજકાલની સંસ્કૃતિમાં મનોમય જીવન ગાળવાના પ્રયત્નો ઘણા થાય છે. આ વૃત્તિ યૂરોપમાં ઘણી આગળ પડતી છે અને પ્રકૃતિના કાર્ય માટે તે ઘણી ઉપયોગી અને આવશ્યક છે. પશ્ચિમની સંસ્કૃતિ માણસના શરીર અને પ્રાણરૂપી જીવનનો પાયો તૈયાર કરી તેની પરિસ્થિતિમાંથી માનસિક જીવન અને મનની શક્તિઓનો વિકાસ કરવાને મથે છે. પ્રકૃતિ અત્યારે કઇ દિશા પ્રત્યે ગમન કરી રહી છે તેનું ભાન તો આપણને સહજ થયા વિના રહે તેમ નથી. કેળવણીનો પ્રચાર, પાછળ રહી ગયલી પછાત પ્રજાઓની ઉન્નતિ, અંત્યજ અને કચરાયલા વર્ગોને ઉન્નત કરવાના પ્રયત્નો, માણસની મહેનત બચાવે એવી શોધખોળો, શરીરને મજબુત, દીર્ઘાયુ અને ઉપયોગી બનાવવા માટે વિજ્ઞાનના ધમપછાડા વિગેરે મહાન પ્રયત્નો આજકાલ થઇ રહ્યા છે. એ બધાય પ્રયત્નોનું પરિણામ સફળતામાંજ આવશે એવું નથી; પરંતુ એમની દિશા તો એક છે, એમાં સંશય નથી. વ્યક્તિ અને સમાજનું શરીર સંગીન કરવું,

સ્થૂલ શરીરની જરૂરિયાતો પૂરી પાડવી અને મનનો વિકાસ કરવા માટે તથા લાગણીઓને કેળવવા માટે પૂરતો આરામ, નવરાશ અને સરખી તક બધાને મળે એવી ગોઠવણ કરવી એ વિચાર ઉપર ગણાવેલા પ્રયત્નોના પાયામાં રહેલો છે. આજકાલ એકજ વર્ગ અથવા તો અમુક પ્રજા પોતે લાભ લઇને એકલી આગળ વધે એ બસ નથી. સર્વેને આગળ વધવાનો આ જમાનો છે. હમણાં જે પ્રયત્નો થાય છે તેમાં મુખ્યત્વે જડવાદ અને આર્થિક લાભો પ્રત્યે દૃષ્ટિ રાખવામાં આવે છે એ ખરૂં છે, પરંતુ એ બધાની પાછળ મનની સર્વ શક્તિઓને સામાન્ય રીતે ખીલવવાની પ્રેરણા પણ આવી રહેલી છે.

જ્યારે એ પ્રમાણે બુદ્ધિના વિકાસની બધી સરતો પૂરી થશે ત્યાર-પછી પ્રકૃતિ શું કરશે ? માનસિક શક્તિનો વિકાસ થયા પછી અને બુદ્ધિ સંપૂર્ણ પ્રગતિ કરી રહે ત્યાર પછી કઇ વધારે ઉચ્ચ શક્તિ પ્રકૃતિ વ્યક્ત કરવા માગે છે ? પ્રકૃતિના ક્રમ વિકાસમાં–ઉત્ક્રાન્તિમાં–માનસિક વિકાસ એજ સૌથી વધારે ઉચ્ચમાં ઉચ્ચ પગલું હોય તો પછી માણસમાં રહેલી વિવેકશક્તિ, કલ્પનાશક્તિ, લાગણીઓ અને ભાવનાઓનો વિકાસ કરવાથી આપણે પૂરતું કર્યું ગણાય. પરંતુ મનુષ્ય એક બુદ્ધિપ્રધાન પ્રાણીના કરતાં કે લાગણીવાળા પ્રાણી કરતાં વધારે ઉચ્ચ જીવન ગાળી શકે તેમ હોય તો પછી વિવેકશક્તિ, લાગણીઓ, કલ્પના વિગેરે સર્વ માનસિક શક્તિઓ, એ વિશાળ જીવન પ્રત્યે પ્રયાણ કરવા માટે ઉપયોગી સીડી જેવીજ ગણી શકાય. અત્યાર સુધી જે વસ્તુ ઉત્ક્રાંતિ પામી છે તે સિવાય ભવિષ્યમાં આવિર્ભાવ પામનાર માણસના કરતાં ઉચ્ચજીવન શક્ય છે તો પછી માન-સિક શક્તિઓ અને તેમનો વિકાસ આપણે માટે જરૂરનાં પગથીયાં છે, અને તે દ્વારા વિશાળ આધ્યાત્મિક શક્તિઓ વ્યકત થવાનો સંભવ છે. અત્યારે આપણું મન જેવી રીતે શરીરને શરીરની ખાતર નહિ પરંતુ મનના વિકાસને માટે વાપરે છે તેવી રીતે મનથી પર એવી કોઇ ઉચ્ચ શક્તિ શરીર, પ્રાણ અને મનને પોતાના ઉપયોગને માટે વાપરે એ પણ શક્ય છે.

માનસિક જીવન કરતાં ઉચ્ચ જીવન શક્ય છે. એ વિચાર ઉપર તો આખા હિન્દુસ્તાનનું તત્વજ્ઞાન રચાયલું છે. એ

જીવન પ્રાપ્ત કરવું અને તેને વ્યવસ્થિત બનાવવું એ યોગનો હેતુ છે. મન એ માણસજાતના વિકાસની સૌથી ઉંચામાં ઉંચી ભૂમિકા નથી. મન પણ શરીરની પેઠે એક કરણ એટલે કે હથિયાર છે. યોગની ભાષામાં એને " અંતઃકરણ " એટલે " અંદરનું હથિયાર " કહેવામાં આવ્યું છે. આર્યાવર્તનાં પુરાણો અને તેની દંતકથાઓ પ્રમાણે તો એ મનથી ઉચ્ચભૂમિકા તદ્દન નવીન નથી. માણસે પૂર્વે તેને અનુભવેલી છે–એટલુંજ નહિ પરંતુ માણસજાતના કેટલાક યુગોમાં તો તે ભૂમિકાઓએજ સામ્રાજ્ય ભોગવ્યું છે. ગમે તેમ હોય પરંતુ મનથી વધારે ઉચ્ચ દશા અસ્તિત્વમાં છે, હયાતિ ધરાવે છે. એ જ્ઞાન જ્યાં સુધી એનો થોડો ઘણો પણ અનુભવ ન મળે ત્યાં સુધી નિશ્ચિત થાયજ નહિ. એટલે ભૂતકાળમાં કોઇક સમયે તેનો કેટલોક વિકાસ તો થયેલો હોવો જોઇએ. હમણાં પ્રકૃતિ એ કાર્યમાંથી પાછી ફરી છે, અને બુદ્ધિ વિગેરે બીજાં કરણો તૈયાર કરે છે એનો અર્થ એ છે કે હજી સુધી બધાં કરણો પૂરેપૂરાં તૈયાર થઇ ગયાં ન હતાં અને તેથી પ્રકૃતિ તેમને પૂર્ણ કરવાને પાછી ફરી છે.

માનસિક જીવન કરતાં ઉચ્ચજીવન શક્ય છે.

પરંતુ આપણે જે ઉચ્ચ ભૂમિકા કહીએ છીએ તે કઇ છે? આપણા વિકાસનો અંતિમ આરામ કયાં છે? એ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં આપણે કેટલાક ઘણાજ અદ્‌ભુત અનુભવોનો ખ્યાલ કરવો પડે છે. એ બધા અનુભવોને સંસ્કૃત સિવાય બીજી ભાષામાં મૂકવા પણ લગભગ અશક્ય છે. યોગની ભાષામાં કહીએ તો આપણામાં અન્નમય[1] અને પ્રાણમય કોષ–સ્થૂલ શરીરમાં આવી

'વિજ્ઞાન' અથવા કારણ દેહ.

---

[1] મનુષ્ય દેહના ત્રણ વિભાગ છે.

| | | |
|---|---|---|
| ૧ સ્થૂલ. | ૨ સૂક્ષ્મ. | ૩ કારણ. |
| ૧ અન્નમય કોષ. | મનોમય કોષ. | ૧ વિજ્ઞાનમય કોષ. |
| ૨ પ્રાણમય કોષ. | (માનસિક શક્તિઓનો બનેલો). | (મનથી પર અવસ્થાને "વિજ્ઞાન" કહેવામાં આવેછે. |
| | | ૨ આનંદમય કોષ. |

રહેલા છે. તે ઉપરાંત આપણું સૂક્ષ્મ શરીર પણ હોય છે. તેમાં મનોમય કોષ આવી રહેલો છે. પરંતુ તે બન્નેથી એટલે સ્થૂલ અને સૂક્ષ્મથી પર એવો વિજ્ઞાનમય કોષ પણ માણસમાં આવી રહેલો છે. એને " કારણ દેહ " પણ કહેવામાં આવે છે. એમાં વિજ્ઞાનમય કોષ અને આનંદમય કોષનો સમાવેશ થાય છે. વિજ્ઞાનમય કોષ જ્ઞાનયુક્ત હોય છે, પરંતુ એ જ્ઞાન બુદ્ધિજન્ય-બુદ્ધિથી જે મળે છે તેવું-હોતું નથી. પ્રશ્નને અન્તે અથવા ચર્ચા પછી કે વિવેક બુદ્ધિને વાપરીને આપણે જે જ્ઞાન મેળવીએ છીએ તેનાથી એ જુદું હોય છે. એ વિજ્ઞાનનું જ્ઞાન તો સ્વયં પ્રકાશિત, સ્વયંભૂ અને સત્ય હોય છે. વળી આનંદમય કોષનો આનંદ પણ હૃદય કે ઇન્દ્રિયો ઉપર આધાર રાખનાર સુખ દુઃખને વશ હોતો નથી. પરંતુ એ આનંદ પણ સ્વયંભૂ પદાર્થોથી સ્વતંત્ર, અનુભવોથી પર-એવો આત્માનંદજ હોય છે. એવો આનંદ એજ અનંત સત્-નો સ્વભાવ છે.

એ ભૂમિકાઓ સત્ય છે ?

ઉપર જણાવવામાં આવ્યા તેવા વિચારો શું ખરા છે? કારણ દેહ, વિજ્ઞાન, આનંદમય કોષ એ બધું સાચે સાચું-અસ્તિત્વમાં હોય છે કે માણસ પોતાના મનથી તેમને માની લે છે? એવા પ્રશ્નો ઘણાને થવાનો સંભવ છે. બધા યોગ-માર્ગો પોતાના અંતિમ હેતુ તરીકે જ તે ભૂમિકાઓ બતાવે છે અને તે અનુભવ સત્ય છે એમ કહે છે, આપણા ચૈતન્યની ઉંચામાં ઉંચી દશામાં એ ભૂમિકાઓ અધિરાજ્ય ભોગવે છે. આપણામાં **અપૌરૂષેય જ્ઞાન, પ્રેરણા અને સ્વયંજ્ઞાનની શક્તિઓ** જેવીજ શકિતઓ વિજ્ઞાનમાં કાર્ય કરે છે અને તે શકિતથી સત્યનું સાક્ષાત્ દર્શન થઇ શકે છે. એ ભૂમિકામાં માણસ વિરાટ્-બ્રહ્મનું અંતિમ સત્ય જાણે છે, અને પોતે તે વખતે વિરાટ્-( વિશ્વશકિત ) નો-વિભાગ બની રહે છે. એ શકિતઓ આપણામાં ક્યારે ઉદય પામે છે ? જ્યારે વિરાટ્ અથવા તો પરાત્પર પુરૂષનું ચૈતન્ય-આપણામાં જાગૃત થાય છે ત્યારે તેનું તેજ એ શકિતઓરૂપે આપણામાં વ્યકત થાય છે, અને કાર્ય કરે છે. એ સત્ ચિત્તે આનંદ સ્વાભાવિક છે. એ શકિતઓ દિવ્ય છે કારણ કે અત્યારે મનુષ્યસ્વભાવ જેવો છે તેનાથી એ બધી પર છે. તે પરાત્પર

અસ્તિત્વની ( બ્રહ્મની ) ત્રિપુટીને સત્, ચિત્ અને આનંદ–સચ્ચિદાનંદ કહેવામાં આવે છે. આપણે તેને અજ્ઞેય ગણીને તટસ્થ, નિર્ગુણ ગણો કે વિશ્વમાં આવિર્ભાવ પામતા વિરાટ્ પુરૂષ તરીકે ગણો, પણ તે આપણી બહાર હોય તેમ સામાન્ય રીતે જણાય છે. પરંતુ યોગમાં માનસશાસ્ત્રની દૃષ્ટિએ સ્વાનુભવપૂર્ણ ચૈતન્યની ભૂમિકાઓ તરીકે તેમને ગણવામાં આવે છે. આપણી જાગૃત દશા હમણાં એ ભૂમિકાને પ્રાપ્ત કરી શકતી નથી પરંતુ એ વિરાટ્ વિશ્વ ચૈતન્યની ભૂમિકા આપણામાં રહે છે અને આપણે તેને પ્રાપ્ત કરી શકીએ તેમ છીએ.

આપણે આગળ જોયું કે એને "કારણદેહ" કહેવામાં આવે છે ત્યારે બીજા કોષોને "કરણો" કહેવામાં આવે છે.

**શરીર, પ્રાણ, મન વિગેરે વિજ્ઞાનનું વિપરિત સ્વરૂપ.**

અત્યાર સુધી દુનિયાની ઉત્ક્રાંતિમાં વિજ્ઞાનની–કારણદેહની શકિતજ કાય કરી રહેલી જણાય છે. આપણામાં જે માનસિક શકિતઓ હમણાં કાર્ય કરી રહી છે તે બધી સુદ્ધાં વિજ્ઞાનમય કોષમાં જે દિવ્ય જ્ઞાન છે તેનોજ વિભાગ માત્ર છે–અને હમણાં તે શકિતઓ વિજ્ઞાનનું ખોટું સ્વરૂપ છે, કારણ કે તેઓ સત્યથી વિમુખ છે. આપણામાં જે બાહ્યસ્પર્શો, ભોગ વાસનાઓ, આવેશો વિગેરે છે તે બધા એ આનંદનાં વિપરિત સ્વરૂપો છે. તેમજ આપણામાં જે શકિતઓ છે તે બધી વિજ્ઞાનની દિવ્ય શકિતનુંજ પરિણામ છે. અત્યારે જગતમાં જે ઉત્ક્રાંતિ થતી જણાય છે તેનું શિખર માણસ છે અને આખા વિશ્વમાંએ બધો વિકાસ વિજ્ઞાનમાં જે શકિતઓ છે તેનો વિપરિત આવિર્ભાવ છે. એ પ્રમાણે થવાથી પૃથ્વી–જડ પદાર્થ, પ્રાણશકિત અને માનસિક શકિતઓ એવી પૂર્ણતાએ પહોંચે કે તેમના દ્વારા વિજ્ઞાનનો આવિર્ભાવ થઇ શકે. આખા વિશ્વજીવનનું આ સત્ય ખરૂં હોય તોપછી ક્રમવિકાસનો આદર્શ પણ વિજ્ઞાન છે અને તેજ તેનું કારણ પણ ઠરે છે. કારણદેહમાં જે અવ્યકત રૂપે હોય છે તે ક્રમવિકાસમાં વ્યકત થઇને અંતે વિજ્ઞાનને પ્રાપ્ત કરે છે. પરંતુ જો એ વિકાસને અંતે સર્વ કરણોનો ત્યાગ કરવો આવશ્યક હોય તો પછી એ મોક્ષ અપૂર્ણજ ગણાય. એ વિકાસનો હેતુજ એ છે કે સર્વ કરણોનું તેના આદિ દિવ્ય સ્વરૂપોમાં

રૂપાંતર કરવું. માણસની માનસિક શક્તિઓમાં દિવ્ય વિજ્ઞાનના જ્ઞાનનો પ્રકાશ પડે; તેના હૃદયમાં અને લાગણીઓમાં દિવ્ય આનંદનો ઝરો ઉતરે, તેના કર્મોમાં, તેની શક્તિમાં માણસ અહંકાર રહિત બની અશરીર દૈવી શક્તિનોજ પ્રતિનિધિ થઇ રહે; માણસનું શરીર એ દિવ્યતાની પવિત્રતા ધારણ કરે અને એ અનુભાવોને ટકાવી રાખી, પોતે દૃઢ અને સ્થિતિસ્થાપક બને તો પ્રકૃતિનો અથાગ શ્રમ સફળ થયો ગણાય! અને તોજ એની ઉત્ક્રાંતિનો હેતુ બર આવ્યો માની શકાય.

યોગના અનુભવો આકર્ષક હોય છે.

એ દિવ્ય અનુભવની એક ઝાંખી પણ એવી તો ચમત્કારિક અને આંજી નાખે તેવી હોય છે કે એકવાર આપણે તેને પામ્યા કે પછી તેને માટે સર્વસ્વનો ત્યાગ કરતાં આપણને જરાએ ખટકો લાગતો નથી તેવી સ્થિતિમાં મન, બુદ્ધિ વગેરે સર્વ શક્તિઓ ક્ષુદ્ર અને વિપરિત ભાસે છે. એમનો ત્યાગ કર્યા સિવાય એ દિવ્ય અનુભવ મળી શકતો નથી. એવો અતિશયોક્તિ ભરેલો વિચાર પણ માણસને આવે છે. પરંતુ એ વિચાર તદ્દન ખરો નથી. મન પરિમિત છે એ ખરૂં છે, તથાપિ એનો અંતિમ ધ્યેય દિવ્ય છે એ આપણે વિસરવાનું નથી. અંતિમ સત્ય તો પ્રભુ વિશ્વમાં તેમજ વિશ્વથી પર છે એમ સ્વીકારવામાં રહેલું છે. પૂર્ણ યોગ ત્યારે સિદ્ધ થયો ગણાય કે જ્યારે માણસ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરીને વિશ્વજીવનમાં ઉતરી શકે—વિશ્વજીવનનું રૂપાંતર કરી શકે—અને મરજી પ્રમાણે અસ્તિત્વની આખી નીસરણી ઉપર ચઢ ઉતર કરી શકે. પ્રભુ સર્વજ્ઞ હોય તો તેણે જે માનસિક શક્તિઓ ઉત્પન્ન કરી છે તેનો પણ કાંઇ ઉપયોગ તો હોવોજ જોઇએ. વિજ્ઞાનમાં જવા માટેના ઉપયોગી પગથીઆ તરીકે મનનો ઉપયોગ છે તે સ્વીકારી તેને નવા સ્વરૂપમાં રૂપાંતર પમાડવું એ પૂર્ણ યોગનો હેતુ છે.

વિશ્વમાં પ્રભુ અને જીવનમાં વિજ્ઞાન.

આપણે પ્રકૃતિનાં ત્રણ પગલાંઓ જોયાં—પ્રથમ આપણા જીવનના પાયારૂપ શારીરિક જીવન—બીજું માનસિક સૂક્ષ્મ જીવન, જેના વડે આપણે શરીરને ઉપયોગી કાર્યોમાં વાપરીએ છીએ, અને જેનાવડે શરીર

તથા પ્રાણની પૂર્ણતા પણ પ્રાપ્ત કરીએ છીએ; ત્રીજું—કારણ શરીર,—(વિજ્ઞાન–આનંદ કોષ)—એ ત્રીજું પગલું પહેલાં એનો અંતિમ ધ્યેય છે, અને એ બન્નેને મુક્ત કરવા માટે તે વ્યક્ત થાય છે. આપણે એમાંથી એક પણ પગલાને કેવળ અપ્રાપ્ય કે છેક તુચ્છ ગણવાનું નથી. તેમજ એમાંના એકને પણ આપણે જડમૂળથી ઉખાડી નાખવાનું યે નથી. પરંતુ એ ત્રણેનો ઉદ્ધાર કરી તેને સંપૂર્ણતાએ પહોંચાડવાં એ યોગનો ઉપયોગી અને આવશ્યક હેતુ છે એમ આપણે સ્વીકારવું જોઇએ.



# અભ્યાસ.

શરીરનો ચોક્કસ ખ્યાલ તાદૃશ્ય કરવાનો અભ્યાસ કરવો. જુદા જુદા અવયવો, તેમના આકાર, તેમનાં કાર્ય વગેરે જાણવાં અને મનમાં તેમને દૃઢ કરવાં.

શરીર આખી વિશ્વપ્રકૃતિમાં છે, આપણને એકલાને મળ્યું નથી એ વિચાર પર સતત્ મનને લગાડવું. શરીરનું હાડપિંજર, તેમાં વ્યક્ત થતું જીવન, તેનાં માનસિક દેખાતાં કાર્યો જુદાં છે. શરીર તો કેવળ જડ આધાર છે–એ વિચાર પર દૃઢ થવું. શરીરનો આવિર્ભાવ પ્રકૃતિને લીધે–વિશ્વ આખામાં પણ થયો છે.

તેજ પ્રમાણે પ્રાણશકિતનો વિચાર કરવો. તેની જુદી જુદી સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયાઓ બરાબર જુદી પાડવી. સ્થૂલ શરીરમાં તે અવયવોની ચલનવલનની ક્રિયાઓ કરાવે છે. ભૂખ, તરસ વગેરે વાસનાઓ ઉત્પન્ન કરે છે. શ્વાસ, ધડકવું વગેરે તેનોજ પ્રભાવ છે. તે શકિત પણ વિશ્વ પ્રકૃતિની છે, આપણી નથી. જગતમાં જ્યાં જ્યાં ચેતન છે ત્યાં ત્યાં પ્રાણશકિતનો આવિર્ભાવ હોય છેજ.

વળી, સૂક્ષ્મ પ્રાણ પણ સ્થૂલ સાથે ગાઢ સંબંધથી બંધાયલો છે. તેનું કાર્ય સૂક્ષ્મદેહમાં વેગ, સામર્થ્ય પ્રેરવાનું છે. લાગણીની, ઉપભોગની, વિચારની તીવ્રતા તેના ઉપર આધાર રાખે છે. સૂક્ષ્મ માનસિક ક્રિયાઓને સ્વીકારવાની ઝટપ તે સૂક્ષ્મ પ્રાણ ઉપર આધાર રાખે છે. તેને લીધે સૂક્ષ્મ વાસનાઓ–કીર્તિની–"હું સાધક છું" વગેરે ઉત્પન્ન થાય છે. એ પણ વિશ્વ પ્રકૃતિનું કાર્ય છે.

મન પણ આપણું પોતાનું દેખાય છે, પરંતુ એ પણ વિશ્વ પ્રકૃતિનુંજ કાર્ય છે. મનમાં પણ ઇંદ્રિયના સ્પર્શોને ગ્રહણ કરવાનું કાર્ય–તેમના ઉપર વિચાર કરવાનું એ બે કાર્યો જુદાં છે.

વળી કેવળ-શુદ્ધ માનસિક જીવન તો તદ્દન જુદું જ છે. તેનું કાર્ય તો કેવળ જ્ઞાન પ્રાપ્તિ જ છે-સત્યને તે બુદ્ધિદ્વારા જાણવાનો પ્રયત્ન કરે છે. આપણું મન લાગણીઓનું પણ સ્થાન છે-અર્થાત્ મનમાં થતી જુદી જુદી માનસિક ક્રિયાઓનું પૃથક્કરણ કરવું જરૂરનું છે. એ પૃથકરણના અભ્યાસથી એ ક્રિયાઓનું આકર્ષણ તથા તેમનું અજ્ઞાન દૂર થશે.

યોગનો અભ્યાસ કરતાં આશ્ચર્ય લાગે એવા અનુભવો થાય છે. તેના પ્રત્યે મનને બહુ જવા દેવું નહિ. આપણો હેતુ પ્રભુપ્રાપ્તિ છે, આશ્ચર્ય કે જાદુપ્રાપ્તિ નથી. ઓચિંતો મગજમાં તેજનો અંબાર વ્યાપી આપણે ક્ષણિક બેભાન થઈ જઇએ, મગજમાંથી આખા શરીરમાં ઠંડકનો વિચિત્ર અનુભવ લાગે, વીજળી ઝબકે તેમ કોઇક સત્ય પ્રત્યક્ષ થઇ જતું રહે, ધ્યાન કરતાં ભુરા તેજનો સમુદ્ર દેખાય, આંખ આગળ હૃદયમાં-મગજમાં તેજનો અનુભવ થાય, કપાળ વચ્ચે ઝીણું તેજ દેખાય-તેના પ્રત્યે બહુ મનને જવા દેવું નહિ. પ્રભુપ્રાપ્તિ અને જીવનમાં તેનો આવિર્ભાવ એ આપણો હેતુ છે.



## પ્રકરણ ૩ જું. પૃથક્કરણ.

આપણે પ્રકૃતિનાં ત્રણ પગલાંઓ જોયાં. ૧ શારીરિક. ૨ માનસિક અને ૩ આધ્યાત્મિક. માનસિક જીવન માટે શરીરનો ત્યાગ કરવો અથવા તો તેના પ્રત્યે બેદરકારક રહેવું એ કાંઇ આવશ્યક નથી. તેજ પ્રમાણે આધ્યાત્મિક જીવન ગુજારવા માટે માનસિક શક્તિઓની ઉપેક્ષા કરવી તે પણ આવશ્યક નથી.

શરીર-તેમાં પ્રાણશક્તિ અને મનનો સંચો ગોઠવાયલો છે. માણસ શારીરિક, માનસિક, અથવા આધ્યાત્મિક જીવન ગાળી શકે. ત્રણે પ્રકારનાં જીવનનો સમન્વય પણ કરી શકાય.

૧ આત્મરક્ષા, ૨ પુનરાવતાર, ૩ પ્રજોત્પત્તિ-એ ત્રણે શરીરના સ્વભાવમાં છે.

૧ વિકાર, ૨ આત્મવિકાસ, ૩ પ્રગતિ-એ મનના સ્વભાવમાં છે.

૧ પૂર્ણતા, ૨ અનંતતા અને ૩ અમરતા-એ આત્માનો સ્વભાવ છે.

પ્રકૃતિ આ ત્રણે પગલાંઓ વ્યક્તિમાં અને સમષ્ટિ-સમાજમાં પણ લે છે. મનુષ્ય-સ્વભાવની સર્વ દિવ્ય શક્તિઓ પોતે પ્રાપ્ત કરી વિશ્વ પ્રત્યે તેમને વહેવડાવવી એ માણસના જન્મનું સાર્થક છે.

આપણે જે પૂર્ણ યોગનો અભ્યાસ કરીએ છીએ તે પણ આપણે પોતાને માટે નથી. શારીરિક જીવનનો પણ આપણે તિરસ્કાર કરવો જોઇએ નહિ. પરંતુ કેવળ શારીરિક જીવન બહુજ ક્ષુદ્ર થઇ જાય છે-પ્રગતિ કરી શકતું નથી. આવું જીવન ગાળનારા માણસો પ્રકૃતિનાં ક્ષુદ્ર કાર્યો બજાવે છે.

વ્યવહાર માણસો પણ જીવનમાં ધર્મને સાધારણ સ્થાન આપવા તૈયાર રહે છે. પુરોહિત અને સન્યાસીને તેઓ પૂજ્ય ગણે છે. માનસિક

પ્રગતિ પણ થઇ શકે છે અને શરીર તેને સ્વીકારે છે પણ ખરૂં. પરંતુ તે સંસ્કૃતિ ઐહિક સુખની પાછળજ મંડે છે-યુરોપની પેઠે.

જીવનમાં આધ્યાત્મિકતાનો પાસ પણ લગાડી શકાય. પરંતુ અહીં મનને દેશવટો દેવામાં આવે છે-એશિયાની પેઠે.

મન પોતે વિશ્વનાં જુદાં જુદાં અપૂર્ણ ક્ષેત્રોથી કંટાળી પાછું ફરે છે અને બુદ્ધિના સંન્યાસીઓ જીવનથી વિમુખ થાય છે. તે પણ ભૂલ છે. સંસારનો સ્વીકાર કરવાથીજ તે શકિતઓ પૂરેપૂરી ખીલે છે. મનને પૂર્ણતા, સત્ય અને સૌંદર્યનું સ્વપ્ન આવે છે. પરંતુ તેને પણ વ્યવહાર અપૂર્ણતા, કુરૂપતા અને અસત્યથી ભરેલો લાગે છે.

મન જ્યારે વ્યવહારથી કંટાળે તો પછી આત્મા તેનાથી દૂર નાસે તેમાં શી નવાઇ ? પરંતુ ખરૂં જોતાં આધ્યાત્મિક જીવન પણ માનસિક અને વ્યાવહારિક જીવનને ફેરવી નાખી શકે. ઘણા : આધ્યાત્મિક પ્રગતિ કરનારા માણસો પોતે વ્યકિતના મોક્ષને માટેજ પ્રયત્ન કરે છે. કેટલાક આખી મનુષ્યજાતિ માટે કાર્ય કરે છે અને તેનો મોક્ષ સાધવા મથે છે.

આર્યાવર્તમાં ૧ સ્થૂલ જીવન અને ૨ આધ્યાત્મિક જીવન, એક બીજાની જોડાજોડ અડકયા વગર ( ઘણે ભાગે ) રહ્યાં છે. પરંતુ માનસિક પ્રગતિ એટલે બુદ્ધિવિકાસની અહીં ઘણી ખામી જણાય છે.

યોગમાર્ગ પણ એકલવાયો અને અતડો રહ્યો છે. તે જનસમાજની સેવામાં જોઇએ તેટલો ઉપયોગી થયો ન હતો. પૂર્ણ યોગમાં તો વ્યવહારને આપણે સ્વીકારવાનો છે. પ્રકૃતિ અને યોગ બંનેનો અંતિમ હેતુ સત્યયુગને પૃથ્વીમાં લાવવાનો છે



# પ્રકરણ ૩ જું.

## ૩. ત્રિવિધ જીવન.

આગલા પ્રકરણમાં આપણે જોયું કે પ્રકૃતિમાં ક્રમવિકાસનો સિદ્ધાંત કાર્ય કરી રહ્યો છે. એને ઘણા ઉત્ક્રાંતિ પણ કહે છે. એ વિકાસ દ્વારા અનંત સચ્ચિદાનંદ પોતે આવિર્ભાવ પામી રહ્યો છે. પ્રકૃતિના વિકાસમાં અનુક્રમે ત્રણ પગલાંઓ લેવાયાં છે, તે આપણે જોઇ ગયા. માણસને પોતાને પણ સંસારમાં એ ત્રણ પ્રકારનાં જીવનમાંથી ગમે તે એક પસંદ કરવાની છૂટ મળે છે ખરી. પ્રથમ તો શારીરિક સ્થૂલ જીવન–બીજું માનસિક જીવન અને ત્રીજું અવ્યક્ત આધ્યાત્મિક જીવન. શરીરને જાળવી તથા પૂર્ણતા પ્રાપ્ત કરાવી, માનસિક શક્તિઓનો અંતિમ હેતુ સિદ્ધ કરીને, પરાત્પર અનંત આત્માની દિવ્ય શક્તિઓનો વિકાસ કે-આવિર્ભાવ કરવો એ પ્રકૃતિનો હેતુ છે, અને પ્રકૃતિનો એ હેતુ આપણો પણ અંતિમ હેતુ હોવો જોઇએ. જે પ્રમાણે માનસિક શક્તિઓનો વિકાસ થતાં તેઓ શારીરિક જીવનનો ત્યાગ કરવાને બદલે તેનો બરાબર સદુપયોગ કરે છે તેજ પ્રમાણે આધ્યાત્મિક જીવનનો આવિર્ભાવ થયા પછી માનસિક અથવા શારીરિક જીવનનો ત્યાગ થવો જોઇએ નહિં.

૧ શારીરિક, ૨ માનસિક અને ૩ આધ્યાત્મિક જીવન.

મનુષ્ય એ ઉત્ક્રાંતિવાદ પ્રમાણે પ્રકૃતિએ તૈયાર કરેલો ઉત્તમોત્તમ નમૂનો છે. માણસ દ્વારાજ પ્રકૃતિ પોતાનો વિકાસ ક્રમે ક્રમે પૂર્ણતાએ લઇ જઇ શકે તેમ છે. માણસ પણ ત્રિવિધ જન્મ ધારણ કરે છે. પ્રકૃતિ તરફથી માણસને પ્રાણશક્તિવાળું શરીર આપવામાં આવ્યું છે. એ શરીર આત્માનો આવિર્ભાવ કરવાના આધાર રૂપ છે, અને પ્રાણશક્તિ આત્માની ક્રિયા થવા માટે આવશ્યક છે. વળી પ્રકૃતિ તરફથી

માણુસને મન પણ આપવામાં આવ્યું છે. મનનો સ્વભાવ પ્રગતિમાન છે અને મન, શરીર તથા પ્રાણને પૂર્ણ કરી, જીવનનાં સાધનોને પણ પૂર્ણ કરવા મથે છે. વળી મનમાં એવી પણ શકિત છે કે પ્રગતિ કરતાં કરતાં પોતે આત્માની એક ક્રિયા છે એવો સાક્ષાત્કાર તેને પોતાને થઇ શકે છે. માણુસ અંતે જ્ઞાનવાન અને આનંદમય આત્મારૂપે પોતાનો વિકાસ પૂર્ણ કરે છે, અને આત્માની શક્તિઓ જીવન અને મન દ્વારા દિવ્ય કાર્યો કરે છે.

વિશ્વમાં જે દિવ્ય શકિત પ્રકૃતિરૂપે કાર્ય કરી રહી છે તેની યોજના આપણે ઉપર જોઇ ગયા. માણુસજાતિમાં તે કેવી રીતે કાર્ય કરે છે તે પણ આપણે તપાસ્યું. હવે આપણા જીવનના અંતિમ હેતુ ઉપર અને આપણી જીવન ગાળવાની પદ્ધતિમાં એ ત્રણ તત્ત્વોનાં એક બીજા ઉપર કાર્ય પ્રતિકાર્ય મોટો ભાગ ભજવે એ સ્વાભાવિક છે. પ્રકૃતિમાં એ ત્રણે તત્વો જુદાં જુદાં વિકાસને પામ્યાં છે. એટલે માણુસને તેમાંથી ગમે તે એક પ્રકારનું જીવન પસંદ કરવાને પણ છૂટ છે. સામાન્ય સ્થૂલ, શારીરિક જીવન ગાળવું, અથવા તો માનસિક કાર્ય કરી મનોમય જીવન ગુજારવું, અથવા તો આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરી આત્માનો દિવ્ય આનંદ ભોગવવો એ ત્રણમાંની કોઇપણ એક શકયતા માણુસની આગળ રહેલી છે. પ્રગતિ કરતાં કરતાં એ ત્રણે પ્રકારનાં જીવનને મનુષ્ય એકત્ર કરી શકે છે, તેમના વિરોધોને દૂર કરી સંપૂર્ણ સંવાદ—એક રાગ-ઉપજાવી પોતે પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે.

સામાન્ય પ્રકૃતિમાં આપણે જોઇશું તો એ ત્રણે તત્વોમાંના દરેકને માટે પોતાના ખાસ ગુણ અને ખાસ કાર્ય નિર્માણ થયલાં હોય છે.

શરીરમાં-પ્રાણ અને મનનો સંચો આવી રહેલો છે.

પ્રથમ આપણે શારીરિક જીવન લઇએ. અહીં આપણને સ્પષ્ટ જણાય છે કે શારીરિક શકિતની ખાસ ખુબી પ્રગતિ કરવા કરતાં જીવન ટકાવવા તરફ વધારે છે; વ્યકિતને વિશાળતા પ્રાપ્ત કરાવવા કરતાં વ્યકિતની પુનરોકિતમાં—ફરી ફરીને તેને ઉત્પન્ન કરવામાં—સમાયલી છે. સ્થૂલ પ્રકૃતિમાં એક પ્રકારના જીવનમાંથી બીજા

પ્રકારના જીવનમાં ક્રમે ક્રમે ઉત્ક્રાંતિ થઇ છે એ ખરૂં છે. ઉદાહરણ તરીકે વનસ્પતિમાંથી પ્રાણીઓ અને પ્રાણીમાંથી મનુષ્ય એ પ્રમાણે ક્રમવિકાસ થયો છે. પરંતુ એકવાર એ રૂપ કિંવા શરીરનો પ્રકાર નક્કી થઇ ગયા પછી પ્રકૃતિ તેમાં પુનરોક્તિ કરીને ફરી ફરીને એજ પ્રકારનાં સ્વરૂપો ઉત્પન્ન કરવામાં મશગુલ થઇ જાય છે. એ પ્રમાણે થવાનું કારણ એ છે કે જીવન કિંવા પ્રાણશક્તિ હમેશાં અમર થવાને પ્રયત્ન કરે છે. પરંતુ દરેક વ્યક્તિનું નામ અને રૂપ નાશવંત અને અનિત્ય હોય છે એટલે પછી એ પ્રમાણે જીવનને ફરીને જન્મ ધારણ કરાવવો એજ પ્રકારની અમરતા સ્થૂલ જીવનમાં મળી શકે. ઉપર જણાવવામાં આવ્યું છે કે વ્યક્તિ અનિત્ય છે પણ વ્યક્તિનો વિચાર જે મૂળ કારણ દેહમાં હોય છે તે પ્રભુના વિરાટ્ ચૈતન્યમાં નિત્ય હોય છે, એટલે વ્યક્તિનો નાશ થવા છતાં એ પ્રકાર–રૂપ–ટકાવવાની શક્તિ વ્યક્તિમાં હોય છે. આત્મસંરક્ષણ, પોતાનું સ્વરૂપ ઉત્પન્ન કરવાની શક્તિ તથા આત્માની વૃદ્ધિ–એ ત્રણ વૃત્તિઓ સ્થૂલ જીવનમાં આપણને જણાઇ આવે છે.

શરીરના ધર્મ.
૧ આત્મરક્ષા.
૨ પુનરાવતાર.
૩ પ્રજોત્પત્તિ.

હવે આપણે મનનો ધર્મ તપાસીએ. શુદ્ધ માનસિક શક્તિનો ખાસ ગુણ વિકાર–ફેરફાર છે. જેમ જેમ મન પ્રગતિ કરે છે, ઉન્નત થાય છે, વ્યવસ્થિત થાય છે તેમ તેમ વિકારનો મહાન નિયમ પણ પ્રગતિ કરે છે, અને લઘુમાંથી વિશાળ સત્યોને પ્રાપ્ત કરતો જાય છે. શરીરની પેઠે મન કાંઇ પરિમિત નથી. મનનું ક્ષેત્ર તો અનંત છે. વળી મન વિકાસ પામે છે તે છતાં સ્થિતિસ્થાપક છે, અને તેનાં સ્વરૂપો સહેલાઇથી બદલાય છે. મનની સ્વભાવસિદ્ધ વૃત્તિઓમાં વિકાર અથવા ફેરફાર, આત્મવિકાસ, આત્મશુદ્ધિ, અને સુધારણાનો સમાવેશ થાય છે. અંતિમ પૂર્ણતામાં મન શ્રદ્ધા રાખે છે અને "પ્રગતિ" એ તેનો મુદ્રાલેખ છે.

મનના ધર્મ.
૧ વિકાર.
૨ આત્મવિકાસ.
૩ પ્રગતિ.

આત્માનો ધર્મ તપાસતાં જણાશે કે તેનામાં પૂર્ણતા સ્વયંસિદ્ધ હોય છે, અને તેની અનંતતા અવિકારી રહે છે સ્થૂલ શરીર જે અમરપણું મેળવવાને મથે છે તે, અને મન જે પૂર્ણતા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે તે બંને આત્મામાં આપોઆપ હોય છે જ. નિત્ય, સનાતન, સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવો—સર્વ પ્રાણીઓમાં તેને જ જોવો, સર્વ પ્રાણીઓથી પર તેને જાણવો, અપૂર્ણતા અને પરિમિત વ્યક્તિત્વમાં બંધાયા છતાં તે પૂર્ણ છે એવો સાક્ષાત્કાર કરવો એ આધ્યાત્મિક જીવનનો આનંદ છે.

આત્માના ધર્મ.
૧ પૂર્ણતા.
૨ અમરતા.
૩ અનંતતા.

ઉપર ગણાવેલાં ત્રણે પ્રકારના જીવનમાં કુદરત એકલી વ્યષ્ટિ-વ્યક્તિમાંજ કાર્ય કરતી નથી પણ સમષ્ટિમાં પણ તે કાર્ય કરે છે. અનંત આત્મા વ્યક્તિમાં તેમજ વિશ્વમાં સરખો વિલસે છે. વિરાટ્રૂપે તે કુટુંબમાં, સમાજમાં, દેશમાં, અથવા આખી મનુષ્યજાતિમાં કાર્ય કરે છે. એમાંના કોઇપણ એક વિભાગમાં રહીને વ્યક્તિ પોતાનું કલ્યાણ કરવા પ્રયત્ન કરે, અથવા તો એમાંના કોઇપણ એક વિભાગ સાથે પોતે એકતા કરીને તેને માટે પોતાનું આખું જીવન અર્પણ કરે એ શક્ય છે. વળી એ બધાંય બંધનોથી પર થઇ વ્યક્તિ પોતાના જીવનના હેતુને વિરાટ્ જીવનના હેતુ સાથે એક કરી શકે છે. એ પ્રમાણે થવું અસ્વાભાવિક નથી, કારણ કે વિશ્વની અંદર વ્યક્તિએ પોતાનું અહંતાપ્રધાન જીવન પ્રભુથી સ્વતંત્રપણે વ્યક્ત કરવું જોઇએ, કિંવા વ્યક્તિએ પોતાના વ્યક્તિત્વનો સમૂળો લોપ કરી દેવો જોઇએ એવું કાંઇ નથી. વ્યક્તિજીવનનો વિરાટ્ સાથેનો ખરો સંબંધ તો એ છે કે વ્યક્તિએ પોતાનું અસ્તિત્વ પ્રભુ જોડે એક કરવું અને પોતાનામાં પ્રભુત્વનો વિકાસ કરવો. વ્યક્તિ અને પરાત્પર પરમાત્માના સંબંધની પેઠેજ વ્યક્તિ અને વિરાટ્ અથવા વિશ્વનું છે. વ્યક્તિએ પોતાની માનસિક, શારીરિક કે આધ્યાત્મિક પ્રગતિ એકલપેટા રહીને કરવાની નથી. પોતાના બીજા ભાઇઓની દરકાર કર્યા

ત્રણે પ્રકાર વ્યક્તિ અને સમષ્ટિમાં છે.

વિના તેણે પોતાનું જીવન ગાળવાનું નથી. તેમજ તેણે સમાજ કે સમષ્ટિની ખાતર પોતાનો આત્મવિકાસ અટકાવવો એ પણ ઇષ્ટ નથી. ખરૂં જોતાં તેણે મનુષ્યજાતિની ઉત્તમોત્તમ શક્તિઓ પોતાનામાં ખીલવીને વિચારદ્વારા, કર્મદ્વારા અને સર્વ કરણોદ્વારા તે શક્તિઓને ચારે તરફ વહેવડાવવી જોઇએ જેથી કરીને આખી મનુષ્યજાતિ પોતાનામાં રહેલી સર્વ શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાને લાયક થાય.

વ્યવહારૂ માણસો ધર્મને સ્થાન આપે છે.

સ્થૂલ જીવનનો હેતુ પ્રકૃતિમાં પ્રાણશક્તિઓનો જે હેતુ છે તે સિદ્ધ કરવામાં સમાયલો છે. સ્થૂલ વૃત્તિઓવાળા માણસોનો હેતુજ એ હોય છે કે કોઇપણ પ્રકારે જીવવું. અર્થાત્ જન્મથી મરણપર્યંત જેમ બને તેમ આરામ લેવો અને વિધવિધ ભોગવિલાસ ભોગવતા રહેવું, તથા હરકોઇ પ્રકારે જીવનને ટકાવી રાખવું એ તેમની જીંદગીનો આશય હોય છે. આવા માણસો "ગમે તે પ્રકારે જીવવુંજ" એ વિચારને કયારે ગૌણ માનતા થાય છે? જ્યારે પ્રકૃતિની બીજી વૃત્તિઓ તેમનામાં જાગ્રત થાય ત્યારે. ઉદાહરણ તરીકે વ્યકિતમાં પોતાની જાતિ ટકાવવા માટે પ્રજોત્પત્તિની વૃત્તિ અથવા તો પોતાની નાત, જાત, પ્રજા વગેરેને ટકાવવાની વૃત્તિ જ્યારે જાગ્રત થાય છે ત્યારે જીવન ગાળવાનો વિચાર ગૌણ થઇ રહે છે. અહંભાવ, કુટુંબભાવના, સમાજ અથવા પ્રજા જીવનનો નિશ્ચિત વ્યવહાર—એ બધાં સ્થૂલ જીવનનાં તત્વો છે. એ સિદ્ધાંતોને લીધે પ્રકૃતિની અંદર જે મહાન હેતુઓ સિદ્ધ થાય છે તે આપણને ચોકખે ચોકખા દેખાય તેવા છે. વળી મનુષ્યજાતિ પણ કેટલી ઉપયોગી છે તે પણ આપણને ઉપર જણાવેલાં કાર્યો પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. પ્રકૃતિએ અત્યાર સુધી જે બીબું ઢાળ્યું છે—જે સંચો તૈયાર કર્યો છે—તેની હયાતિ તથા સલામતી મનુષ્યજાતિ જાળવી રાખે છે, એટલુંજ નહિ પણ ભૂતકાળમાંયે પ્રકૃતિએ જે જે વસ્તુઓ ઉત્પન્ન કરી છે તેમની વ્યવસ્થિત પરંપરા જાળવી, તેમનું સંરક્ષણ કરવામાં પણ મનુષ્યજાતિ ઘણીજ ઉપયોગી થઇ પડી છે.

**કેવળ શારીરિક જીવન ક્ષુદ્ર.**

પ્રકૃતિનાં સ્થૂલ કાર્યો માટે મનુષ્યજાતિ ઘણી ઉપયોગી છે તે ઉપર બતાવવામાં આવ્યું છે. પણ એ ઉપયોગીતાને લીધેજ માણસનું જીવન પરિમિત થઇ જાય છે એટલે કે, રૂઢિરક્ષક વૃત્તિઓ તેનામાં જામી જાય છે. પાર્થિવ આકર્ષણથી તે એવો તો બંધાઇ જાય છે કે તેની ઉર્ધ્વગતિ સાવ બંધ પડે છે. રોજનું રોજ એકજ પ્રકારનું જીવન, પરાપૂર્વથી ઉતરી આવેલી રૂઢિ પરંપરા, જુના રીતરિવાજો, અસલી વિચારો એ બધું તો એવાં મનુષ્યોના જીવનનું આવશ્યક અંગ થઇ પડે છે. ભૂતકાળમાં થયલી પ્રગતિનો તેઓ ખૂબ ઉત્સાહ અને આગ્રહપૂર્વક બચાવ કરે છે, પરંતુ આજકાલની પ્રગતિમય પ્રવૃત્તિઓનાં નામ માત્રથી તેઓ ભડકવાના ! કારણ કે એવા સ્થૂલ પાર્થિવ મનના માણસોને મન કોઇ પણ વિચારક, સુધારક કે પ્રગતિમાન માણસ–કેવળ શેખચલ્લી, સ્વપ્નાં જોનાર કે ગાંડોજ લાગે છે ! મહાન સાધુઓ જ્યારે જીવતા હોય ત્યારે તેમને પથરાથી મારનાર લોકો તેમના મરણ પછી ભક્તિપૂર્વક તેમનું સ્મરણ કરતા થયાનાં ઉદાહરણો અનેક મળી આવે છે. એવા લોકોને પ્રકૃતિની અંદર જે પાથિવ તત્વ છે તેને સાચવી રાખનાર વૃત્તિનું મૂર્ત સ્વરૂપ કહી શકાય. આપણા હિંદુસ્તાનમાં પણ સાધારણ માણસ અને દ્વિજ એ બે વચ્ચે જે ભેદ છે તે પણ ઉપર જણાવવામાં આવેલો સિદ્ધાંત સૂચવે છે. સામાન્ય માણસ પશુવૃત્તિપ્રધાન–પાર્થિવ હોય છે અને તે પ્રકૃતિનાં હલકાં કાર્યો કરવામાં મશગુલ રહે છે. એવા માણસો પ્રકૃતિનાં ઉચ્ચ કાર્યોનો પાયો તૈયાર કરે છે ખરા પણ દ્વિજ જાતિમાં બીજીવાર થતા માનસિક જન્મના ઉચ્ચ અનુભવોથી એવા માણસો લગભગ વંચિત રહે છે.

એવા માણસો પણ પોતાના જીવનમાં ભૂતકાળના ધર્મોમાંથી રૂઢિ પ્રમાણે કેટલાંક તત્વો દાખલ કરે છે ખરા. વળી ગોરને કે બ્રાહ્મણને તેઓ સમાજમાં કંઇક માનવાળી જગો પણ આપે છે. અલબત્ત, એ સ્થિતિ એમના જીવનપર ઘણીજ ઓછી અસર કરે છે. પરંતુ જે માણસ કેવળ આધ્યાત્મિક જીવન ગાળવા માગતો હોય તેનો તો એવો સમાજ

તરત બહિષ્કારજ કરે છે. એવા માણસની શ્રેષ્ઠતા અને ઉચ્ચપદ સ્વીકાર્યાં છતાં પણ સમાજ તેને સાંખી શકતો નથી. એવાને તો સમાજ ભગવાં કપડાં પહેરાવી દે છે. ગોરના પદને માટે તેવા માણસો સમાજની દૃષ્ટિએ કેવળ નાલાયક ઠરે છે. એવા માણસો સમાજની બહાર ભલે એમની ભયંકર આધ્યાત્મિક સ્વતંત્રતા ભોગવે! સમાજને મન તો એવા માણસોનો દરજ્જો સમાજરૂપી ભવ્ય મકાન ઉપર આધ્યાત્મિક જીવનની વીજળી પડતી અટકાવવા માટે લોઢાના તાર જેવોજ હોય છે!

સ્થૂલ તત્વપ્રધાન સંસ્કૃતિ જડ રહે છે.

પાર્થિવ જીવન વિષે ઉપર જે કંઇ કહેવાયું છે તે ઉપરાંત એટલું કહેવું ખાસ આવશ્યક છે કે એવા માણસોમાંયે પ્રગતિ કરવાનો આવેશ ઉત્પન્ન કરી તેમની માનસિક શક્તિઓ ખીલવવાની ગોઠવણ થાય તો તેઓ પણ પ્રગતિ કરી શકે. માણસોએ ફેરફાર કરવાની ટેવ પાડવી જોઇએ અર્થાત્ બુદ્ધિપૂર્વક આગળ વધવાનો અભ્યાસ પાડવો જોઇએ. પ્રગતિ એ તો જીવનનો ઠરેલો નિયમ છે એ સત્ય તેમણે સ્વીકારવું જોઇએ. યૂરોપમાં એવો પ્રગતિસાધક સમાજ ઉભો થયો છે એ બીના પદાર્થ કિંવા જડવસ્તુ ઉપર મનનો કાબુ બતાવી આપે છે. પરંતુ સ્થૂલ જીવન તેનું વેર લે છે, કારણ કે એવી રીતે થએલી પ્રગતિ ઉપરચોટીઆ, ઐહિક અને જડત્વ પ્રધાન રહી જવાનો ભય રહેલો છે, એટલે તેમાં ઉચ્ચ પ્રગતિ કરવા જતાં જલદી પતન થવાનો સંભવ છે.

જીવનમાં આધ્યાત્મિકતાનો રંગ લાગે પરંતુ મનનો વિકાસ કરવો જોઇએ.

સંસારી કિંવા પાર્થિવ જીવનને આધ્યાત્મિકતાનો પાસ આપવો પણ બની શકે તેમ છે. આખા જીવનની ભાવનાઓ, સંસ્થાઓ તથા ક્રિયાઓને ધાર્મિક ગણવાની વૃત્તિ ઉત્પન્ન કરવાથી આધ્યાત્મિક પ્રગતિ જીવનમાં થવાનો સંભવ છે. એવી આધ્યાત્મિક વૃત્તિવાળા સમાજો એશિઆમાં ઉત્પન્ન થયા છે, અને તેઓ આ મર્ત્ય લોકમાં જડ પદાર્થ ઉપર આત્માનો વિજય સૂચવે છે તથાપિ અહીં પણ એકદેશીયતા અને અતિશયતાનો દોષ રહી ગયો છે. એવું જીવન

ગાળવાથી માણસોનો સ્વભાવ ધાર્મિક થઇ જાય છે એ ખરૂં પણ ધાર્મિક સ્વભાવ એ તો આધ્યાત્મિકતાનું કેવળ સ્થૂલ સ્વરૂપ છે. વળી આપણે ધારી લઇએ કે તેથી ઉચ્ચ આધ્યાત્મિક પ્રગતિ થઇ શકે તો પણ તેને લીધે સમાજમાંથી ઉત્તમોત્તમ માણસો અળગા થવાના અને એકંદરે સમાજની પ્રગતિ થાય તો પણ તાત્કાળિક ઉન્નતિ પામ્યા પછી એવા સમાજો પરિણામે અધોગતિમાંજ આવી પડે છે. વાસ્તવિકરીતે જોતાં કેવળ માનસિક અથવા તો કેવળ આધ્યાત્મિક પ્રયત્ન કરવાથી સંફળતા નહિ મળે. સ્થૂલ એટલે કે જડ પ્રકૃતિને વશ કરવી હોય કિંવા પાર્થિવ તત્ત્વનો વિરોધ દૂર કરવો હોય તો આધ્યાત્મિક અને માનસિક એ બંને સૂક્ષ્મશક્તિઓએ પરસ્પર વિરોધ મૂકી દઇ એક થવાની જરૂર છે. એક બીજાથી અતડા રહીને તેઓ પોતાનો હેતુ સિદ્ધ કરી શકશે નહિ. મહાન પરિવર્તન મનુષ્યજાતિમાં થાય તે પહેલાં પ્રકૃતિ એ બંનેને એકત્ર થયલાં જોવા માગે છે. પરંતુ ઘણુંખરૂં એ બન્ને શક્તિઓ એક બીજા પ્રત્યે જે છૂટ મૂકવી જોઇએ તે મૂકવાને રાજી હોતી નથી.

આધ્યાત્મિકતા વ્યવહારથી નાસે છે.

માનસિક જીવનનો પાયો સૌંદર્યગ્રાહક શક્તિ, નૈતિકબળ અને બુદ્ધિપ્રધાન કાર્યોપર રચાયો છે. શુદ્ધ મનનું કાય આદર્શો નક્કી કરવાનું અને પૂર્ણતાની શોધ કરવાનું છે. સૂક્ષ્મ પુરૂષ યાને અંતરાત્મા તો હમેશાં સ્વપ્નાંજ જોનાર છે. શુદ્ધ મનોમય શક્તિનું લક્ષણ એ છે કે તે પૂર્ણ સૌંદર્ય, આદર્શ જીવન અને અંતિમ સત્યની શોધમાંજ રહે છે. તોપણ પાર્થિવ ગુરૂત્વાકર્ષણોની સામે કેવી ટક્કર ઝીલવી તે તેને નથી આવડતું. તાત્પર્ય કે પાર્થીવ તત્ત્વોનો વિરોધ દૂર કરવાને મન સમર્થ નથી. તેથી કરીને એ પ્રયત્ન કરતાં મન કાં તો વિગ્રહમાંથી હારીને પાછું પડે છે અથવા કપરી વસ્તુસ્થિતિને ન છૂટકે આધીન થાય છે. કેટલીકવાર એમ બને છે કે જીવનના અભ્યાસને આધારે મન પોતાના અનુમાનો બાંધે છે અને પોતે કૃત્રિમ બંધનો ઉભાં કરી તાત્કાળિક સમયને માટે પ્રકૃતિને બાંધે છે, પરંતુ પરિણામે તો પ્રકૃતિ તે બધાંયને તોડીને મોકળી થઇ જાય છે. એટલુંજ નહિ પણ કેટલાંક બંધનોને તો તદ્દન કદ્રુપાં બનાવી મૂકે

છે, અને તે પણ એટલે સુધી કે સમય જતાં તે ઓળખાતાં સુદ્ધાં નથી. સ્વપ્ન સમાધિમાંથી આત્માનાં જે સ્વપ્નો ઉભાં થયાં છે તેમાંનાં ઘણાંજ થોડાં માણસજાતે અને પ્રકૃતિએ પ્રેમપૂર્વક સ્વીકાર્યાં છે.

બુદ્ધિના સંન્યાસીઓ.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે માનસિક જીવન અને સ્થૂલ વ્યવહાર વચ્ચે ઘણોજ ભેદ આવી રહ્યો હોય છે ત્યારે મન બાહ્ય જીવનમાંથી પાછું ફરીને પોતાની માનસિક સ્વતંત્રતા ભોગવવા માટે પ્રયત્ન કરે છે. પોતાની કલ્પનામય, દિવ્ય ઉજ્વલ સૃષ્ટિમાં સ્વચ્છંદે વિહાર કરતો કવિ, કલામાં એકતાન થઇ ગયલો કલાવાન, જીવનના મહાન પ્રશ્નો એકાંતમાં બેસીને ઉકેલતો તત્ત્વજ્ઞાની, પોતાના પ્રયોગોમાં મગ્ન થઇ રહેલો વિજ્ઞાનશાસ્ત્રી, પુસ્તકના ભંડારમાં દટાઇ ગયલો સાક્ષર, એ બધા આજે માનસિક જીવનના સન્યાસીઓજ છે. તેમણે માણસ જાતની જે મહાન સેવા બજાવી છે તેની સાક્ષી ભૂતકાળ પૂરે છે.

સંસારનો સ્વીકાર જરૂરી.

**એવી એકાંતવૃત્તિ કાંઇક ખાસ કામને માટે હોય તોજ બરાબર ગણાય. માનસિક શક્તિઓ જીવનનાં કાર્યક્ષેત્રમાં ઉતરતી નથી ત્યાં સુધી તેનું બળ તથા કાર્ય સંપૂર્ણ હોતું નથી. સંસારમાં જે શકયતાઓ અને વિરોધો આવી રહેલા છે તે બધા સ્વીકારવાથી મન પૂર્ણતાએ પહોંચવાને લાયક થાય છે. વ્યવહારૂ જીવનમાં જે મુશ્કેલીઓ આવે છે તેમની સાથે બાથ ભીડતાં માણસનું ચારિત્ર દૃઢ બને છે, અને વ્યવહારના નિયમો ઘડાય છે.** સંસારની જોડે સંબંધમાં આવતાંજ કલામાં પ્રાણનો સંચાર થાય છે, વિચારનાં ઉડ્ડયનોનો પાયો સંગીન બને છે અને તત્ત્વજ્ઞાનીના વિચારો પ્રયોગાત્મક અને વ્યવહારૂ થઇ પાકે પાયે રચાય છે.

ઉપર કહ્યા પ્રમાણે જીવન જોડે વ્યવહાર કરવામાં આવે છતાં પણ વ્યક્તિ કેવળ પોતાના મનના વિકાસ માટેજ વ્યવહાર કરે અને સમષ્ટિની

પરવા ન કરે એ બનવાજોગ છે. ગ્રીસ દેશમાં થયલા એપીક્યુરીઅન[1] મતવાળાઓ એ વિચારને મળતા ગણી શકાય. વળી સ્ટોઇક[2] મતવાળાઓ પણ એ વિચારથી તદ્દન મુક્ત નથી. પરોપકાર વૃત્તિવાળા લોકો પણ કોઇકવાર બીજાનું ભલું કરે છે તે બીજાને માટે નહિ પરંતુ પોતાને માટે. એ પ્રમાણે વ્યવહાર કરવો એ પણ એક સંકુચિતપણું છે. પોતાના ઉચ્ચ વિચારની ભૂમિકા સુધી આખી મનુષ્યજાતિને દોરવા માટે મનુષ્ય જ્યારે પ્રયત્ન કરવા માંડે ત્યારે પ્રગતિમાન મનની ઉચ્ચમાં ઉચ્ચ દશા પ્રાપ્ત થઇ ગણાય. એ કાર્ય બે રીતે થઇ શકે છે. એક તો પોતાના વિચારનો પ્રચાર સર્વ માણસોમાં કરીને અને બીજી રીત પ્રમાણે સમાજના માનસિક, અથવા રાજકીય જીવનને નવીન રૂપમાં લાવીને પોતાના વિચારને અનુકૂળ–પોતાના આદર્શના પ્રતિનિધિરૂપ–નવાં સ્વરૂપો ઉત્પન્ન કરી પોતાના આત્મામાં સૌંદર્યનું, પૂર્ણતાનું, આદર્શનું અથવા સત્યનું જે સ્વપ્ન હોય છે તેને માણસ સિદ્ધ કરે છે. આવા પ્રયત્નોમાં કદાચ નિષ્ફળતા મળે તોયે કાંઇજ હાનિ નથી, કારણ કે એ પ્રયત્ન કરવામાં જ પ્રાણનો સંચાર થાય છે–નવાં સ્વરૂપો ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે માનસિક શક્તિઓ જીવનને પોતાના ભણી ઉચ્ચ ભાવનાઓમાં દોરવાનો પ્રયત્ન કરે છે તેથી જ આપણને ખાત્રી થાય છે કે જીવનમાં આધ્યાત્મિક શક્તિ પણ એકવાર વિજય પામશે ખરી.

મનથી પર એવા જે આધ્યાત્મિક જીવન વિષે આપણે આગળ કહી ગયા તે સનાતન, નિત્ય આત્માની જોડે સંબંધ રાખે છે. છતાં એનો અર્થ એવો નથી કે અનિત્ય, ક્ષણિક જગત સાથે તેનો જરાપણ સંબંધ નથી. મન જે સંપૂર્ણ સૌંદર્યનો આદર્શ કલ્પે છે તે આદર્શનો આધ્યાત્મિક માણસને સૌંદર્ય અને આનંદરૂપે સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કાર નિરપેક્ષ અને સ્વતંત્ર છે. બાહ્ય પદાર્થો ઉપર તેનો આધાર હોતો નથી.

---

૧ એપીક્યુરીયન. એપીક્યુરસ નામના ગ્રીક તત્વવેત્તાના મતમાં માનનારાઓનું નામ. તેઓ જીવનમાં મોજમઝા અને ભોગવિલાસમાંજ પાછળથી રચ્યાપચ્યા રહેતા. ૨ Stoic–સ્ટોઇક. ૨ ગ્રીક તત્વવેત્તાનો મત માનનારાઓનું નામ તે લોકો તિતિક્ષાથી શરૂઆત કરતા અને છેવટ હૃદય શૂન્યતામાં તેમનું પતન થયું.

એ આનંદ અને સૌંદર્ય સર્વ પદાર્થોમાં વ્યાપી રહ્યા છે. મનમાં જે અંતિમ સત્યનો આદર્શ હોય છે તેનો આધ્યાત્મિક માણસ પરાત્પર, સ્વયંભૂ, સનાતન સત્યના રૂપમાં સાક્ષાત્કાર કરે છે. તે પોતે વિકાર પામતો નથી છતાં સર્વ વિવિધતાની ચાવી બતાવે છે. સામાન્ય માણસને આદર્શ વર્તન યાને ઉત્તમોત્તમ ચારિત્રનું જે સ્વપ્ન આવે છે તે આધ્યાત્મિક માણસ સર્વશકિતમાન નિયંતાના સ્વરૂપમાં અનુભવે છે. સર્વ વસ્તુઓમાં અચૂક, અનિવાય કાર્ય કરનાર, મહાન ધર્મ પણ તે શકિત છે, અને આખા વિશ્વની અદ્દભૂત રચના તેણે બનાવી છે એવો તે અનુભવ કરે છે. માણસના ક્ષર કિંવા વિકારી સ્વરૂપમાં અર્થાત્ વ્યકિતમાં જે સ્વપ્ન વારેવારે પ્રયત્ન કરવાથીજ ઉત્પન્ન થઇ શકે છે અને જે ક્ષણિક હોય છે તે સ્વપ્ન સનાતન આત્મામાં સ્વયં સિદ્ધ અને નિત્ય સિદ્ધ હોય છે. તે આત્મા જ્ઞાતા છે-ઇશ્વર છે.

આધ્યાત્મિક જીવન પણ વ્યવહારથી દૂર નાસે છે.

માનસિક જીવન સ્થૂલ-પાર્થિવ જીવનમાં રહેતાં મુઝાય છે તો પછી આધ્યાત્મિવ જીવનને પાર્થિક જીવનમાં રહેવું કેટલું મુશ્કેલ લાગે એનો ખ્યાલ વાંચનારને સહેજ આવી શકશે. આધ્યાત્મિક જીવન ગાળનારને સંસાર સત્યને બદલે કેવળ અસત્યથી ભરેલો લાગે, પ્રેમને બદલે તિરસ્કાર અને કુરૂપતાથી પૂર્ણ ભાસે તથા શુદ્ધ ચારિત્રને બદલે વિજયી સ્વાર્થ અને પાપથી ભરેલું દેખાય તો પછી તેની વચ્ચે કેવી રીતે રહી શકાય ? એ વિચારને લીધે જ સાધુ અને સન્યાસીમાં આપણે જોઇએ છીએ કે, સંસારથી દૂર જવાની વૃત્તિ પ્રધાન હોય છે. તેમને આ દુનિયા પ્રપંચથી પૂર્ણ અને અજ્ઞાનમય લાગે છે ! પ્રભુ તો જગત અને જીવનથી વેગળો કોઇ દૂર દૂર રહેલા સ્વર્ગમાં હોય એવું તેઓ માને છે. પોતાનું જીવન એવા માણસો સંસારમાંથી જુદું પાડે છે, અને પોતે શુદ્ધ આધ્યાત્મિક જીવનનું દૃષ્ટાંત સમાજ આગળ મૂકવાનો પ્રયત્ન કરે છે. એ આદર્શથી પાર્થિવ જીવનની એક મોટી સેવા થાય છે અને તે એ છે કે ક્ષુદ્ર પાર્થિવ જીવનને તેનું પોતાનું ક્ષુદ્રત્વ જણાઇ આવે છે. સ્વાર્થી કામનાઓ તથા ઐહિક ક્ષુદ્ર બાબતોનાં કરતાં સ્વતંત્ર એવો

ઉચ્ચ આદર્શ તે પોતાની સમક્ષ રજુ થયલો જુએ છે અને તેને નમન કરે છે.

વિશ્વમાં સર્વત્ર આત્મા છે.

પરંતુ જગતમાં આધ્યાત્મિક શકિત જેવી બળવાન શકિતનું કાર્ય એ પ્રમાણે શંકુચિત રહે એ બનવા જોગ નથી. આધ્યાત્મિક જીવન પણ પાર્થિવ જીવનનું રૂપાંતર કરી શકે અને પોતાની પૂર્ણતામાં તેને સહાયભૂત બનાવે એ અસંભવિત નથી. જગતમાં જે દ્વંદ્વો વ્યાપી રહેલાં છે તેમનાથી અંજાઇ ગયા સિવાય માણસનો આત્મા સર્વમાં વ્યાપી રહેલા એકજ પ્રભુનું દર્શન કરા શકે. સર્વ સ્થળે એજ વિશ્વવ્યાપી પ્રેમ, સંપૂર્ણ સોંદર્ય, અનંત સત્ય અને આનંદનો અનુભવ કરી શકે. યોગના એ અભ્યાસમાં " સર્વમાં આત્મા " અને " આત્મામાં સર્વ પ્રાણીઓ " જોવાની વેદાંતની આજ્ઞા ઉપયોગી છે.

વ્યક્તિના મોક્ષનો આદર્શ.

જે પ્રમાણે એકલ પેટાપણાથી અને સમાજ પ્રત્યે ઉદાસીન રહેવાથી માણસ પોતાના માનસિક જીવનનો વિકાસ કરી શકે છે તેજ પ્રમાણે સમાજ પ્રત્યે બેદરકાર રહીને માણસ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ પણ કરી શકે. સર્વ વસ્તુઓ પ્રત્યે અનંત આત્મા એક સરખો રહે છે અને આત્મા પ્રત્યે સર્વ વસ્તુઓનું વલણ પણ એકજ હોય છે તેથી આધ્યાત્મિક વ્યકિતઓએ ગમે તે માર્ગે પોતાની ઉન્નતિ કરીને પોતાનો હેતુ સિદ્ધ થતાં દુનિયામાંથી વિરક્ત થવાને તૈયાર થવું જોઇએ એવો કેટલાકનો મત છે. વળી ઘણા લોકોને ગીતામાં એવોજ બોધ આપવામાં આવ્યો છે એમ માને છે. ઉપર આધ્યાત્મિક જીવનનું જે પરિણામ બતાવનામાં આવ્યું છે તે સિવાય બીજું પરિણામ પણ શક્ય છે. એવા આધ્યત્મિક આત્માનો પ્રેમ અને આનંદ જગતના કલ્યાણ અર્થે, કલ્યાણકારક કર્મોરૂપે, સેવારૂપે દયારૂપે, જ્ઞાનરૂપે આવિર્ભાવ પામી શકે પરંતુ તેઓ જગતમાં પરિવર્તન કરવાને પ્રયત્ન કરતા નથી, કારણ કે દુનિયા તો–ટલઙ, શાંતિ; પાપ પુન્ય; સુખ દુઃખ વગેરે–દ્વંદ્વનુંજ સ્થાન છે, એમ માનવામાં આવે છે;

કેવળ વ્યક્તિમાં નહિ પરંતુ વિશ્વમાં પણ આપણને અત્યાર સુધી ઉત્ક્રાંતિ થતી જણાઇ આવે છે અને પ્રગતિનો મહાન નિયમ દુનિયાને પણ લાગુ પડે છે. તો પછી આધ્યાત્મિક જીવનમાંથી સમષ્ટિને બાતલ કરવાનો સિદ્ધાંત પણ અયોગ્ય ઠરે છે. વિશ્વમાં જે દિવ્ય શક્તિ કાર્ય કરે છે તેનો તો એ હેતુ છે કે પાર્થિવ જીવનને પોતાનાજ દિવ્ય બીબાંમાં ઢાળી દઇ તેનું રૂપાંતર કરવું. આ વિશ્વમાં આપણને સંસારનો ત્યાગ કરી જનારા સંન્યાસીઓ ઉપરાંત એવા પણ મહાત્મા મળી આવશે કે જેમણે બીજાઓને મુક્તિ આપવા પ્રયત્ન કર્યો છે. વળી એમનાથી પણ વધારે બળવાન અત્માઓએ પાર્થિવ વિરોધોથી પોતાનો આત્મા ઘણોજ પર છે એ સત્ય અનુભવીને પોતાનું આત્મતેજ વિશ્વના ઉપર વરસાવી મૂક્યું છે! તેમણે વિશ્વમાં મનુષ્યજાતિને પ્રેમપૂર્વક બાથ ભીડીને, તેનું રૂપાંતર કરવાને માટે સમાજની અનુમતિ મેળવવા પ્રયત્નો કર્યા છે! સાધારણ રીતે એવા પ્રયત્નને અંતે મનુષ્યજાતિના માનસિક વિચારોમાં અને તેની નીતિમાં પરિવર્તન થાય છે, પણ એજ પરિવર્તન સમાજની જુદી જુદી સંસ્થાઓમાં પણ પ્રસરે અને એ બધાંનાં સ્વરૂપો બદલાઇને આત્માની પ્રેરણાઓ ઝીલવાને તેઓ વધારે લાયક બને, એવા પ્રયત્નો મનુષ્યજાતિની પ્રગતિ માપવાનાં પ્રમાણો છે. એટલુંજ નહિ પણ માણસજાતિની દિવ્ય પ્રગતિ પણ તેમને લીધેજ થાય છે. એવા પ્રયત્નનાં સ્થૂલ પરિણામો ઉપર આપણે દૃષ્ટિ કરવાની નથી. એવા એકે એક પ્રયત્નને લીધે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરવાની શકયતાઓ વધતી ગઇ છે, અને એવા પ્રયત્નને લીધેજ પ્રકૃતિના ધીમા ધીમા યોગને વેગ મળ્યો છે.

*સમગ્ર મનુષ્યજાતિની મુક્તિ.*

આર્યાવર્તમાં લગભગ એક હજાર વર્ષ થયાં આધ્યાત્મિક જીવન અને પાર્થિવ જીવન બન્ને એક બીજાને પડખે આવી રહેલાં છે, તથાપિ અહીં પ્રગતિ કરનાર માનસિક શક્તિઓનો વિકાસ થયો નથી. આધ્યાત્મિક જીવન અને પાર્થિવ જીવને મળી પ્રગતિસાધક મનને દેશવટો દીધો છે. તેમણે સામાન્ય સમાજની પ્રગતિ

*હિંદમાં ર સ્થૂલ અને ૩ આધ્યાત્મિક જીવન પાસે આવી રહ્યાં છે.*

થવા દીધી નથી. હિંદુ સમાજ તરફથી કેવળ આધ્યાત્મિક જીવન ગાળનારને ભગવો મળી જાય છે અને સમાજ એ પ્રકારના વર્તનને અનુમતિ પણ આપે છે, એટલુંજ નહિ પરંતુ એવા માણસો પૂજનીય ગણાય છે; અને એમના જેવા થવું એ તો સામાન્ય રીતે જીવનનો હેતુ ગણાય છે. સામાન્ય જીવન પણ ધાર્મિક વૃત્તિથી ઓતપ્રોત થયેલું છે એટલે નજીવામાં નજીવી ક્રિયાઓમાં પણ જીવનનો આધ્યાત્મિક હેતુ ન વિસરાય તેવી દઢ છાપ હિંદુ સમાજ ઉપર બેઠેલી છે. એના બદલામાં સમાજને કેવળ તમોગુણમાં મગ્ન થઇ રહેવાની અને નિર્જીવ આત્મસંરક્ષણ કરવાની છૂટ મળી છે. એ બન્નેની છૂટને લીધે કોઇને પણ પૂરો લાભ થયો નથી. જીવનમાં ધાર્મિક આદર્શો કાયમ રહ્યા ખરા પરંતુ ક્રિયાકાંડથી જકડાઇને એ આદર્શો પણ કેવળ સ્થૂલ થઇ ગયા અને વિધિમાંજ તેમની ઇતિશ્રી યાને પરાકાષ્ઠા મનાવા લાગી, તેમાંથી ચેતન જતુ રહ્યું. વખત જતાં ધર્મનાં બીબાં બદલવાને નવા નવા ધર્મો ઉભા થયા. તેમણે ફક્ત વિધિઓ બદલી અને બાહ્ય–સ્થૂલ ક્રિયાઓનું રૂપાંતર કર્યું. એ બધામાંથી સ્વતંત્ર, ક્રિયાત્મક મન તો દેશનિકાલ કરવામાં આવ્યું હતું. અર્થાત્ પાર્થિવ જીવન અજ્ઞાનમય, તમોગુણમય અને અર્થ વગરનું થઇ રહ્યું. તેમાં તો રહેવું પણ અશક્ય અને અસાધ્ય થઇ પડયું. કેમે કરીને એમાંથી નાશી છૂટીએ તો સારૂં એમ સારા માણસોને લાગવા માંડયું.

આર્યાવર્તમાં યોગમાર્ગની પદ્ધતિઓએ એ બન્ને વચ્ચે કાંઇક મેળ બેસાડવાનો પ્રયત્ન કર્યો. વ્યક્તિની પૂર્ણતા અથવા જીવાત્માનો મોક્ષ એ યોગના હેતુ તરીકે સ્વીકારવામાં આવ્યો. વ્યવહારિક જીવનનો ત્યાગ કરવો જોઇએ, એ સિદ્ધાંત તો મોક્ષ મેળવવા માટે આવશ્યક સરત ગણાવા લાગી અને સંસારનો ત્યાગ એ યોગની પરાકાષ્ટા મનાવા લાગી. ગુરૂઓ શિષ્યના સંકુચિત મંડળનેજ બોધ આપતા. વળી આધ્યાત્મિક ઉન્નતિને માટે વિશાળ પ્રયત્ન કરવામાં આવે તોપણ તેનો હેતુ તો વ્યક્તિનો મોક્ષજ ગણાતો. સમાજને તમોગુણી–જડ–રાખવાની સરત તો મોટે ભાગે પાળવામાં આવી !

આર્ય જનસમાજની તે વખતની સ્થિતિ જોતાં આપણને એ પ્રકારનું વર્તન કદાચ બહુ ગેરવાજબી નહિ લાગે. એને પરિણામે આધ્યાત્મિક જીવનને પોતાના અંતિમ હેતુ તરીકે સ્વીકારનારો એક સમાજ આર્યાવર્તમાં ઉભો થયો. આધ્યાત્મિક આદર્શો આજુબાજુના પાર્થિવ બળોથી જરાપણ કુંઠિત થયા વિના કે તેમને જરા પણ મચક આપ્યા વિના પોતાના મજબૂત કિલ્લાઓમાં સાંગોપાંગ જળવાઇ રહ્યા, તે છતાં આપણે કબુલ કરવું જ જોઇએ કે આધ્યાત્મિક જીવન અને પાર્થિવ જીવનનો મેળ બરાબર બેઠો ન હતો. તે એક કોલકરાર માને કબુલેલો હતો અને હજી પણ તે એક સંધિના જેવોજ રહ્યો છે. એને પરિણામે પાર્થિવ જીવનમાંથી–વ્યવહારમાંથી–દિવ્ય પ્રેરણાઓનો લોપ થયો, તેનો વિકાસ થતો અટકી ગયો; આધ્યાત્મિક જીવનની સમાજને ઉપયોગિતા હતી તે ઓછી થઇ ગઇ, અને માત્ર અતડાપણાને લીધે તે પોતાની શુદ્ધિ જાળવી શક્યું. પરંતુ પ્રભુના દિવ્ય સંકેતને અનુસરી યોગી અને સંન્યાસીઓના ભારતવર્ષને હાલમાં અત્યારસુધી તેણે ન સ્વીકારેલાં અરે! તરછોડેલાં તત્ત્વોના ગાઢ સંબંધમાં આવવું પડયું છે. એ તત્ત્વો તે પ્રગતિ કરનાર માનસિક શક્તિઓનાં છે. યૂરોપ પાસેથી આર્યાવર્તે તે શીખીને જીવનમાં ઘટાવવાનાં છે.

હિંદુસ્તાનમાં માનસિક પ્રગતિની ગેરહાજરી.

અહીં આપણે ફરીને સ્વીકારવું જોઇએ કે વ્યક્તિ પોતાને માટે જીવન ધારણ કરતી નથી, પરંતુ સમાજમાં રહીને સમાજને માટે પણ જીવે છે. અને વળી વિશ્વમાં પ્રભુનો સંકેત માત્ર વ્યક્તિનેજ પૂર્ણ કરવામાં સમાઇ જતો નથી. આપણા મોક્ષનો ખરો અર્થ એ હોવો જોઇએ કે આપણે બીજાઓને પણ મુક્ત કરી શકીએ. આપણે માણસજાતને મુક્ત કરીએ ત્યારેજ આપણી સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા છે. આપણે પૂર્ણ થયા તેનો પૂરેપૂરો ઉપયોગજ એ છે કે આપણે પોતે પ્રભુનો સાક્ષાત્કાર કરી શકીએ અને તેનો પ્રચાર કરી છેવટ તેને સર્વ સામાન્ય બનાવી દઇએ.

માણસના જીવનની ત્રિવિધતા જોતાં પણ આપણે પ્રકૃતિનાં ત્રણ

પગલાંઓ તપાસીને જે અનુમાન ઉપર આવ્યા હતા તેજ અનુમાન પર ફરીને આવવાની જરૂર પડે છે. અને અહીંજ આપણને યોગનો સમન્વય કરવાનો હેતુ પણ બરાબર સમજાય છે.

આખા વિશ્વ જીવનમાં આત્મા એ સર્વોત્તમ તત્ત્વ છે, પાર્થિવ તત્ત્વ અથવા–પદાર્થ–તેનો પાયો છે, અને મન એ બન્નેને જોડનાર સાંકળ છે. આત્મા અનંત છે; નિત્ય છે; મન અને શરીર તેનાં કાર્યો છે. આત્મા અવ્યક્ત હોઇ તેને વ્યક્ત કરવાનો છે; મન, પ્રાણ અને શરીર દ્વારા તે પોતાને વ્યક્ત કરે છે. યોગના અધિષ્ઠાતા પરમેશ્વરનું સ્વરૂપ આત્મા છે. અર્થાત્ આત્મા પરમેશ્વરનુંજ સ્વરૂપ હોઇ મન, પ્રાણ અને શરીર એ બધાં વિશ્વજીવનમાં તેનો આવિર્ભાવ કરવાનાં કરણો અથવા સાધનો છે, આખી પ્રકૃતિ અવ્યક્ત પરમ સત્યનો ક્રમે ક્રમે વિકાસ કરી રહી છે અને અને ધીમે ધીમે તે દિવ્યતાની સમીપ જાય છે.

પ્રકૃતિ જે કાર્ય ધીમે ધીમે વિકાસ દ્વારા કરે છે તેજ કાર્ય યોગ વ્યકિતમાં ક્રાંતિદ્વારા થોડા સમયમાં કરી નાખે છે. પ્રકૃતિની શકિતઓને વેગ આપીને એટલે કે તેમને દિવ્ય બનાવી યોગ પોતાનું કાર્ય કરે છે.

પૂર્ણ યોગમાં વ્યવહારનો સ્વીકાર

પરંતુ પ્રકૃતિને આધ્યાત્મિક જીવનનો વિકાસ કરવો મુશ્કેલ પડે છે. આગળ વધીને પણ તેને તો પાછા પડવાનુંજ થાય છે, ત્યારે યોગનું એ પ્રમાણે નથી. યોગ તો શક્તિઓને એકાગ્ર કરીને ધારે તો મન અને શરીરની પૂર્ણતા પણ ઉપજાવી શકે. પ્રકૃતિ પ્રભુનો સાક્ષાત્કાર કરવા માગે છે પણ તે પોતાનાંજ સૂચકોમાં અને પોતાનાંજ કરણો દ્વારા; ત્યારો યોગ પ્રકૃતિને દૂર મૂકી પ્રકૃતિના પ્રભુ પ્રત્યે જાય છે, અર્થાત્ કે વિશ્વને છાંડી વિશ્વથી એવા પરાત્પરને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. એટલુંજ નહિ પણ તેને પ્રાપ્ત કર્યા પછી અનંત સર્વ શકિતમાનનો હુકમ મેળવીને પોતે સંસાર પ્રત્યે પણ વળી શકે છે.

પ્રકૃતિ અને યોગ બન્નેનો અંતિમ હેતુ તો એકજ છે. માણસ

જાતમાં યોગને સર્વસામાન્ય કરી પ્રકૃતિ પોતાનો વિજય પૂર્ણ કરશે. પ્રગતિમાન માનસિક શક્તિઓનો વિકાસ કરીને હમણાં પ્રકૃતિ આખી માણસજાતને માનસિક જીવન માટે વધારે ને વધારે યોગ્ય બનાવી રહી છે. તેજ પ્રમાણે તે યોગ માર્ગનો ઉપયોગ કરીને આખી માણસજાતને બીજા જન્મ માટે–વિજ્ઞાન પ્રાપ્તિ માટે–તૈયાર કરશે. તે દ્વારા માણસજાતને આધ્યાત્મિક જીવન પ્રાપ્ત થશે. અત્યારે માનસિક જીવન શારીરિક જીવનનો ઉપયોગ કરે છે, અને તેને પૂર્ણ કરવાને પ્રયત્ન કરે છે, તેજ પ્રમાણે આધ્યાત્મિક જીવન આપણાં શારીરિક અને માનસિક જીવનનો ઉપયોગ કરી તેમને પૂર્ણ કરી પ્રભુનો આવિર્ભાવ કરવા માટે તેમને વાપરશે. જે યુગમાં એ પ્રમાણે થાય તેને સત્યયુગ અથવા કૃતયુગ કહેવામાં આવે છે. જીવનમાં પ્રભુનું સત્ય પ્રકાશે અને જ્યારે પ્રકૃતિની મહેનત પૂરી થઇ ગણાય તે યુગનું નામ સત્યયુગ અને ત્યારેજ પ્રકૃતિ પોતાના પ્રયત્નનો છેડો આવ્યો જાણીને અનંત શાંતિમાં આનંદથી રહેશે.

પ્રકૃતિ અને યોગનો એક જ હેતુ

જીવનમાં સત્ય યુગ

પ્રકૃતિનો આ ગૂઢ અર્થ સમજવો એ માણસની ફરજ છે. એ વિશ્વજનનીને વિપરિત સમજીને છોડી દેવાની નથી; તેની અવગણના કે નિંદા કરવાની નથી. માણસે તો પ્રકૃતિનાં ઉત્તમોત્તમ કરણોનો ઉપયોગ કરી તેના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શને પ્રાપ્ત કરવાનો છે.

## અભ્યાસ.

આંપણે એટલે ત્રિવિધ જીવનનું કોકડું. એ ભાવ સિદ્ધ કરવો જોઇએ. "શારીરિક જીવન આપણો એક ભાગ જ છે. આપણું સર્વસ્વ નથી" એ ભાવનાને દૃઢ કરવા માટે તેના જ ઉપર મનને એકાગ્ર કરવું.

**એ ત્રિવિધ જીવન આપણું પોતાનું નથી. વિશ્વપ્રકૃતિમાં પણ એ ત્રણે જણાય છે.** આપણું શરીર વિશ્વના પાર્થિવ જીવન જોડે સંબંધ ધરાવે છે. આપણો પ્રાણ પણ વિશ્વપ્રાણથી વિમુકત અથવા આપણી ખાનગી મિલ્કત નથી. શરીર પણ તેનો જ વિભાગ છે–તેજ પ્રમાણે મનનું પણ છે.

આપણી મનુષ્યજાતિનો મોટો ભાગ શરીરમય–પ્રાણમય જીવનગાળી પશુ અને પ્રાણીઓની લગોલગ આવી રહેલો છે. ઘણો ભાગ પ્રકૃતિનાં કાર્યોમાં યંત્રની પેઠે જ ઉપયોગી લાગી શરીર, પ્રાણ વગેરે આધારનો નિભાવ કરે છે.

જીવનમાંજ શકિતનો અને પ્રભુનો આવિર્ભાવ થાય છે. સંસારનો ત્યાગ કરવાથી નિરર્થક કૃત્રિમ દ્વૈત ઉત્પન્ન થાય છે. સમગ્ર જીવન, પ્રભુમય બનાવવું એ યોગનો હેતુ છે.

સામાજીક, આર્થિક–જીવન વગેરેને એવાં બદલવાં જોઇએ કે તેમના દ્વારા સમગ્ર જીવનમાં પ્રભુનો આવિર્ભાવ થઇ શકે.

પૃથ્વી આપણો પાયો સ્થૂલ વિશ્વમાં છે તે પ્રમાણે શારીરિક જીવન પણ આપણી આધ્યાત્મિક પ્રગતિનો પાયો છે. આત્મા તેનું શિખર છે. મન એ બન્નેને જોડનાર સાંકળ છે.

સમાજ–સમષ્ટિમાં પ્રકૃતિ ધીમી ચાલે પ્રગતિ પ્રત્યે પ્રયાણ કરે છે. યોગને લીધે વ્યકિતમાં ઘણા વેગથી વિકાસ થઇ શકે છે. પ્રકૃતિ

પુરૂષોત્તમને પોતાના સૂચકોમાં-કારણોમાં પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, જ્યારે યોગ પ્રકૃતિનાં કરણોને છાડી પુરૂષોત્તમને તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે.

આખી માણસજાતમાં યોગને સર્વ સામાન્ય કરવાથી પ્રકૃતિ અને યોગ બન્નેનો હેતુ સિદ્ધ થઇ શકે.

પ્રકૃતિ અને તેનાં કરણો, શરીર, પ્રાણ, મન વગેરે સ્વીકારવાથી આપણે યોગમાં પણ પ્રગતિ કરી શકીએ.



# પ્રકરણ ૪ થું પૃથક્કરણ.

યોગનો અંતિમ હેતુ પુરૂષોત્તમને તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રાપ્ત કરવાનો છે. પ્રકૃતિનો હેતુ પોતાનાં સર્વ કરણોમાં–પોતાની લીલામાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો છે.

છતાં પણ પ્રકૃતિનો પાયો આપણા યોગનો પાયો થવાને લાયક છે અને તેના ઉપર જ આપણો સમન્વય રચી શકાય તેમ છે.

પ્રકૃતિનાં કરણનો ઉપયોગ કરીને જ માણસ તેનાથી પર જઇ શકે છે.

ત્રણ તત્ત્વોની અગત્ય યોગના અભ્યાસમાં હોય છે. ૧ વ્યકિત ૨ શકિત–વિશ્વજીવનમાં સર્વ વ્યાપિ, કાર્ય કરી રહેલી શકિત. ૩ ઇશ્વર–પ્રકૃતિથી પર પ્રભુ.

કર્મ, જ્ઞાન, ભકિત ત્રણ યોગમાં પણ એ ત્રણ તત્ત્વો જરૂરનાં છે. યોગ એટલે જોડાવું તે. મનુષ્યનું પ્રભુ સાથે જોડાવું તેનું નામ યોગ. શરીર, પ્રાણ, મન, હૃદય, જ્ઞાન, શકિત વગેરે કોઇ પણ કરણ દ્વારા એ યોગ થઇ શકે.

હઠયોગ શરીરથી શરૂઆત કરે છે; રાજયોગ પ્રાણશકિત અને મનની વૃત્તિના નિરોધ ઉપર આધાર રાખે છે. કર્મ, ભકિત અને જ્ઞાન –શકિત, ચિત્ત અથવા હૃદય અને બુદ્ધિના ઉપર અનુક્રમે આધાર રાખે છે. એ બધાં કરણો સૂક્ષ્મ છે.

ત્રિમાર્ગમાં–ભકિત, કર્મ અને જ્ઞાનમાં–લાગણી, શકિત અને બુદ્ધિને તેમનાં સાધારણ કાર્યોમાંથી પાછાં ખેંચી તેમને પ્રભુ પ્રત્યે દોરવામાં આવે છે. સાધારણ રીતે આ માર્ગોમાં શારીરિક પૂર્ણતા ઉપર ધ્યાન આપવામાં નથી આવતું, વળી એ યોગમાર્ગોની બીજી ખામી એ છે કે તેમાંનો પ્રત્યેક માર્ગ બીજા માર્ગોનો વિરોધી હોય એવો ખ્યાલ તેના અનુયાયીઓને હોય છે.

હઠયોગમાં આસન, મુદ્રા, શરીરશુદ્ધિની પદ્ધતિ હોય છે. રાજયોગમાં આસન ગૌણ અને પ્રાણાયામ મુખ્ય ઉપાય છે. ચિત્તવૃત્તિને એકાગ્ર કરવી એ તેનો પ્રયત્ન છે કુંડલિની જાગ્રત કરવાને પણ સાધક પ્રયત્ન કરે છે.

જુના જ્ઞાનમાર્ગમાં વિવેક, વિચાર, શ્રવણ, મનન, નિદિધ્યાસન, વગેરે પદ્ધતિનું અનુકરણ કરવામાં આવે છે અને "જગત્ મિથ્યા" નો અનુભવ પણ તેને થાય છે.

પરંતુ તેનું એવું અતડું પરિણામ આવવું જ જોઇએ એવો નિયમ નથી. જ્ઞાનયોગને પરિણામે સર્વમાં તેજ આત્માનું દર્શન અને તેથી તેની ભક્તિ અથવા તે પરબ્રહ્મની સેવા અર્થાત્ કર્મયોગનું ફળ પણ તેમાં સમાઇ જાય.

એજ પ્રમાણે ભક્તિયોગને અંતે પણ પ્રભુનું સંપૂર્ણ જ્ઞાન અને તેની કર્મદ્વારા સેવા જન્મે એટલે તે દ્વારા પણ ત્રિમાર્ગનું સમગ્ર ફળ મળે.

કર્મયોગ દ્વારા પણ પ્રભુની શક્તિનું, તેનાં કર્મોનું જ્ઞાન અને તેના પ્રત્યે પ્રીતિ ઉપજી ત્રિમાર્ગનું ફળ મળે. ત્રણે માર્ગ એક જ છે. તેમના દ્વારા પ્રભુનું અને તેના આવિર્ભાવનું જ્ઞાન વ્યક્તિને થઇ શકે છે.



# પ્રકરણ ૪ થું.

## યોગની પ્રણાલિઓઃ—

આગલા પ્રકરણમાં આપણે માણસના સૂક્ષ્મદેહના અને તેની જુદી જુદી માનસિક ક્રિયાઓના વિભાગો પાડયા. એ ત્રિવિધજીવનના વિભાગોનો એક બીજા સાથે શો સંબંધ છે અને એક બીજાને તે વિભાગો કેવી રીતે ઉપયોગી થઇ પડે છે તે પણ આપણે પ્રકૃતિનો અભ્યાસ કરતાં કરતાં બરાબર જોયું. યોગમાર્ગની જુદી જુદી પ્રણાલિઓમાં આપણને એજ સિદ્ધાંતોનું ફરીને પુનરાવર્તન થયલું જણાશે. વિધવિધ યોગ માર્ગની પદ્ધતિઓનો સમન્વય કરવો એ આપણો હેતુ છે. તે બધા માર્ગોનાં સાધનો અને દરેક યોગના અંતિમ આદર્શ આપણે સ્વીકારીશું તો જણાશે કે પ્રકૃતિના પાયા ઉપર આપણે પૂર્ણયોગની રચના રચી શકીએ તેમ છીએ.

યોગ પુરૂષોત્તમનો સાક્ષાત્કાર કરે છે.

ઉપર જે સિદ્ધાંત જણાવવામાં આવ્યા છે તે ઉપરથી એમ જણાય છે કે યોગ હમેશાં કેટલીક બાબતમાં પ્રકૃતિથી પર થઇ જાય છે. વિશ્વમાં જુદાં જુદાં કરણોમાં પ્રભુનો સાક્ષાત્કાર કરે છે અર્થાત્ પ્રકૃતિ પ્રભુનો આવિર્ભાવ પોતાના કરણોમાં કરી તેનો સાક્ષાત્કાર કરવા મથે છે. પરંતુ યોગ ઉન્નત ભૂમિકાઓને પ્રાપ્ત કરે છે ત્યારે, પ્રકૃતિ પોતાનાથી પર થઇ જાય છે, અને પ્રભુનો પોતાનો સાક્ષાત્કાર કરે છે–તેને વિશ્વથી પર જુએ છે, અને વિશ્વના સર્વકાર્યોથી વિખૂટો અનુભવે છે. એ ઉપરથી કેટલાક લોકો એમ પણ માને છે કે પ્રભુનો એવો અર્થાત્ પ્રકૃતિથી પર રહેલો સાક્ષાત્કાર કરવો એજ યોગનો અંતિમ આદર્શ છે.

તો પણ આપણે યાદ રાખવું જોઇએ કે પ્રકૃતિએ પોતાના ક્રમવિકાસમાં જે કાંઇ તૈયારી કરી હોય છે તેના પાયા ઉપર આધાર રાખીને તે અનંત પ્રત્યે ઉડે છે. વ્યક્તિના હૃદયની સર્વ શક્તિઓનો સંપૂર્ણ વિકાસ થાય, તેની બધી લાગણીઓ ઉન્નત બને–તો પછી તેને પરાત્પર સચ્ચિદાનંદનો અનુભવ અને નિર્વાણનું સુખ પ્રાપ્ત થાય. આપણે જોઇએ છીએ કે પ્રકૃતિનો પાયો વ્યક્તિ છે. તેની શક્તિને ખીલવીને પ્રકૃતિ વ્યક્તિને પોતાનાથી પર કરી શકે છે. ઉદાહરણ તરીકે જ્ઞાન યોગ દ્વારા આત્મા પરમાત્મા જોડે અદ્વૈત અનુભવે છે, પરંતુ તેનો આધાર વ્યક્તિમાં રહેલી બુદ્ધિ–અર્થાત્ માનસિક શક્તિઓમાં રહેલો છે. પોતાની માનસિક શક્તિઓનો વિકાસ કરી માણસ મનથી અને બુદ્ધિથી પર એવા આત્માનું જ્ઞાન મેળવી તેની જોડે પોતાના આત્માનું અદ્વૈત સાધે છે, પરંતુ એ શક્તિઓ પ્રકૃતિમાં ઉત્પન્ન થએલી છે. પ્રકૃતિના બંધનમાં જકડાયલી વ્યક્તિજ સ્વતંત્ર, નિરપેક્ષ પરાત્પર પુરૂષને પ્રાપ્ત કરી શકે છે.

પ્રકૃતિનો પાયો તેજ યોગનો પાયો છે.

યોગનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં ત્રણ વસ્તુઓની જરૂર પડે છે. ૧. ઇશ્વર. ૨. પ્રકૃતિ એટલે તેની શક્તિ અથવા વિશ્વશક્તિ–અને ૩ વ્યક્તિ. તત્ત્વજ્ઞાનની ભાષામાં ૧. પરાત્પર પરબ્રહ્મ, ૨ વિરાટ્ ૩ વ્યક્તિ.—ધારો કે આપણે પ્રકૃતિ અને વ્યક્તિ એ બેનેજ લઇએ તો વ્યક્તિ પ્રકૃતિના બંધનમાં પડેલી હોવાથી પ્રકૃતિથી તે પર થઇ શકેજ નહિ. એ બેનું જોડકુંજ હોય તો પછી પ્રકૃતિની ધીમીધીમી પ્રગતિ જોડેજ વ્યક્તિએ કૂચ કરવાની રહે છે. વ્યક્તિ પોતે કદિ પણ પ્રકૃતિના ક્રમવિકાસની આગળ જઇ શકેજ નહિ. એ પ્રમાણે જોતાં આપણને જણાશે કે પ્રકૃતિથી પર એવું કોઇક તત્ત્વ હોય તો તેજ વ્યક્તિને આગળ વધવાનો માર્ગ સરળ કરી શકે અને પ્રકૃતિના ઉપર દબાણ કરીને અથવા તો તેની અનુમતિથી વ્યક્તિને ઉચ્ચભૂમિકા પ્રત્યે દોરે.

યોગનાં ત્રણ તત્વો.

૧. વ્યક્તિ, ૨. શક્તિ ૩ ઇશ્વર.

યોગમાર્ગના તત્ત્વજ્ઞાનમાં ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારાયું છે. તેનું કારણ ઉપર જણાવવામાં આવ્યું છે. કારણકે તે ઇશ્વર પ્રત્યે યોગનો આખો પ્રયત્ન દોરાયલો હોય છે. પ્રભુ વ્યક્તિને જ્ઞાન આપે છે અને તેને યોગ સિદ્ધ કરવાનું બળ પણ આપે છે.

કર્મ, જ્ઞાન ભક્તિમાં ત્રણે તત્ત્વો.

ભક્તિમાર્ગમાં એનાથી ઉલટો સિદ્ધાંત માનવામાં આવે છે અને તે પણ ખરો છે. ભક્તિમાર્ગમાં એમ માનવામાં આવે છે કે વ્યક્તિને પ્રભુની જરૂર છે, અને પ્રભુ તેને શોધે છે. ભક્ત ભગવાનની શોધ કરે છે અને તેને માટે તલસે છે. તેજ પ્રમાણે ભગવાન પણ ભક્તની શોધ કરે છે અને તેને માટે તલસી રહ્યો છે. જ્ઞાનયોગ માટે પણ ત્રણ વસ્તુઓ જોઇએ: પ્રથમ તો જ્ઞાન મેળવનાર જીજ્ઞાસુ, બીજું, જ્ઞાનનો અંતિમ હેતુ—જ્ઞેય. અને ત્રીજું, વિશ્વમાં જ્ઞાન પ્રાપ્ત કરવાને પ્રકૃતિએ જે કરણો અથવા સાધનો ઉત્પન્ન કર્યાં છે તે. એ સર્વનો ઉપયોગ થાય અર્થાત્ એ ત્રણે હોય તોજ જ્ઞાનયોગ થઇ શકે. ભક્તિયોગમાં પણ-૧ પ્રભુના ઉપર પ્રેમ રાખનાર ભક્ત ૨ પ્રેમનો પાત્ર પ્રભુ પોતે-તથા ૩ વિશ્વપ્રકૃતિની લાગણીઓની પ્રેમ અને સૌંદર્ય ગ્રહણ કરવાની શક્તિનો ઉપયોગ—એ ત્રણ વસ્તુઓની આવશ્યકતા છે. કર્મયોગ પણ જ્યાં સુધી ૧ કર્તારૂપે વ્યક્તિ ૨. પ્રભુની દૈવી (ઇચ્છા) શક્તિ, સર્વકર્મોનો અધિષ્ઠાતા, યજ્ઞ માત્રનો ભોક્તા તથા ૩. કર્મ કરવાની અને શક્તિશાળી વિશ્વપ્રકૃતિની શક્તિઓનો ઉપયોગ-હોય નહિ ત્યાં સુધી શક્ય નથી. વિચારમાં આપણે ગમે તેટલું અદ્વૈત માનતા હોઇએ પરંતુ વ્યવહારમાં આપણને આ ત્રણ તત્ત્વો સ્વીકાર્યાં વિના-કદિ પણ ચાલતું નથી. સર્વ સ્થળે આપણને આ ત્રિપુટી જણાઇ આવે છે.

વ્યક્તિ અને પરમાત્માને વિષે ઉપર આપણે કહી ગયા. હવે યોગનો હેતુ એ છે કે વ્યક્તિ અને પરમાત્માનો સંબંધ કરવો-વ્યક્તિના ચૈતન્યનો વિકાસ કરી તેને સચ્ચિદાનંદ સાથે એકતા કરાવવી. વિશ્વપ્રકૃતિની લીલામાં પોતાના મૂળ સ્વરૂપથી વિખૂટા પડેલા જીવાત્માને તેના મૂળ સ્વરૂપ સાથે એકતા કરાવવી એનુંજ નામ યોગ છે. એ સંબંધ

એ એકતા, આપણા ચૈતન્યની વિવિધ શકિતઓમાંથી કોઇ પણ એક શક્તિદ્વારા અનુભવી શકીએ. વળી માનસિક ચૈતન્યની સર્વ શકિતઓનું પરિવર્તન કરીને આપણે તે સર્વદ્વારા પ્રભુ જોડે આપણી એકતા અનુભવીએ અહંતાને એકદમ રૂપાંતર પમાડી વિરાટ્ ચૈતન્ય, અથવા પ્રભુનું ચૈતન્ય જાગૃત કરવાનો અભ્યાસ કરવાથી પણ તે કાર્ય થઇ શકે છે. પ્રભુ જોડે સંયોગ કરવા માટે જે માર્ગ ગ્રહણ કરીશું તેને અનુસાર યોગ પ્રણાલિ લેવી પડશે.

હઠ રાજ, કર્મ, જ્ઞાન, ભકિત –યોગના સિદ્ધાંતો.

આર્યાવર્તમાં જેટલા યોગસાધનના માર્ગો છે તે બધાની ખાસ વિશિષ્ટતાઓ તપાસીશું તો આપણને માલૂમ પડશે કે તે બધા ચઢતા ઉતરતી પાયરીમાં બરાબર ગોઠવી શકાય તેમ છે. છેક શરીરથી માંડીને તે બ્રહ્મનો સીધેસીધો સાક્ષાત્કાર કરવા સુધીના સર્વ માર્ગો હજી હિન્દુસ્થાનમાં પ્રચલિત છે. પ્રથમ આપણે હઠયોગ લઇશું. હઠયોગ શરીર અને પ્રાણશકિતનાં કાર્યોને પસંદ કરી તેમના દ્વારા પૂર્ણતા મેળવવાનો અને પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો–પ્રયત્ન કરે છે. રાજયોગ–સૂક્ષ્મ માનસિક શક્તિઓનો ઉપયોગ કરીને, સર્વ શક્તિઓને એકાગ્ર કરી સૂક્ષ્મદેહનું પરિવર્તન કરે છે. કર્મ, જ્ઞાન અને ભકિતના ત્રણ માર્ગો મનોમય કોષમાંથી શકિત બુદ્ધિ અને હૃદય અનુક્રમે ગ્રહણ કરે છે અને તેને ઉન્નત બનાવી પરમેશ્વરનો સાક્ષાત્કાર કરે છે. એ ત્રિમાર્ગની પદ્ધતિ એ છે કે વ્યકિતમાં આવી રહેલા પુરૂષનો વિશ્વમાં તથા વિશ્વથીપર પરત્પર પુરૂષ જોડે સંબંધ કરવો. કારણ કે તે વિરાટ્, પરાત્પર પુરૂષ પ્રાણી માત્રમાં છે છતાં પણ તેમનાથી પર છે.

હઠયોગ

આગળ પણ આપણે જોઇ ગયા છીએ કે સ્થૂલ શરીર પ્રકૃતિનાં સર્વ કાર્યોનો પાયો છે. હઠયોગ પ્રકૃતિનો તે પાયો પસંદ કરીને અન્નમય કોષ અને પ્રાણમય કોષના સમન્વિત કાર્યો તથા ધર્મો ઉપર વિજય મેળવવાનો પ્રયત્ન કરે છે. સાધારણ માણસના જીવનને માટે પ્રકૃતિએ જે સમતોલપણું શરીરમાં ઉત્પન્ન કર્યું છે છે બરાબર છે પરંતુ હઠ યોગીને

માટે તે બસ નથી. સામાન્ય જીવનકાળ પર્યંત શરીરના જુદા જુદા ધર્મો બરાબર ચાલે તેટલા પ્રમાણમાં પ્રકૃતિ શરીરમાં પ્રાણશક્તિને સ્થાપન કરે છે. પ્રકૃતિ જે પ્રાણશક્તિનું માપ આપે છે તેનું સમતોલપણું બદલી હઠયોગી પોતે બીજું સમતોલપણું સ્થાપન કરવા મથે છે. માણસના શરીરની પ્રાણશક્તિ પ્રકૃતિમાં સર્વ સ્થળે વ્યાપી રહેલા અનંત પ્રાણને ગ્રહણ કરી શકે, અને વિરાટ્ અથવા વિશ્વ પ્રાણનો વેગ વ્યક્તિની પ્રાણશક્તિઓ, જ્ઞાનતંતુઓ તથા શરીર સહન કરી શકે એટલા માટે હઠયોગી પોતાનાં શરીર અને પ્રાણશક્તિઓનો અદ્ભુત વિકાસ કરે છે. ઉપર જે પ્રાણશક્તિનું સમતોલપણું કહેવામાં આવ્યું છે તે પ્રાણનો થોડોક જથ્થો વ્યક્તિને સોંપી દઇને પ્રકૃતિ સાધારણ માણસોમાં જાળવી રાખે છે. એ કરતાં વધારે પ્રાણશક્તિ તે માણસમાં દાખલ થાય તો વંશપરંપરાના વારસાને લીધે અથવા તો પોતાની અંગત ખામીને લીધે–તે માણસ સહન કરી શકતો નથી અથવા તો તે શક્તિનો તે ઉપયોગ કરી શકતો નથી, કવચિત તેને વશ પણ રાખી શકતો નથી. હઠયોગનો અભ્યાસ કરવાથી માણસમાં રહેલી પ્રાણશક્તિ વિશ્વની પ્રાણશક્તિ સાથે એકતા પામી શકે છે, અને વ્યક્તિ પોતાનામાં અનંત પ્રાણશક્તિનો સંચાર કરી તેના ઉપર કાબુ મેળવી શકે છે.

**હઠયોગનાં સાધનો અને પરિણામો.**

ઉપર હઠયોગનો અંતિમ હેતુ જણાવવામાં આવ્યો. હવે આપણે તેની પદ્ધતિ તરફ વળીએ. હઠયોગ મોટે ભાગે આસન અને પ્રાણાયામનો ઉપયોગ કરે છે. જુદાંજુદાં 'આસનો'નો અભ્યાસ કરવાથી શરીરમાં જે અસ્થિરતા અને ચંચળતા હોય છે તે દૂર થઇ જાય છે. માણસનાં શરીરમાં જે અસ્થિરપણું દેખાઇ આવે છે તેનું કારણ એ છે કે તેના શરીરમાં વિશ્વશક્તિનો સંચાર થાય છે તેને જીરવવાનું બળ તેનામાં નથી હોતું, તેથી તે શક્તિ નકામી ક્રિયાઓના રૂપમાં બહાર જતી રહે છે. વિશ્વશક્તિના સમુદ્રમાંથી જે શક્તિ વ્યક્તિમાં આવે છે તે એ પ્રમાણે જુદાં જુદાં કાર્યોમાં વહી જાય છે. આસનોથી એ નકામો ખર્ચ થતો અટકી જાય છે. શરીરને અસાધારણ તંદુરસ્તી,

શક્તિ અને સ્થિતિસ્થાપકતા પ્રાપ્ત થાય છે, તેમજ પ્રકૃતિની સામાન્ય શારીરિક ફરજો ઉપર પણ હઠયોગી કાબુ મેળવી શકે છે. પ્રાચીન હઠયોગના સિદ્ધાંત પ્રમાણે તો શરીરની પ્રકૃતિ ઉપર એટલે સુધી વિજયવંત થવાય છે કે તેનાથી ગુરૂત્વાકર્ષણની શક્તિને પણ માણસ જીતી શકે. આસન સિવાય બીજી પણ કેટલીક ગૌણ* ક્રિયાઓનો ઉપયોગ કરીને હઠયોગી પોતાનું શરીર સ્વચ્છ રાખે છે અને નાડીઓને પણ શુદ્ધ રાખી શકે છે. નાડી વિશુદ્ધિ કરવાનો હેતુ એ છે કે તેનાથી પ્રાણાયામની ક્રિયાને ઘણી સહાય મળે. પ્રાણાયામ એટલે પ્રાણશક્તિનું સંયમન અથવા પ્રાણશક્તિ ઉપર કાબુ મેળવવો તે. આપણે જાણીએ છીએ કે આપણા શરીરમાં થતી શ્વાસોશ્વાસની ક્રિયા એ પ્રાણશક્તિનું મુખ્ય કાર્ય છે. હઠયોગીને પ્રાણાયામ બેવડો ઉપયોગી થઇ પડે છે. પ્રથમ તો તેનાથી શરીર પૂર્ણતાને પામે છે. તેનાથી પ્રાણશક્તિ સ્થૂલ શરીરની જરૂરિયાતોથી મુક્ત થાય છે, અને વળી સંપૂર્ણ તંદુરસ્તી, ચીર યુવાવસ્થા અને દીર્ઘાયુષ તેનાથી પ્રાપ્ત થાય છે. બીજો લાભ એ છે કે પ્રાણાયામનો અભ્યાસ કરવાથી પ્રાણમય કોષમાં આવેલી કુંડલિની શક્તિ જાગ્રત થાય છે કુંડલીની થવાને લીધે યોગી નવા ચૈતન્યના પ્રદેશોનો અનુભવ મેળવી શકે છે. સાધારણ માણસોમાં ન હોય એવી અસાધારણ શક્તિઓ તેનામાં આવે છે. માણસમાત્રમાં રહેલી સામાન્ય શક્તિઓ તો તેને યોગે ખાસ વૃદ્ધિ પામે છે. બીજા ઘણા ફાયદાઓ પણ હઠયોગી મેળવી શકે છે.

**હઠયોગની અપૂર્ણતા.**

હઠયોગનાં પરિણામો, હમેશાં પ્રત્યક્ષ દૃષ્ટિએ જોઇ શકાય તેવાં હોય છે. એટલે સાધારણ માણસના મન પર તેમની ખૂબ અસર થાય છે. આપણને તો ઘણીવાર એમ પ્રશ્ન થાય છે કે આટલી બધી મહેનત કરીને છેવટ શું મેળવ્યું ? વિશ્વ પ્રકૃતિએ શરીર ઉત્પન્ન કર્યું છે તેનોજ હેતુ સિદ્ધ કર્યો ! કેવળ સ્થૂલ જીવન ટકાવી રાખવું અને તેને પૂર્ણતાએ પહોંચાડવું એ ઉપરાંત વિશેષ શું ? હઠયોગના અભ્યાસથી શરીરના ધર્મો અને ભોગશક્તિ અસાધારણ રીતે ખીલે છે એ ખરૂં છે, તથાપિ

*બ્રહ્મદાતણ, નેતિ, ધોતી બસ્તી વિગેરે હઠયોગની ક્રિયાઓ.

હઠયોગની ખામી એ છે કે તેની ક્રિયાઓ કરવા માટે ઘણો સમય રોકવો પડે છે અને સંસારથી તદ્દન અળગા થઇ જવાની ફરજ સાધકના ઉપર આવી પડે છે, અને તેથી હઠયોગના પરિણામનો લાભ માણસજાતને આપવો લગભગ અસંભવિત નહિં તો ઘણો સંકુચિત તો જરૂર થઇ જાય છે. ઘણા એમ કહે છે કે એ પ્રમાણે મહેનત લેવાથી આપણે આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરી શકીએ છીએ, પણ તેનો ઉત્તર એ છે કે એ જીવન તો રાજયોગ, કર્મ, જ્ઞાન કે ભક્તિમાંથી ગમે તે એક યોગનો અભ્યાસ કરીને પણ આપણે ઘણી સહેલાઇથી મેળવી શકીએ. જો સ્થૂલ શરીરની તંદુરસ્તી, લાંબુ આયુષ્ય, પ્રાણશક્તિઓ વિગેરે શક્તિઓ આપણે પોતાને માટે આપણે કૃપણની પેઠે જાળવી રાખવાનાં હોય—અર્થાત્ તેમને મનુષ્યજાતિથી અળગાં રાખીને સાચવવાનાં હોય અને આપણે તેમનો ઉપયોગ સમાજને માટે, સામાન્ય જીવનને ઉન્નત કરવા માટે કરી શકીએ નહિ તો પછી એ બધાં પરિણામો બહુ અગત્યનાં ન ગણી શકાય. હઠયોગનાં પરિણામો અસાધારણ છે પરંતુ તેને માટે અતિશય કિંમત આપવી પડે છે, અને તેમ છતાં તે બહુ ઉપયોગી નથી.

રાજયોગ.

રાજયોગ હઠયોગ કરતાં વધારે ઉચ્ચ ભૂમિકાથી શરૂઆત કરે છે. રાજયોગનો હેતુ શરીરની પૂર્ણતા પ્રાપ્ત કરવાનો નથી, પરંતુ મનની પૂર્ણતા કરવાનો—સૂક્ષ્મ દેહની—પૂર્ણતા પ્રાપ્ત કરવાનો છે. લાગણીઓ, ઇન્દ્રીયો, વિચાર અને ચૈતન્યમય તત્વ ઉપર રાજયોગ પોતાની સર્વ શક્તિઓ એકાગ્ર કરે છે. ઉપર ગણાવેલી બધી શક્તિઓ ચિત્તમાં ઉત્પન્ન થાય છે. હઠયોગની પેઠે શરૂઆતમાં રાજયોગ પણ ચિત્તને શુદ્ધ અને શાંત કરવા માટે પ્રયત્ન કરે છે. માણસની સામાન્ય સ્થિતિ તો અવ્યવસ્થિત રાજ્યના જેવી હોય છે. તેમાં અંધાધુંધી પુષ્કળ ચાલતી હોય છે. માંહોમાંહે કલહ અને પરસ્પર વિરોધ કરનારી શક્તિઓ માણસના માનસિક જીવનમાં આવી રહેલી હોય છે. પુરૂષ સર્વનો રાજા છે. તે પોતાના પ્રધાનના એટલે કે કરણોના કિંવા પોતાની જુદી જુદી શક્તિઓના તાબામાં આવી ગયો છે. તે પ્રધાનના તાબામાં છે, એટલુંજ નહિ પરંતુ તેનાં પ્રજાનો—

ઇન્દ્રિયોનો–પણ તે દાસ થઇ રહ્યો છે! આ પરતંત્રતાને બદલે પુરૂષે સ્વરાજ્ય સ્થાપન કરવું જોઇએ. એટલે શરૂઆતમાં તેણે અધિકારી લોકોને અંધાધુંધી દાબી દેવામાં મદદ કરવી જોઇએ. રાજયોગના અભ્યાસની શરૂઆતની ક્રિયાઓ મનની તોફાની વૃત્તિઓ, વાસનાઓ, આવેશો વિગેરેને દાબી દઇ તેને બદલે સારી વૃત્તિઓ સ્થાપન કરવા માટે છે. સત્ય, અહંકારનો ત્યાગ, અહિંસા, અક્રોધ, પવિત્રતા, બ્રહ્મચર્ય, ધ્યાન અને પ્રભુ પ્રત્યે વૃત્તિ સ્થાપન કરવાથી રાજયોગની શરૂઆત થાય છે. તેના અભ્યાસથી મન અને હૃદય શુદ્ધ અને આનંદમય થાય છે.

**રાજયોગમાં મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતા.**

એ તો પ્રથમ પગથીઉં થયું. ત્યારપછી મન અને ઇન્દ્રિયોની સામાન્ય ક્રિયાઓને તદ્દન બંધ કરી દેવી જોઇએ. એ પ્રમાણે કરવાથી આત્મા વિશાળ આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે છે, અને પૂર્ણતા ને સંયમ માટે યોગ્ય થાય છે. રાજયોગીઓ જાણે છે કે મનની ઘણીખરી ખામીઓ નાડી, જ્ઞાનતંતુઓ તથા શરીરની અશુદ્ધિને આભારી છે. એટલે હઠયોગમાંથી આસન અને પ્રાણાયામની ક્રિયાઓ રાજયોગ સ્વીકારે છે, કારણકે તેમની મદદથી ઉપર જણાવેલી અશુદ્ધિઓ દૂર કરી શકાય છે. પરંતુ હઠયોગના આસનોની વિવિધતા અને પ્રાણાયામના પ્રકારોનો ખીચડો રાજયોગ સ્વીકારતો નથી. આસન અને પ્રાણાયામમાંથી સાદામાં સાદા અને સુગમ લાગે તેવા કોઇ એક બે પ્રકારો લઇને રાજયોગ કામ ચલાવી લે છે. હઠયોગનાં પરિણામો રાજયોગ થોડી મહેનતે મેળવીને કુંડલિની શકિત માણસમાં સૂતેલી હોય છે તેને જાગ્રત કરે છે. એ કુંડલિની અદ્‌ભુત શકિત ધરાવે છે અને તેને લીધે પ્રાણશકિત પૂર્ણતાને પામે છે. એ પ્રમાણે થયા પછી રાજયોગ મનની ચંચળતાને શાંત કરવાનો પ્રયત્ન કરે છે. અને મનની શક્તિઓને એકાગ્ર કરીને તેને ઉચ્ચ ભૂમિકામાં લઇ જઇ ક્રમે ક્રમે સમાધિ સુધી તેનો વિકાસ કરે છે.

રાજયોગની સમાધિથી અંતઃકરણ જાગ્રત અવસ્થામાંથી અંતરમાં લય પામે છે, અને ત્યારપછી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાને પ્રાપ્ત કરે છે.

રાજયોગથી એ હેતુઓ સધાય છે. બાહ્ય પદાર્થો અને જાગ્રત અવસ્થામાંથી વિરકત થઇને રાજયોગીનું અંતઃકરણ અંતર પ્રત્યે વળે છે અને તે સમાધિની દશામાં આત્મા ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિને પ્રાપ્ત થાય છે અને પરમાત્મા જોડે અદ્વૈત અનુભવે છે. એ ઉપરાંત પોતાના સમગ્ર ચૈતન્યની શક્તિને બાહ્ય પદાર્થો ઉપર એકાગ્ર કરવાની શકિત પણ તેનામાં આવે છે. એ શકિત વિશ્વમાં કાર્ય કરી રહેલી આદ્યશકિત છે એવું આપણા શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે. પ્રભુ પણ વિશ્વમાં એવી એકાગ્રતાને લીધેજ કાર્ય કરે છે. એ બે પ્રકારની શકિતને લીધે રાજયોગી સમાધિદશાનો અનુભવ મેળવીને ઉચ્ચમાં ઉંચ્ચ આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરે છે, એટલુંજ નહિ પરંતુ જાગ્રત અવસ્થામાં પણ પોતે ધારે તે પદાર્થનું જ્ઞાન મેળવી શકે છે અને સ્થૂલ જગતમાં કાર્ય કરવા માટે જે શકિતની જરૂર પડે તે તેને મળે છે. રાજયોગની પ્રણાલિમાં કેવળ સ્વરાટ્-પોતાનું ઉત્તમોત્તમ રાજ્ય પ્રાપ્ત કરવાના હેતુ ઉપરાંત, સામ્રાજ્ય-વિશ્વ ઉપર પણ રાજ્ય સ્થાપવાનો હેતુ દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યો છે.

આપણે આગળ જોયું કે હઠયોગ શરીરની શકિતઓને પૂર્ણ કરવા જતાં પોતે પ્રાણશકિત અને માનસિક શકિતઓના ક્ષેત્રમાં અજાણ્યે પણ ઉતરી પડે છે, તેજ પ્રમાણે રાજયોગ પણ ચિત્તશકિત અને અંતઃકરણની શકિતનો ઉપયોગ કરી તેની દિવ્ય પૂર્ણતા ઉપજાવે છે, અને તે કાર્ય કરતાં આધ્યાત્મિક ભૂમિકા સુધી ચઢે છે. પરંતુ રાજયોગની ખામી એ છે કે એમાં સમાધિની દશા ઉપર ઘણોજ આધાર રાખવો પડે છે. એ સમાધિ જાગ્રત અવસ્થાથી ઘણીજ ભિન્ન હોય છે. એ કારણને લીધે રાજયોગીને સામાન્ય જીવનથી વિમુખ થવાની જરૂર પડે છે. રાજયોગના બધા આધ્યાત્મિક અનુભવો અને ફાયદાઓ સમાધિની દશા જોડેજ સંબંધ રાખે છે. હવે આપણો હેતુ એ છે કે આધ્યાત્મિક જીવન અને તેના અનુભવો જાગ્રત અવસ્થામાં એટલે કે મનુષ્યના સામાન્ય વ્યવહારમાં પણ ઉપયોગી થઇ પડે એવા કરી મૂકવા જોઇએ. રાજયોગમાં આધ્યાત્મિક જીવન સામાન્ય જાગ્રત અવસ્થાથી ઘણું દૂર જતું રહે છે એટલુંજ નહિ પણ સામાન્ય જીવન ઉપર તેનો બીલકુલ કાબુ રહેતો નથી.

ભકિત, ગ્નાન અને કર્મયોગનો ત્રિમાર્ગ રાજયોગ જે ક્ષેત્ર અધુરૂં મૂકે છે તેનાથી શરૂઆત કરે છે. આખું અંતઃકરણ લઇને તેમાં પરિવર્તન કરવાને ત્રિમાર્ગ પ્રયત્ન કરતો નથી. પરંતુ તે અંતઃકરણની જુદીજુદી શકિતઓમાંથી ગ્નાનશકિત, ક્રિયાશકિત અથવા તો લાગણીઓની શકિતને લઇને તેને એકદમ પ્રભુ પ્રત્યે દોરે છે. રાજયોગની પેઠે તે શરીર કે પ્રાણની પૂર્ણતા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરતો નથી એ તેની એક ખામી છે. વળી ત્રિમાર્ગની બીજી ખામી એ છે કે ત્રણમાંથી એક પણ માર્ગને ગ્રહણ કરનાર બીજા માર્ગોને તદ્દન બાતલ કરે છે, એટલુંજ નહિ પણ ત્રિમાર્ગનાં ત્રણે માર્ગો એકબીજાના વિરોધી હોય એવું માને છે. ત્રિમાર્ગનો સમન્વય કરી તેનાથી પૂર્ણતા પ્રાપ્ત કરવાનું છોડી દઇને દરેક માર્ગ પોતપોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા મથે છે.

ભકિત, જ્ઞાન અને કર્મ.

ગ્નાનયોગ પરબ્રહ્મ–એક અદ્વૈત–સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરવા મથે છે. તેની પદ્ધતિમાં વિચાર, વિવેકથી શરૂઆત કરવામાં આવે છે. ગ્નાનયોગી અસત્ અથવા મિથ્યાનો ત્યાગ કરીને તેની સાથે પોતે એકતા કરવાનું બંધ કરે છે અને પોતે શરીર, પ્રાણ મન વિગેરે નથી એવો અનુભવ કરતાં એ બધાં પ્રકૃતિ અથવા તો માયા છે એવો અનુભવ પ્રાપ્ત કરે છે. પ્રકૃતિમાં જેટલું છે તેટલું બધું અનિત્ય, ક્ષર છે. પરંતુ તેમનો ત્યાગ કરીને ગ્નાનયોગ એક, અખંડ આત્માને પ્રાપ્ત કરે છે. આટલે સુધી ગ્નાનયોગી આવે છે એટલે સાધારણ રીતે મિથ્યા ગણાતા સંસારનો તે ત્યાગ કરે છે અને આત્માને પરબ્રહ્મમાં લય પમાડે છે. પોતે સંસારનો સ્વીકાર કરીને પાછો જગતમાં આવતો નથી.

પરંતુ ગ્નાનયોગને અંતે ઉપર જણાવ્યું તેવું પરિણામ આવવું જોઇએ એવો નિયમ નથી. જો ગ્નાનયોગનો માર્ગ સાધકો પોતાના જ મોક્ષને ખાતર સ્વાર્થદૃષ્ટિથી ન અનુસરે તો પરબ્રહ્મનો વિશ્વમાં વિજય કરવા માટે તેઓ લાયક થાય. એને માટે ગ્નાનયોગીઓએ પરબ્રહ્મ પરમેશ્વરનો સાક્ષાત્કાર કેવળ પોતાના આત્મા-

ગ્નાનયોગમાં વિશ્વમાં પ્રભુ અને સર્વ પ્રત્યે પ્રેમ.

માં જ કરવાને બદલે વિરાટ્માં-વિશ્વમાં-પણ કરવો જોઇએ. અર્થાત્ કે પોતાના આત્મામાં જે પ્રમાણે પરમાત્મા વસી રહ્યો છે તેજ પ્રમાણે સર્વ પ્રાણીઓમાં પણ તે પરમાત્મા વસી રહ્યો છે એવું તેમણે અનુભવવું જોઇએ. વળી બાહ્ય જગતને પણ પ્રભુની જ લીલારૂપે જોવાનો અભ્યાસ પાડવો જોઇએ જગત પ્રભુની પ્રકૃતિથી તદ્દન ભિન્ન છે એ વિચારનો ત્યાગ કરવો જોઇએ. ઉપર જણાવેલા વિચારોને લીધે ઘણી વિશાળ શક્તિ પ્રાપ્ત કરી શકાય છે. સર્વ પ્રકારના જ્ઞાનને-સાધારણ રીતે જડ-પ્રકૃતિનું જ્ઞાન જેને કહેવામાં આવે છે તે બધી વિદ્યાઓને પણ-આપણે પરમાત્માની જ કૃતિ રૂપ ગણીને, તેમના દ્વારા એકજ પરમાત્માને પ્રાપ્ત કરવાને ઉપયોગી બનાવી શકીએ. ઇશ્વરના મૂળ સ્વરૂપનું જ્ઞાન અધ્યાત્મિક જ્ઞાનયોગથી મળે તેજ પ્રમાણે તેના આવિર્ભાવનું જ્ઞાન આપણને આ બધી ભૌતિક વિદ્યાઓથી મળી શકે છે. એ પ્રમાણે આપણે સર્વ પ્રકારના જ્ઞાનને દિવ્ય બનાવી શકીએ, તોજ માણસજાત અત્યારે જ્ઞાનપ્રાપ્તિ માટે જે મહેનત કરી રહી છે તે સાર્થક ગણાય.

ભક્તિયોગમાં પ્રભુનું જ્ઞાન અને તેની સેવા.

ભક્તિયોગ પ્રભુના પ્રેમનો આસ્વાદ લેવાને માટે પ્રયત્ન કરે છે. અને પ્રભુ વિશ્વનો નાથ અને આત્માનો વહાલો સ્વામી છે, એ વિચારથી ભક્તિયોગ શરૂઆત કરે છે. વિશ્વ તે પ્રભુની જ લીલારૂપ અનુભવાય છે. ભક્તિયોગનો સિદ્ધાંત એ છે કે માણસમાં જે લાગણીઓ અને આવેશો છે તે બધાને દુનીઆના નાશવંત પદાર્થોના સંબંધમાંથી ખસેડીને પ્રભુ પ્રત્યે વાળવા અને તેમ કરી માણસોના સંબંધોને દિવ્ય બનાવી દેવા. ભક્તિ અને ધ્યાન માત્ર શરૂઆત પૂરતાં વાપરવામાં આવે છે જેથી પ્રભુ પ્રત્યે અનુરાગ વૃધ્ધિ પામે. આ યોગમાં સર્વ પ્રકારના ભાવોનો ઉપયોગ કરવામાં આવે છે. પ્રભુ પ્રત્યે વાત્સલ્ય, સખ્ય, દાસ્ય વિગેરેથી માંડીને મધુરભાવ સુધીના સર્વ ભાવોનો અર્થાત્ લાગણીઓનો ભક્તિયોગ ઉપયોગ કરે છે. એટલું જ નહિ પરંતુ ભક્તિયોગમાં વૈરને પણ પ્રભુપ્રાપ્તિનો એક માર્ગ ગણવામાં આવ્યો છે ! પ્રેમની લાગણીનું ઉલટ સ્વરૂપજ વૈર છે એમ ભક્તો માને છે. આ યોગમાર્ગનું અનુસરણ

કરતાં કરતાં જ્ઞાનયોગીથી જુદે રસ્તે જઇને પણ ભક્ત જગતનો ત્યાગ કરવા તરફ વળે છે. એ પરિણામ સામાન્ય ઉદાહરણોમાં આવે છે, કારણ કે ભક્તને અદ્વૈતવાદીના કરતાં જુદા પ્રકારની મસ્તી–પ્રેમનો નિશો–ચઢે છે.

પરંતુ ભક્તિયોગનું પરિણામ એવું આવવુંજ જોઇએ એમ કાંઇ ખાસ નથી. ભક્તિ માર્ગમાંજ એ સ્વાર્થીવૃત્તિને બરાબર સંયમમાં રાખવા માટે ભક્ત અને ભગવાન વચ્ચે જે પ્રેમ છે તે ભક્તોના સંઘમાં–વૈષ્ણવોમાં અનુભવવાની આજ્ઞા કરવામાં આવી છે, કારણ કે બધા ભક્તો પ્રભુના પ્રેમથી એક બીજા જોડે બંધાયલા છે. વળી ભક્તિમાર્ગમાં બીજી સૂચના એ પણ છે કે પ્રભુ કેવળ ભક્તના આત્મામાંજ નથી પરંતુ સર્વ પ્રાણીમાં, પદાર્થ માત્રમાં, પણ વ્યાપી રહ્યો છે તેને સાધકે અનુભવવો. એજ ભાવને વધારે વિશાળ કરતાં આપણને જણાશે કે સમગ્ર માણસજાતમાં લાગણીઓ, આવેશો વિગેરે અનુભવવાની જે શક્તિ કુદરતી રીતે આવી રહેલી છે તેને આપણે ભક્તની પેઠે દિવ્ય બનાવી શકીએ. આપણામાં માણસજાતને માટે, પ્રેમ અને જીવનમાં આનંદ લેવાની વૃત્તિ રહેલી છે તેનો અંતિમ હેતુ પણ એજ છે.

કર્મયોગમાં પ્રભુનું જ્ઞાન અને તેની ભક્તિ

કર્મયોગનો હેતુ સર્વ કર્મો પ્રભુની શક્તિનાં છે એમ સમજીને તે બધાં પ્રભુને અર્પણ કરવાનાં હોય છે. આપણા સર્વ કર્મોમાં સ્વાર્થી કે અહંતાયુક્ત હેતુ રહેલો હોય છે તેનો ત્યાગ કરવાથી કર્મયોગની શરૂઆત થાય છે. સઘળાં કર્મોમાંથી સ્વાર્થ અને અહંતાનો ત્યાગ કરવાથી સાધક કર્મયોગનો અભ્યાસ શરૂ કરવાને લાયક બને છે. એ પ્રમાણે કામનાઓ અને અહંતાનો ત્યાગ કરવાને લીધે સાધકનું ચિત્ત અને શક્તિ એવાં તો શુદ્ધ થાય છે કે, તેને પોતાનામાં વિશ્વશક્તિ કાર્ય કરી રહી છે એવો અનુભવ થવા માંડે છે, અને એ વિશ્વપ્રકૃતિનો સ્વામી પ્રભુ પોતેજ સાધકનાં સર્વ કર્મોનો અધિષ્ઠાતા છે એવો સાક્ષાત્કાર થાય છે. સાધકનું વ્યક્તિત્વ કેવળ દેખાવ પૂરતુંજ હથિયાર તરીકેજ–રહે છે; અને અન્તે તો વ્યક્તિત્વ પણ પ્રભુનું કાર્ય કરવા માટે જ જ્ઞાનપૂર્વક પોતાનું અસ્તિત્વ ધારણ કરે છે. વ્ય-

ક્તિના દરેક કાર્યની પસંદગી અને તેની દિશા ધીમે ધીમે પ્રભુની દિવ્ય શક્તિને સોંપવામાં આવે છે: આપણાં સર્વ કર્મો અને તેનાં પરિણામો તે શક્તિનેજ અર્પણ કરવામાં આવે છે. આ બધાનો હેતુ એ છે કે આત્માને જગતના બંધનોમાંથી અને કર્મના પ્રતિકાર્યોમાંથી મુક્ત કરવો. કર્મયોગ પણ માણસને જીવનના બાહ્ય દેખાવોમાંથી પ્રભુ પ્રત્યે દોરે છે.

અહીં પણ કર્મયોગનો માર્ગ કેવળ એકાંતિક થઇ જાય એવું કાંઇ નથી. કર્મયોગમાં પ્રગતિ કરતાં કરતાં સાધકને સર્વ શક્તિઓમાં પ્રભુનુંજ દર્શન થાય, સર્વ કર્મોમાં, બનાવોમાં, પણ તે જ દેખાય અને સાધકનો આત્મા અહંકારથી મુક્ત થઇને વિશ્વનાં સર્વ કાર્યોમાં સરખો ભાગ લેતાં શીખે એ પણ તેનું પરિણામ છે. એ પ્રમાણે કર્મયોગનો અભ્યાસ કરવાથી માણસજાતની ક્રિયાશક્તિ ધીમે ધીમે શુદ્ધ થઇ જઇ વિશ્વમાં શક્તિ, બળ, અને સ્વતંત્રતા માટે જે મહાન પ્રયાસ થઇ રહ્યો છે તે સાર્થક થાય.

પૂર્ણયોગની દૃષ્ટિએ જ્ઞાન, કર્મ અને ભક્તિ.

આપણે આગળ જોયું કે આ ત્રણે માર્ગો સમન્વયની દૃષ્ટિએ જોતાં એકજ ગણી શકાય તેવા છે. પ્રભુ પ્રત્યે ભક્તનો જે દિવ્ય પ્રેમ છે તેને પરિણામે ભક્તને પ્રભુનું પૂર્ણ જ્ઞાન મળ્યા વિના રહેજ નહિ. એટલે તે જ્ઞાન યોગનું પરિણામ પ્રાપ્ત કરે છે; અને પ્રભુની સેવા કરતાં તેજ માર્ગ કર્મયોગ જોડે એકતા પામે છે. તેજ પ્રમાણે પૂર્ણજ્ઞાન થાય ત્યારે જ્ઞાની માણસ પ્રભુનાં કાર્યોમાં પણ ભાગ લેતાં શીખે છે અને તેનામાં પ્રભુ માટે પ્રેમ ઉત્પન્ન થાય છે. એટલે ભક્તિ અને કર્મમાર્ગ તેમાં આવી જાય છે. તેજ પ્રમાણે સર્વ કર્મોનો વિભુ; સર્વ યજ્ઞ અને કર્મોનો ભોક્તા પ્રભુ છે. તેને સર્વ કર્મો અર્પણ કરતાં તેને માટે પ્રેમ ઉત્પન્ન થાય છે; અને વિશ્વમાં તેની ક્રિયાનું તથા અંતે તેના સ્વરૂપનું જ્ઞાન પણ કર્મયોગીને મળે છે.

ત્રિમાર્ગ વિરોધી નથી.

આ પ્રમાણે એક બીજાથી વિરોધી ગણાતા યોગ માર્ગોનો સાધક સમન્વય યુક્ત થઇને અનુસરે તો એ ત્રણે માર્ગો દ્વારા તેને પૂર્ણજ્ઞાન, ભક્તિ અને કર્મ પ્રાપ્ત થાય છે અને તે શક્તિઓનો આવિર્ભાવ કરવાની શક્તિ પણ તેનામાં આવે છે.

# અભ્યાસ.

પ્રકૃતિનો ત્યાગ કરવો જોઇએ નહિ. યોગની શરૂઆત પોતાના સ્વભાવમાંથી એક કરણનો સ્વીકાર કરી સામાન્ય રીતે સાધકો શરૂ કરે છે.

આપણી શક્તિઓમાંની બધી શક્તિઓ પ્રકૃતિનીજ છે, આપણી પોતાની મિલ્કત નથી.

કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રણેનો સામટો અભ્યાસ કરવામાં સાધકે જુદી જુદી સમગ્ર પૂર્ણતા પ્રાપ્ત કરવી જોઈએ. જ્ઞાનદ્વારા કર્મ અને ભક્તિ; ભક્તિદ્વારા જ્ઞાન અને કર્મ; કર્મદ્વારા જ્ઞાન અને ભક્તિના સર્વ પરિણામોનો સાક્ષાત્કાર સાધકે કરવો જોઇએ.

ઘણાં એ સર્વ માર્ગોનો એક સામટો અભ્યાસ કરી શકતા નથી, તેમણે એ ત્રણમાંથી એક માર્ગ પોતાના સ્વભાવ પ્રમાણે પસંદ કરી તેનો અભ્યાસ શરૂ કરવો જોઇએ, પરંતુ તેમાં પણ પોતે એક માર્ગી અને અતડા ન થઇ જવાય એની સંભાળ રાખવી જોઇએ. પૂર્ણયોગની દૃષ્ટિથી તે અભ્યાસ કરવો.

હવેથી આવનાર પ્રકરણોમાં પૂર્ણયોગની દૃષ્ટિથી કર્મ, જ્ઞાન અને ભક્તિયોગનો અભ્યાસ વર્ણવવામાં આવ્યો છે.



# પ્રકરણ ૫ મું. પૃથક્કરણ.

પૂર્ણયોગ આગળ જોયા પ્રમાણે શક્ય છે પરંતુ તેના અભ્યાસની ચાવી મળી આવવી મુશ્કેલ છે.

બધા યોગમાર્ગોનો ખીચડો કાંઇ સમન્વય ન કહેવાય. વળી એક પછી એક એમ જુદાજુદા માર્ગનો અભ્યાસ પણ આપણે ન કરી શકીએ. આપણે તો સર્વ માર્ગને સામાન્ય એવો કોઇ સિદ્ધાંત સ્વીકારી તેના ઉપર આપણો સમન્વય રચવો જોઇએ.

પ્રકરણ ૪ થામાં જે યોગપ્રણાલિઓ જોઇ તે બધી વૈદિક અર્થાત્ વેદાંતમાર્ગી છે. પરંતુ હિંદુસ્તાનમાં તાંત્રિક પદ્ધતિ પણ હયાતિમાં છે. વેદાંત માર્ગમાં પુરૂષ પ્રધાન છે; તંત્રમાં शक्ति મુખ્ય ગણાય છે. તંત્રમાં જીવનનો ત્યાગ કરવાને બદલે તેનો સ્વીકાર કરી તેના ઉપર વિજય મેળવવો જોઇએ એવી માન્યતા હતી. વામમાર્ગ પણ પાપ, પૂણ્યને જીતવાની વૃત્તિ ઉપરજ ઉભો થયો હતો.

પૂર્ણયોગમાં પુરૂષને ઇશ્વરરૂપે સ્વીકારી પ્રકૃતિને તેની शक्ति તરીકે માન્ય કરવામાં આવે છે. પુરૂષ सत् છે; પ્રકૃતિ–शक्ति–चित् સ્વરૂપ છે. તે બન્ને નિવૃત્તિ અને પ્રવૃત્તિની સ્થિતિનાં સૂચક છે. પુરૂષનુ तपस्–विज्ञान ઉત્પન્ન કરે છે અને विज्ञान માંથી સ્થૂલ જગત ઉત્પન્ન થાય છે. પ્રકૃતિ બે પ્રકારે કાર્ય કરે છે. ૧. પરા અને ૨. અપરા. અપરામાંથી પરા પ્રકૃતિમાં જવું એ યોગનો પ્રયત્ન છે.

પ્રકૃતિના કોઇપણ એક તત્ત્વનો સ્વીકાર કરીનેજ માણસ યોગમાં પ્રગતિ કરી શકે છે. યોગનો હેતુ દુનિયામાંથી પ્રભુ પ્રત્યે નાસી જવાનો નથી. પરંતુ સમગ્ર જીવન પ્રભુમય બનાવવું-તેનું દૈવી જીવનમાં રૂપાંતર કરવું એ તેનો હેતુ છે.

એ રૂપાંતર કરવા માટે પ્રભુને આવ્હાન કરવું જોઇએ. પોતાનો સ્વભાવ સાધકે પ્રભુને અર્પણ કરવો જોઇએ. પૂર્ણયોગની સાધનાની ત્રણ ભૂમિકાઓ છે. ૧. વ્યકિત પ્રભુ સાથે સંબંધ કરવા પ્રયત્ન કરે છે તે. ૨. પ્રભુની શકિત આપણા અપૂર્ણ કરણોને રૂપાંતર પમાડવાની તૈયારી કરે છે તે. ૩. દૈવી પ્રકૃતિમાં આપણું રૂપાંતર.

આ પૂર્ણયોગમાં પ્રભુની શકિતનું કાર્ય વિશિષ્ટ થાય છે. ૧. તે સ્વતંત્ર હોય છે અને સાધકના સ્વભાવ પ્રમાણે કાર્ય કરે છે ૨. તેને ખાસ વિધિઓની આવશ્યકતા નથી. ૩. આખા જીવનમાંથી કશું પણ નકામું ગણી ફેંકી દેવામાં આવતું નથી. નહાનામાં નહાનાં કાર્યો પણ યોગને મદદ કરે છે. તેને લીધે શરૂઆતમાં ઘણી અડચણ નડે છે પરંતુ છેવટે ઘણો લાભ થાય છે કારણ કે નજીવામાં નજીવા બનાવોને પણ આપણે ઉપયોગમાં લઇ શકીએ.

પૂર્ણયોગને પરિણામે **સાયુજ્ય, સાલોક્ય અને સાધર્મ્યમુક્તિ** મળે છે. એટલે જ્ઞાન, કર્મ અને ભકિત–ત્રણે યોગનું ફળ તો પૂર્ણયોગી પ્રાપ્ત કરી શકે છે, એટલુંજ નહિ પરંતુ જીવનમાં લીલાનો આનંદ અનુભવી શકે છે. સંસારનો ત્યાગ કરવાની તેને જરૂર પડતી નથી.

આત્માની પૂર્ણતા સાથે પ્રકૃતિનાં કરણોની પૂર્ણતા પણ પૂર્ણ-યોગમાં થાય છે, તેવા પ્રાણ મન અને શરીરની પૂર્ણતા પણ પૂર્ણયોગીને મળે છે. તે કરણોની પૂર્ણતા આવશ્યક છે.

વળી બધી પૂર્ણતા ફકત વ્યકિતમાંજ સિદ્ધ કરવાની નથી. સમષ્ટિમાં તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આપણી પૂર્ણતાનો સર્વમાં વિસ્તાર કરવો એજ તેનો ઉપયોગ છે. અંતે આખી મનુષ્યજાતિ એ પૂર્ણતાને પ્રાપ્ત કરશે.

અંતરના સત્યયુગને બાહ્ય જીવનમાં પ્રગટાવવો એજ સત્યયુગ છે. મનુષ્યજાતિમાં અવ્યકતપણે પ્રભુજ રહેલા છે.



## પ્રકરણ ૫ મું.

---

### સમન્વયની મિમાંસા.

પૂર્ણયોગની મુશ્કેલી.

આપણે આગલા પ્રકરણમાં જુદી જુદી યોગમાર્ગની પ્રણાલિનું અવલોકન કર્યું. દરેક યોગની પદ્ધતિ માણસના સામાન્ય જીવનમાંથી એકાદ શક્તિને લઇને તેને સંપૂર્ણ રીતે ખીલવે છે, તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે એ બધા માર્ગોનો સમન્વય (એકીકરણ) વિશાળ દૃષ્ટિએ કરવામાં આવે તો સમગ્રયોગ અથવા પૂર્ણયોગની પદ્ધતિ આપણને મળી આવે ખરી. પરંતુ પ્રચલિત યોગ માર્ગોની વૃત્તિઓ એક બીજાથી તદ્દન વિરોધી છે, તેમની પદ્ધતિની વિધિઓ અને ક્રિયાઓ પણ એક બીજાથી તદ્દન જુદી જુદી અને વિશિષ્ટ હોય છે. વળી કેટલાક માર્ગોને તો એક બીજાના કટ્ટા વિરોધીઓ ગણવામાં આવે છે. એટલે એ બધાને કેવી રીતે એક કરવા તેની ચાવી આપણને સહેલાઇથી મળવી મુશ્કેલ છે.

બધા માર્ગોનો ખીચડો નહિ. એક પછી એક યોગનો અભ્યાસ અશક્ય.

બધા માર્ગોનો સેળભેળ ખીચડો કરી નાંખવો એનું નામ કાંઇ સમન્વય નથી. વળી દરેકે દરેક યોગમાર્ગનો એક પછી એક અભ્યાસ કરવો એ પણ શક્ય નથી, કારણ કે આપણું જીવન ટુંકું છે, અને આપણી શક્તિઓ પરિમિત છે. વળી એવા વિચિત્ર પ્રયોગમાં કેટલી મહેનત તો વ્યર્થ જવાનો પણ સંભવ છે. કેટલીક વાર હઠયોગ અને રાજયોગ બન્નેનો અભ્યાસ અનુક્રમે-એક પછી એક કરવામાં આવે છે. વળી આધુનિક કાળમાંજ શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવનમાં આપણને અસાધારણ આધ્યાત્મિક શક્તિનો આવિર્ભાવ જણાઇ આવે છે. તેમણે કોઇપણ પ્રકારનો સાધનમાર્ગ ગ્રહણ કર્યા વિના પ્રથમ તો સીધેસીધો પ્રભુનો સાક્ષાત્કાર કર્યો! પહેલેજ તડાકે તેમણે

પ્રભુપદ મેળવ્યું ! અને ત્યારપછી એક પછી એક યોગમાર્ગને અનુક્રમે સ્વીકારી તેનો સાર જાણી લીધો. એ બધા અનુભવોને અન્તે તેમને એમ જણાયું કે સર્વ ધર્મ અને સર્વ માર્ગો દ્વારા એકજ આધ્યાત્મિક અનુભવ મળે છે ! પરંતુ **શ્રી રામકૃષ્ણ** પરમહંસ જેવાનું ઉદાહરણ લઇ સર્વ તે પ્રમાણે ન કરી શકે. **શ્રી રામકૃષ્ણ**ના અવતારનો હેતુ જુદો હતો. સર્વ ધર્મોનો અને પંથોનો સમન્વય કરીને તેમણે માણસ જાતને બતાવી આપ્યું કે સર્વ ધર્મોનું અંતિમ રહસ્ય એકજ છે, અને બધા સાધનમાર્ગોને અન્તે એકજ પ્રકારનો સાક્ષાત્કાર માણસને થાય છે. પ્રભુને જાણવો, પ્રભુમય થવું અને પ્રભુને પ્રાપ્ત કરવો એજ મુખ્ય હેતુ છે અને એ મુખ્ય હેતુ સધાયા પછી બાકીનું આપો આપ મળી રહે છે. આપણે તો એ મુખ્ય વસ્તુ પ્રાપ્ત કરવા માટે મથવાનું છે, અને એ મળ્યા પછી કેવળ પ્રભુની ઇચ્છાનેજ વશ થઇને આપણે જીવનમાં તેનો આવિર્ભાવ કરવા શકિતમાન થઇશું.

આપણે જે સમન્વય કરવા માગીએ છીએ તે બધા યોગ માર્ગોનો ખીચડો કર્યાથી અથવા તો અનુક્રમે તેમનો અભ્યાસ કરવાથી નહિ થઇ શકે તે આપણે આગળ જોઇ ગયા. એટલે સમન્વય કરતા પહેલાં આપણે જુદા જુદા યોગ માર્ગની બાહ્ય પદ્ધતિઓ, આચારો અને વિધિઓને છોડી દેવાંજ જોઇએ. બધા માર્ગોને સામાન્ય હોય એવી કોઇ મધ્યસ્થ શકિત અથવા તત્ત્વને ગ્રહણ કરી શકીએ તો તેમાં દરેકે દરેક યોગના ખાસ સિદ્ધાંતો સમાઇ જાય અને બધા યોગની ખુબીઓ અને ઉપયોગીતાઓ તેમાં આવી જાય. પ્રકૃતિની પદ્ધતિ અને યોગની પદ્ધતિ આપણે આગલા પ્રકરણોમાં તપાસી. તેનો હેતુ પણ એજ હતો કે આપણે એ બન્નેમાંથી સામાન્ય તત્ત્વને સ્વીકારીને યોગના અભ્યાસમાં તેનો ઉપયોગ કરી શકીએ. હવે આપણે કાંઇક નિર્ણય ઉપર આવવાની હિંમત કરીશું.

વેદાંત પ્રધાન યોગમાર્ગો.

અત્યાર સુધી આપણે જે જે યોગપ્રણાલિ તપાસી તે ઉપરાંત હિંદુસ્તાનમાં એક સમન્વયયુકત બીજી યોગપ્રણાલિ પ્રચલિત છે, તેની આપણે નોંધ લેવી ઘટે છે. એ માર્ગને તંત્રમાર્ગ અથવા તાંત્રિક પદ્ધતિ

કહેવામાં આવે છે. તંત્રની શરૂઆત પ્રકૃતિની અંદર રહેલી "શક્તિ"થી કરવામાં આવે છે. તંત્રમાર્ગમાં વામમાર્ગનો પ્રચાર થવાથી જે લોકો તાંત્રિક નથી તેઓ તંતશાસ્ત્રને ઘણુંજ વખોડી કાઢે છે. દ્વંદ્વને ત્યાગ કરી અર્થાત્ પુણ્ય અને પાપના ભેદથી અતીત થઇ સ્વભાવિક રીતેજ શુદ્ધ કર્મો થયે જાય એવી શક્તિ ખીલવવી એ વામમાર્ગ રહસ્ય હતું. પરંતુ વખત જતાં તેના મૂળ ઉદ્દેશને ઠેકાણે પાપાચરણ, ઇન્દ્રિયભોગ વિગેરે દુરાચારોનો ફેલાવો થવા પામ્યો અને તેથી સમાજમાં નીતિની ભાવનાઓ શિથિલ થઇને વ્યભિચારનો દુર્ગુણ ઘણો વધી ગયો. એ બધું કદાચ સત્ય હશે તોપણ આપણે એટલું તો કબુલ કરવુંજ પડશે કે તંત્રની પદ્ધતિ ઘણીજ સમર્થ અને જબરજસ્ત છે, અને જે વિચારો ઉપર તે રચાયલી છે તે વિચારો મોટે ભાગે ખરા પણ છે. દક્ષિણમાર્ગ અને વામમાર્ગ એવા જે વિભાગો તંત્રના કરવામાં આવ્યા છે તે પણ કોઇક મહાન સત્ય ઉપર થયેલા છે. એ ભેદનો પાયો પણ જ્ઞાનમાર્ગ અને આનંદના માર્ગ ઉપર રચાયલો છે. જેઓ જ્ઞાનમાર્ગી હતા તેઓ દક્ષિણમાર્ગ સ્વીકારતા અને અને જેઓ આનંદનો માર્ગ અનુસરતા તેઓ વામમાર્ગી કહેવાતા. બન્ને માર્ગો અન્તે મૂળની ઉચ્ચ ભાવનાઓથી પતિત થયા અને તેમના મૂળ સિદ્ધાંતો ભૂલાઇ ગયા.

ઉપરાંત તાંત્રિક યોગ.

પરંતુ તંત્રની ક્રિયાઓ આપણે બાજુપર મૂકીને તેના મુખ્ય સિધ્ધાંતની શોધ કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે તંત્રશાસ્ત્ર વૈદિક પદ્ધતિથી જુદું છે. અત્યારસુધી આપણે જેટલા યોગમાર્ગોનું નિરીક્ષણ કર્યું તે બધાના મૂળ સિદ્ધાંતો વેદાંતના ઉપર રચાયલા છે. તેમની શક્તિ જ્ઞાનમય છે. તેમની પદ્ધતિ પણ જ્ઞાન પ્રધાન છે; તથાપિ તે જ્ઞાન હંમેશાં બુદ્ધિપ્રધાનજ હોવુંજ જોઇએ એવું કંઇ નથી. તે જ્ઞાન હૃદયમાં ભક્તિ અને શ્રદ્ધાદ્વારા, અને [1]શક્તિમાં કર્મદ્વારા વ્યક્ત થાય છે. પરંતુ એ દરેક

તંત્રનો મૂળ સિદ્ધાંત

[1] શક્તિ—આખા પુસ્તકમાં શક્તિ શબ્દ અંગ્રેજીમાં "Will" ના પર્યાય

પદ્ધતિમાં યોગના અધિષ્ઠાતા તરીકે પુરૂષને ગણવામાં આવે છે. એ પુરૂષજ જ્ઞાન પ્રાપ્ત કરનાર ચૈતન્ય હોઇ સર્વસ્વનો તે જ્ઞાતા, સાક્ષી અને અધિષ્ઠાતા છે. તે પુરૂષ સાક્ષીરૂપે સર્વ કર્મો જુએ છે, વ્યક્તિને આકર્ષણ કરી પોતાના પ્રત્યે દોરે છે, અને સર્વ ઉપર સામ્રાજ્ય ભોગવે છે, પરંતુ તંત્ર માર્ગમાં પ્રકૃતિ કિંવા શક્તિને પ્રધાન ગણવામાં આવે છે. પ્રકૃતિજ વિશ્વમાં સર્વોપરી હોઇ વિશ્વમાં કાર્ય કરે છે, એવું તંત્રશાસ્ત્ર માને છે. પ્રકૃતિના જ્ઞાનનો, તેની પદ્ધતિનો ઉપયોગ કરીને તાંત્રિક સાધકો પોતાનો સાધનમાર્ગ નક્કી કરતા. તેઓ પણ પ્રભુત્વ, પૂર્ણતા, મુક્તિ અને આનંદ મેળવતા. વિશ્વમાં જે પ્રકૃતિ આવિર્ભાવરૂપે વ્યક્ત થઇ રહી છે, તેનાથી દૂર જતા રહેવાને બદલે, તાંત્રિક લોકો પ્રકૃતિની મુશ્કેલીઓ સામે થતા, તેમને પોતે પાડી લેતા અને અંતે તેમના પર વિજય મેળવતા. પરંતુ છેવટના કાળમાં તંત્રમાર્ગમાં પણ વિધિ અને કર્મકાંડ ઉપર અતિશય ધ્યાન અપાવા લાગ્યું અને તેનો મૂળ સિદ્ધાંત કર્મકાંડના ઢગલામાં દટાઇ ગયો; તોપણ તે માર્ગ ઘણો સમર્થ છે અને તેનો બરાબર અભ્યાસ કરવામાં આવે તો હજીપણ અસાધારણ પરિણામો બતાવી શકે.

**શક્તિની પૂજા.**

તંત્રના સિદ્ધાંતમાં આપણને એક મહાન સત્યની ઝાંખી થાય છે. તે શક્તિની પૂજા છે. સર્વ કર્મો, સર્વ સિધ્ધિઓનું મૂળ શક્તિ છે. વેદાંત મતમાં આપણને તેનાથી ઉલટો સિદ્ધાંત મળી આવે છે. તેમાં પુરૂષ સર્વ શક્તિમાન છે. અને શક્તિ કેવળ માયા ગણાય છે. એટલુંજ નહિ પણ માણસે એ માયાની જાળમાંથી છૂટવાને શાંત, નિષ્ક્રિય પુરૂષની શોધ કરવી જોઇએ એવો પણ વેદાંતનો આશય છે. હવે પૂર્ણયોગમાં તો પુરૂષ ઇશ્વર ગણાય છે અને પ્રકૃતિ–શક્તિ તેનું ક્રિયાત્મક સ્વરૂપ મનાય

**પુરૂષ ઇશ્વર, પ્રકૃતિ–તેની શક્તિ એ પૂર્ણયોગનો મત.**

છે. પુરૂષ સત્ છે. સત્ એટલે કે શુદ્ધ, અનંત અસ્તિત્વ. શક્તિ–અથવા પ્રકૃતિ એ ચિત્ છે. પોતાનું અસ્તિત્વ જ્ઞાનપૂર્વક ધારણ કરવાની પુરૂષની શક્તિ–એજ ચિત્. તે પણ શુધ્ધ અને

---

છે. જ્યારે દેવનાગરી લિપિમાં હોય ત્યારે દેવી શક્તિ અથવા ઇશ્વરની શક્તિના અર્થમાં તે યોજાયો છે. ગુજરાતી લિપિમાં વ્યક્તિમાં રહેલું " શક્તિ " સમજવું.

અનંત છે. એ બન્નેનો સંબંધ એટલે નિવૃત્તિ અને પ્રવૃત્તિનો યોગ છે. જ્યારે **शक्ति** પોતાના અસ્તિત્વના ચૈતન્યમાં આનંદ લે છે યાને સત્‌માં તન્મય બને છે ત્યારે ક્રિયાનો અભાવ હોય છે અને આવી રીતનો ક્રિયાનો અભાવ તેનુંજ નામ નિવૃત્તિ. જ્યારે પુરૂષ પોતે **शक्ति**માં ક્રિયારૂપે આવિર્ભાવ પામે છે ત્યારે કર્મ થાય છે અર્થાત્ કે જગત હયાતિમાં આવે છે, બહુત્વ પ્રગટે છે, અને આવિર્ભાવ ધારણ કરવાનો આનંદ જન્મે છે. આનંદજ બહુત્વ યાને વિશ્વનો ઉત્પન્ન કર્તા છે, એ ખરૂં છે તથાપિ વિશ્વની ઉત્પત્તિની પદ્ધતિ વળી જુદીજ છે. પુરૂષ પોતાનું **तपस्** (ચૈતન્યની શક્તિ) પોતાના અનંત સ્વરૂપના ઉપર એકાગ્ર કરે છે અને તેમાંથી સત્ય સ્વરૂપો વાળું **विज्ञान** ઉત્પન્ન થાય છે. એ **विज्ञान** સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ સત્‌માંથી ઉત્પન્ન થયેલું હોય છે, એટલા માટે તેનામાં મન, પ્રાણ અને શરીર જેવાં કુદરતનાં સ્થૂલ સ્વરૂપોમાં પોતાનો આવિર્ભાવ કરીને પોતાનાનાં રહેલા સત્યનો સાક્ષાત્કાર કરવાની શક્તિ હમેશાં રહેલી હોય છે. **तपस् એટલે ચૈતન્ય શક્તિમાં રહેલું સર્વશક્તિમાનપણું અને विज्ञानમાં રહેલી અનિવાર્ય સિદ્ધિ**–એ બે તો બધા યોગના મૂળમાં આવી રહેલા સિદ્ધાંતો છે. માણસમાં આપણે--એ બે સિદ્ધાંતોને "શક્તિ" અને "શ્રદ્ધા" એવાં નામોથી ઓળખીએ છીએ. માણસમાં રહેલી શક્તિ*–હંમેશાં સફળ થાય છે કારણકે તે સત્યમય અને જ્ઞાનપૂર્ણ હોય છે; શ્રદ્ધા એ માણસમાં હજી સુધી નહિ અનુભવાયલા સત્યનું પ્રતિબિંબ છે. ગીતામાં **यो यच्छ्रद्धः स एव सः**—"જે માણસ જેવી શ્રદ્ધા પોતાને વિષે રાખે છે તેજ તે થાય છે."—એવું કહેવામાં આવ્યું છે, તેનો અર્થ પણ વિજ્ઞાનમાં રહેલી અનિવાર્યતા છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ પ્રકૃતિ એટલે શું તે આપણે આગલા ફકરામાં જોયું. યોગ એ પણ વ્યવહારૂ–પ્રયોગાત્મક–માનસશાસ્ત્ર છે. યોગ એટલે

* અંગ્રેજીમાં જેને Will કહે છે તેને આપણા શાસ્ત્રોમાં "શક્તિ"નું નામ આપવામાં આવે છે. આખા પુસ્તકમાં "શક્તિ" શબ્દને એજ અર્થમાં વાપરવામાં આવ્યો છે.

પ્રકૃતિદ્વારા પુરૂષ પોતાની સિદ્ધિ પ્રાપ્ત કરે તે–અર્થાત્ કે પુરૂષની આત્મસિદ્ધિ-પ્રકૃતિની ક્રિયા બે પ્રકારની છે. એક અપરા અને બીજી પરા. પરા એટલે જેને આપણે દૈવી કહી શકીએ તે, અને અપરા એટલે હલકી અથવા જેને આપણે માનુષી પ્રકૃતિ કહીએ છીએ તે. એ ભેદ આપણી પોતાની સગવડ ખાતરજ છે, કારણ કે ખરૂં જોતાં આખા વિશ્વમાં દૈવી ન હોય એવું કાંઇજ નથી. ઘણીવાર આપણે સ્વાભાવિક અને અસ્વાભાવિક કિંવા ચમત્કારિક એવો ભેદ ગણીએ છીએ તે પણ અસત્ય છે, કારણ કે આખા વિશ્વમાં બધુંજ સ્વાભાવિક છે. તોપણ વ્યવહાર અર્થે ઉપર જણાવેલો ભેદ ખરો છે. આપણામાં જે માનુષી પ્રકૃતિ છે તે જ્યાં સુધી આપણી શ્રદ્ધા બદલાતી નથી ત્યાં સુધી હમણાં જેવી અજ્ઞાન દશામાં છે તેવીજ રહે છે. અર્થાત્ તે પરિમિત દશામાં કાર્ય કરે છે, દ્વૈત ઉત્પન્ન કરે છે તથા "આપણે સંકુચિત છીએ"–"આપણે શરીર, મન, પ્રાણ છીએ" એવું અજ્ઞાન ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ કિંતુ આપણામાં અહંતામય, કામનામય જીવન પણ તેજ ઉત્પન્ન કરે છે. દૈવી પ્રકૃતિનું કાર્ય એથી જુદુંજ છે. દૈવી પ્રકૃતિ આપણામાં પ્રેરણાદ્વારા કાર્ય કરે છે. તે બંધનો તોડીને આગળ વધે છે અને એકતાને અનુભવે છે. જ્ઞાન પ્રાપ્તિ કરવી એ તેનું સર્વોત્તમ કાર્ય હોઇ જીવનને તે દૈવી બનાવે છે. **અપરા પ્રકૃતિમાંથી પરા-દૈવી પ્રકૃતિમાં જવું એ યોગનો હેતુ છે.** એ ઉત્ક્રાન્તિ બે પ્રકારે થઇ શકે છે. પ્રથમ તો અપરા એટલે માનુષી પ્રકૃતિનો ત્યાગ કરીને દિવ્ય પ્રકૃતિમાં જતા રહેવું–એ સામાન્ય અને પ્રચલિત પ્રકાર છે. બીજો પ્રકાર એ છે કે સામાન્ય માનુષી પ્રકૃતિનું દૈવી પ્રકૃતિમાં રૂપાંતર કરવું. પૂર્ણયોગનો હેતુ બીજા પ્રકારનો હોવો જોઇએ.

અપરામાંથી પરા પ્રકૃતિમાં જવું.

**ગમે તે પ્રકારે માણસ પ્રગતિ કરે પણ અપરા પ્રકૃતિમાંથી કોઇક તત્ત્વ ગ્રહણ કરીનેજ તે દિવ્ય પ્રકૃતિ પ્રાપ્ત કરી શકે છે.** યોગના માર્ગોમાંથી દરેક માર્ગ પોતપોતાનું અકેકે તત્ત્વ પસંદ કરીને દિવ્ય જીવનનો પંથ અનુસરે છે. પ્રથમ તો યોગમાર્ગ અપરા પ્રકૃતિની એકાદ ક્રિયાને પસંદ કરીને તેને પૂર્ણ-

તાએ પહોંચાડે છે અને પછી તેને પ્રભુ પ્રત્યે દોરે છે. પરંતુ આપણામાં જે પ્રકૃતિ કાર્ય કરી રહી છે તેનું કાર્ય સમગ્ર હોવાથી આપણી પરિસ્થિતિની આપણી પ્રકૃતિ ઉપર અને પ્રકૃતિની પરિસ્થિતિ ઉપર એમ અન્યોન્ય અસર થાય છે. **આખું જીવન પ્રકૃતિનો યોગ છે.** આપણે જે યોગ કરવા માગીએ છીએ તે પણ પ્રકૃતિની સમગ્ર શક્તિઓનો હોવો જોઇએ. એટલે યોગી અને સાધારણ માણસમાં ફેર એટલોજ હશે કે જ્યારે સાધારણ માણસમાં માનુષી પ્રકૃતિ–અહંતા પ્રધાન હોય છે અને દ્વૈતભાવ ઉપજાવી કાર્ય કરાવે છે, ત્યારે યોગીમાં દૈવી પ્રકૃતિ સમગ્ર કાર્ય કરતી હોઇ તેની દૈવી પ્રકૃતિમાં અદ્વૈતની અને પરમાત્માની ભાવના બિરાજતી હોય છે. **જો આપણે યોગનો અભ્યાસ કરીને દુનિયામાંથી પ્રભુ પ્રત્યે નાસી જવા માગતા હોઇએ તો પછી સમન્વય કરવાની કાંઇપણ જરૂર રહેતી નથી.** એ તો વખતનો નકામો વ્યય છે, કારણ કે એ પ્રમાણે કરવું હોય તો પછી પ્રભુ પ્રાપ્તિના અનેક માર્ગો છે તેમાંથી ટુંકામાં ટુંકો એક માર્ગ ગ્રહણ કરી લેવો અને બધાં માર્ગોનું નિરીક્ષણ કરવામાં વખત ગુમાવવો નહિ. પરંતુ આપણો અંતિમ હેતુ આપણા સમગ્ર જીવનને પ્રભુમય–દૈવી–જીવનમાં રૂપાંતર કરવાનો હોય તો સમન્વય કરવો જરૂરનો છે.

સાધન માર્ગની ઝાંખી

હવે એ પ્રમાણે રૂપાંતર કરવા માટે આપણે નીચેની પદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ. આપણા સમગ્ર અંતકરણનો આપણે પ્રભુ જોડે સંબંધ બાંધવો જોઇએ, અને તેની દૈવી પ્રકૃતિના સ્વરૂપમાં આપણી માનુષી પ્રકૃતિને બદલી નાંખવાને પ્રભુને આપણે આવ્હાન કરવું જોઇએ. **એટલે પરમાત્મા કે જે આપણું સત્ય સ્વરૂપ છે તેજ યોગ સાધન કરનાર સાધક બને છે.** તે પોતેજ આપણી દૈવી પૂર્ણતા સિદ્ધ કરવા માટે આપણા વ્યક્તિત્વનો ઉપયોગ કરે છે. વસ્તુતઃ તપસ્નું દબાણ–આપણામાં રહેલી દૈવી પ્રકૃતિ ઉપર એકાગ્ર થાય છે એટલે તે આપણા સમગ્ર સ્વભાવ ઉપર દબાણ કરે છે,

યોગ સાધનાની ત્રણ ભૂમિકાઓ.

અને તે **તપસ્** તેનો પોતાનો સાક્ષાત્કાર આપોઆપ કરે છે. સર્વશકિતમાન અને સર્વજ્ઞ પ્રભુ ધીમે ધીમે અપૂર્ણ માનુષી સ્વભાવમાં ઉતરે છે, અને ક્રમે ક્રમે **અપરા** પ્રકૃતિને બદલી આખા જીવનને પોતાની દૈવી પ્રકૃતિમાં રૂપાંતર પમાડે છે.

જે ફેરફાર ઉપર જણાવવામાં આવ્યો તે બરાબર સિદ્ધ થવા માટે અભ્યાસ કરનાર સાધકે પોતાની અહંતાથી પર એવા પ્રભુને અર્પણ કરી દેવી જોઇએ. એ પ્રભુ વિશાળ અને અપરિમિત શકિત ધરાવે છે અને તેનું કાર્ય અચૂક થાય છેજ. **યાદ રાખવું કે આ સાધના કાંઇ ટુંકી અથવા તો સહેલી નથી. એ સાધના કરનારમાં અડગ શ્રદ્ધા અતુલ હિંમત, અને અસાધારણ ધીરજની ખાસ આવશ્કતા છે.** કારણ કે આ સાધનામાં ત્રણ ભૂમિકાઓ છે—અને તેમાંની સૌથી છેલ્લી ભૂમિકામાં સૌથી વધારે આનંદ અને વેગ મળે છે. પ્રથમ ભૂમિકામાં—વ્યકિત પ્રભુ સાથે સંબંધ બાંધવાનો પ્રયત્ન કરે છે. બીજીમાં, આપણી અપૂર્ણ અપરા પ્રકૃતિના એકેએક કરણને પ્રભુની દૈવી પ્રકૃતિમાં રૂપાંતર પમાડવાને પ્રભુની શકિત તૈયારી કરે છે, જેથી તે દૈવી પ્રકૃતિ ઝીલવાને અને દૈવી થવાને લાયક થાય. આ ભૂમિકા ઘણીજ મુશ્કેલી ભરી હોય છે. ત્રીજીમાં અપરા પ્રકૃતિનું પરા પ્રકૃતિમાં રૂપાંતર થાય છે. ખરૂં જોતાં આપણાથી અદૃશ્ય રહીને—પડદા પાછળથી—પ્રભુનુંજ બળ આપણને આ કઠણ સાધનમાં ટકાવી રાખે છે, અને શ્રદ્ધા, હિંમત તથા ધીરજ આપે છે. તે " આંધળાને દૃષ્ટિ આપે છે અને પાંગળાને પર્વત ઓળંગાવે છે. "—આપણી બુદ્ધિમાં એ સત્યરૂપે ઉદય પામે છે અને આપણને મદદ આપનાર સત્ય તરીકે બુધ્ધિ તેને જુએ છે; હૃદયમાં સર્વ વસ્તુઓના નાથનું ભાન જાગ્રત થાય છે, માણસમાત્રનો એ મહાન મિત્ર આપણને જણાય છે, અથવા તો સર્વશકિતમાન—માતા **કાલી** આપણને સર્વ અપાયોમાંથી મુકત કરે છે, એવી પ્રતીતિ થાય છે; એટલે આ માર્ગ સૌથી અઘરામાં અઘરો છે છતાં પણ એનો વિશાળ હેતુ ધ્યાનમાં લેતાં તે સહેલામાં સહેલો અને ખાત્રી ભર્યો છે.

જ્યારે દૈવી પ્રકૃતિ આપણી અપરા અથવા માનુષી પ્રકૃતિના એકે એક કરણ ઉપર કાર્ય છે, ત્યારે તેની ત્રણ વિશેષતાઓ–લક્ષણો જણાય છે. પ્રથમ તો તે યોગની જુદી જુદી પ્રણાલિની પેઠે નક્કી કરેલી–મુકરર દિશામાં અથવા નક્કી કરેલી પદ્ધતિ પ્રમાણે કાર્ય કરતી નથી. પરંતુ સ્વતંત્ર અને છૂટાછવાયા પ્રયત્નોથી તે પોતાનું કાર્ય શરૂ કરે છે. સાધકના સ્વભાવ પ્રમાણે એનું કાર્ય ધીમે ધીમે વધારે બળવાન થતું જાય છે અને ક્રમેક્રમે અનુકૂળ વસ્તુઓનો ઉપયોગ કરી વિરોધોને શાંત કરી તે શુદ્ધિ સ્થાપન કરે છે; એટલે દરેક માણસની પોતાની સાધના જુદી હોય છે એ પૂર્ણયોગની એક ખુબી છે. દરેક સાધક પોતાનો સ્વતંત્ર માર્ગ અનુસરે છે તે છતાં પણ બધા માણસોને સામાન્ય થઇ પડે એવા કેટલાક વિશાળ અને વ્યાપક સિદ્ધાંતોનો ઉપયોગ કરીને આપણે પૂર્ણયોગનું શાસ્ત્ર રચી શકીએ ખરા. પૂર્ણયોગની પદ્ધતિમાં ક્રિયાઓ કે વિધિઓનો સંગ્રહ હોવાનો સંભવ નથી તોપણ વ્યાપક સિદ્ધાંતોનું તે શાસ્ત્ર સમન્વય વૃત્તિવાળા સાધકને ઉપયોગી છે.

આ માર્ગમાં યોગાભ્યાસ વિધિ, ક્રિયા વિગેરેથી સ્વતંત્ર રહે છે.

પૂર્ણયોગની બીજી વિશેષતા એ છે કે તેનું કાર્ય સમગ્ર હોવાથી ભૂતકાળનાં કર્મોને પરિણામે આપણી પ્રકૃતિ અત્યારે જેવી છે તેવી ને તેવી તે સ્વીકારે છે, અને તેમાંથી એક પણ તત્ત્વ ફેંકી દીધા વિના સમગ્ર સ્વભાવનું પરિવર્તન અથવા રૂપાંતર કરે છે. આપણી પ્રકૃતિનું એકેએક કાર્ય પ્રભુના દિવ્ય હાથમાં જઇને હમણાં જે વસ્તુ પ્રાપ્ત કરવાને તે ફાંફાં મારી રહ્યું છે, તે પ્રાપ્ત કરે છે, કારણ કે પ્રભુ તેના સત્ય સ્વરૂપ માટે દરેક કરણને ઘડીને યોગ્ય બનાવે છે. પૂર્ણયોગનો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે આપણી પ્રકૃતિમાં જે કાંઇ અપૂર્ણ, અનિષ્ટ અને નિર્બળ તત્ત્વો છે તે પણ દૈવી પ્રકૃતિનો ઉલટો પડછાયો કિંવા તેનું ઉંધું પ્રતિબિંબ છે. મંત્રદષ્ટા આપણા ઋષિ મુનિઓએ વેદની અંદર એક મંત્રમાં કહ્યું છે કે “ લુહાર જે પ્રમાણે આકાર વગરના કાચા લોઢાને ઘડી ઘડીને આકાર આપે છે તે પ્રમાણે આપણા

વિધિઓની જરૂર નથી પ્રકૃતિને તે સ્વીકારે છે.

પ્રાચીન ઋષિઓ એરણ ઉપર દેવતાઓ ઘડતા." આ એક રૂપક છે અને તેનો અર્થ આપણને આ સાધનામાં સમજાય છે.

પૂર્ણયોગમાં સમગ્ર જીવનનો સ્વીકાર.

પૂર્ણયોગની ત્રીજી વિશેષતા એ છે કે આપણામાં જે દૈવીશકિત છે તે સમગ્રયોગને માટે જીંદગીના એકેએક કાર્યનો ઉપયોગ કરે છે. બાહ્યસ્પર્શ, ઇન્દ્રિયોના અનુભવો, સારા નરસા નજીવા કે ઉપયોગી બધાનો ઉપયોગ આ યોગમાં થાય છે, એટલુંજ નહિ પણ આંતર જીવનનો એકેએક અનુભવ દુઃખ તથા અપૂર્ણતા સુદ્ધાં, પૂર્ણતા પ્રાપ્ત કરવાના આ માર્ગમાં સાધકને મદદ કરે છે. પ્રભુનો માર્ગ—પ્રભુની પદ્ધતિ આપણે તુર્ત સમજતાં શીખીએ છીએ. અજ્ઞાનના પ્રસંગોમાંથી જ્ઞાન પ્રાપ્તિ કરાવવાનો તેનો માર્ગ, નિર્બળતામાંથી શકિત ઉત્પન્ન કરવાની તેની ખુબી અને દુઃખ તથા શોકમાંથી આનંદ પ્રગટાવવાની તેની અદ્ભુતકળા આપણે પ્રત્યક્ષ નિહાળીએ છીએ, પરા અને અપરા બન્ને પ્રકૃતિમાં આપણે પ્રભુનું કાર્ય જોઇએ છીએ. અપરામાં તે ધીમેધીમે કાર્ય કરે છે ત્યારે પરા પ્રકૃતિમાં જ્ઞાનપૂર્વક અને બુદ્ધિપૂર્વક પ્રગતિ થાય છે, તેમાંયે પ્રભુનો આવિર્ભાવ કરવાના હેતુથી પ્રગતિ કરતો યોગજ છે, એ પ્રયત્ન જ્યારે સજ્ઞાન થાય છે યાને બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે ત્યારે આપણે તેને "યોગ" એવું નામ આપીએ છીએ અને તે વ્યકિતમાં પૂર્ણતાએ પહોંચે છે: વિશ્વ પ્રકૃતિમાં જે પદ્ધતિ અને જે પ્રયત્ન છૂટાછવાયો અને અવ્યવસ્થિત છે તેને એકત્ર અને એકાગ્ર કરવાથી પૂર્ણયોગ શક્ય થાય છે.

પૂર્ણયોગનું ફળ.

જેવી પૂર્ણયોગની પદ્ધતિ સમન્વયવાળી છે તેવું તેનું પરિણામ પણ સર્વદેશીય પૂર્ણતા છે. પ્રથમ તો પ્રભુનો સાક્ષાત્કાર થાય છે તે સમગ્રરૂપે થાય છે. એક અદ્વૈત અખંડ સચ્ચિદાનંદનો અદ્વૈતરૂપે સાક્ષાત્કાર થાય છે એટલુંજ નહિ પરંતુ તેના અનેક આવિર્ભાવોનું, વિવિધ સ્વરૂપોનું યાને બહુત્વનું પણ જ્ઞાન મળે છે. પૂર્ણજ્ઞાનને માટે એ જ્ઞાન પણ

આવશ્યક છે. અદ્વૈતરૂપે આત્માનો સાક્ષાત્કાર થાય તે બસ નથી; અનંતમાં વ્યાપી રહેલી એકતાનો પણ અનુભવ થવો જોઇએ કે જેથી કરી સર્વ ક્રિયાઓ જગત્, અને પ્રાણીમાત્રમાં તેનોજ સાક્ષાત્કાર થાય.

આ યોગમાં મુક્તિ પણ સમગ્રતાવાળી સર્વ દેશીય મળે છે. પ્રભુ જોડે વ્યક્તિનો અવિભક્ત–અવ્યાહત સંબંધ થાય તેનું નામ **सायुज्यमुक्ति** એમાં માણસનો આત્મા દ્વૈત અનુભવતો છતાં પરમાત્મા સાથે યુક્ત રહે છે. જે મુક્તિમાં જીવાત્મા પ્રભુપદને પહોંચી સચ્ચિદાનંદમય બને તેનું નામ **सालोक्यमुक्ति**; અને જે મુક્તિમાં પ્રભુનાજ જેવી દૈવી પ્રકૃતિ તથા દૈવી સ્વભાવ પ્રાપ્ત થાય તેનું નામ **साधर्म्यमुक्ति**, એ ત્રણે પ્રકારની મુક્તિ પૂર્ણયોગીને પ્રાપ્ત થાય છે અને તેનો માનુષી સ્વભાવ દૈવી પ્રકૃતિમાં રૂપાંતર પામી જાય છે. વળી તેનાથી પણ વધારે ઉચ્ચ મુક્તિ એ મળે છે કે તેનો આત્મા અહંતાનાં બંધનોથી છૂટી પરમાત્મા જોડે એકતા અનુભવે છે. એ પરમાત્મા જગતમાં અને વ્યક્તિમાં એકજ છે એટલુંજ નહિ પણ વિશ્વ અને વિશ્વથી પણ પર તે પોતે પુરૂષોત્તમ રૂપે છે. એની સ્વતંત્રતા પણ તે અનુભવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પૂર્ણ સાક્ષાત્કાર અને પૂર્ણ મુક્તિને લીધે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેનાં પરિણામોનો સમન્વય થાય છે. કારણ કે પૂર્ણયોગનો અભ્યાસ કરતાં અહંતાનાં બંધનોમાંથી છૂટીને માણસ ચરાચર સકળ જગત અને સર્વથી પર એવા પરબ્રહ્મ જોડે એકતા પામે છે. અર્થાત્ કે એ રીતે જ્ઞાનયોગનું પરિણામ આવે છે. વળી એ પ્રમાણે

સંસારનો ત્યાગ કરવાની આવશ્યકતા નથી.

પરમાત્મા જોડે જે એકતા થાય છે તે વ્યક્તિને બંધનકારક હોતી નથી. તેથી કરી વ્યક્તિ આનંદનો સાક્ષાત્કાર કરીને સર્વ ભેદોનો લય કરનાર પ્રેમને અનુભવે છે. અર્થાત્ કે અદ્વૈતનો સાક્ષાત્કાર થવા છતાં સાધક લીલામાં આનંદ લેવાની શક્તિ ધરાવે છે —આ ભક્તિયોગનું પરિણામ છે. એજ પ્રમાણે કર્મયોગનું પરિણામ પણ પૂર્ણયોગમાં સમાઇ જાય છે. પ્રવૃત્તિમય જીવન ગુજારતો છતાં

# અભ્યાસ.

પૂર્ણયોગમાં પુરૂષ-પુરૂષોત્તમ-ઉપરાંત તેની શક્તિનો સ્વીકાર કરવામાં આવે છે. પુરુષ અધિષ્ઠાતા ઇશ્વર છે; શક્તિ-કાલી તેની-કાર્ય કરનારની શક્તિ છે. તેજ વિશ્વનાં-વ્યક્તિનાં, સર્વ કાર્યો કરી રહી છે. જ્યાં કુદરતનાં જુદા જુદા પદાર્થો જોવામાં આવે-પ્રકૃતિની અદ્ભુત શક્તિનું દશ્ય દેખાય. ત્યાં તે શક્તિજ કાર્ય કરી રહી છે એવો અનુભવ કરવા પ્રયત્ન કરવો.

જળના મહાન પ્રપાતમાં-નદીની વેગપૂર્ણ રેલમાં, વર્ષાદના આપટાની હેલીમાં, સ્ત્રીની-પુરૂષની કે બાળકની સુંદરતામાં, વીજળીના કડાકાઓમાં તેજ કાર્ય કરે છે

કવિની પ્રતિભા, સાધુની પવિત્રતા, સેનાપતિની વીરતા, વ્યાપારીની વાણિજ્ય શક્તિમાં-મનુષ્યજાતિની માનસિક ક્રિયાઓમાં તે શક્તિજ કાર્ય કરી રહી છે.

આગગાડી, તાર, તોપ, બંદુક, યંત્ર વિગેરેમાં બુદ્ધિ તેનેજ ઉપયોગમાં લાવી પ્રત્યક્ષ કરે છે.

આપણી શારીરિક, માનસિક, સર્વ ક્રિયાઓમાં પણ તેજ કર્મ કરે છે. આપણું અંતિમ સ્વરૂપ તે છે એવો અભ્યાસ કરવો જોઇએ.

આપણો સમગ્ર સ્વભાવ પ્રભુને અર્પણ કરવો અને તેને દૈવી પ્રકૃતિમાં માનુષી સ્વભાવનું રૂપાંતર કરવાને પ્રાર્થના કરવી. સર્વ પ્રભુને અર્પણ કરવું. જીવનનું એકેએક કાર્ય પ્રભુનેજ અર્પણ કરવાનો અભ્યાસ પાડવો. ભૂલી જવાય તોપણ જ્યારે યાદ આવે ત્યારે થઇ ગયલાં બધાં કર્મો "મેં નથી કર્યાં; પરંતુ પ્રભુની શક્તિએજ કર્યાં છે." એવો સંકલ્પ કરી બધાં પ્રભુને અર્પણ કરી દેવાં.

સર્વ માણસો પ્રત્યે આપણે વિશ્વપ્રેમની ભાવના વિસ્તારવી જોઇએ. આપણા પોતાનામાં સર્વનો સમાવેશ કરવા મથવું જોઇએ. બધી માણસ જાતિ આપણુંજ સ્વરૂપ છે. તેને પૂર્ણ કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ.

## પ્રકરણ ૬ પૃથક્કરણ.

### યોગના ચાર સહાયકો.

યોગસિદ્ધિ થવામાં ચાર સહાયની જરૂર પડે છે. ૧ શાસ્ત્ર ૨ ઉત્સાહ. ૩ ગુરૂ. ૪ કાલ.

૧ **શાસ્ત્ર**—સનાતન વેદ પ્રત્યેક માણસના હૃદયમાં જ આવી રહેલો છે. તેનો વિકાસ જુદીજુદી અવસ્થા પ્રમાણે જુદોજુદો થાય છે.

સર્વજ્ઞાન આપણા અંતરાત્મામાં આવી રહેલું જ છે. જ્ઞાન કદી પણ બહારથી આવી શકતુંજ નથી. આપણે પ્રભુને પામીએ છીએ કારણ કે આપણે પોતે પ્રભુજ છીએ. "શ્રુતિ"–"શબ્દ"થી જ્ઞાન જાગ્રત થવા માંડે છે. તે અંતરમાંથી અથવા બહારથી આવે છે. "શબ્દ"ની અસર ઘણી થાય છે.

પૂર્ણયોગમાં સાધકે બંધનોથી પર થવું જોઇએ. તેણે—**शब्दब्रह्मातिवर्तते** શબ્દ બ્રહ્મથી પર થવાની જરૂર છે.

યોગમાં ચાલતી આવતી પરંપરા અને ક્રિયાઓ ઘણી પ્રમાણભૂત ગણાય છે તોપણ વ્યક્તિના સ્વભાવને સંતોષ મળવાની અગત્ય તો તેમાં પણ હોય છે, એટલે કાંઇક ફેરફાર તેમાં પણ થાય છે.

પૂર્ણયોગમાં એવી પરંપરા અથવા મુકરર કરેલી વિધિઓ હોતી નથી. તેમાં તો દરેકને તેનો પોતાનો રસ્તો કરવાનો હોય છે. એટલે તેમાં અનંત વિવિધતા હોય છે. તોપણ યોગના સામાન્ય સિદ્ધાંતોનું જ્ઞાન જરૂરી છે.

૨ **ઉત્સાહ**—સાક્ષાત્કારનો વેગ, વિશાળતા, ગંભીરતા, વગેરે ઉત્સાહ ઉપર આધાર રાખે છે. પ્રભુપ્રાપ્તિને માટે પૂર્ણયોગના સાધકમાં ઉત્કટ વ્યાકુળતા વ્યાપેલી હોવી જોઇએ. પ્રભુનું સાયુજ્ય થાય એટલે ઉત્સાહને સ્થાને "शक्ति"ને સ્થાપન કરવી.

વિશ્વમાં વિરાટ્ શક્તિ જ કાર્ય કરી રહેલી છે. આપણાં શરીર, પ્રાણ, નેત્ર વગેરે દ્વારા તે શક્તિ કાર્ય કરે છે. એકવાર વ્યક્તિએ પોતે નિશ્ચયથી પ્રભુ પ્રત્યે પ્રયાણ કરવાની જરૂર પડે છે જ.

પ્રથમ માણસે પોતાની શક્તિ વાપરીને સર્વ અહંતા-પ્રધાન ક્રિયાઓને પ્રભુ પ્રત્યે વાળવી જોઇએ.

૩ ગુરૂ—જગદ્ગુરૂ તો પ્રત્યેક માણસના હૃદયમાં રહેલો હોય છે. તેની કાર્યપદ્ધતિ વિવિધ હોય છે. વળી તેનાં સ્વરૂપો પણ જુદાં જુદાં હોય છે.

તે અંતર્યામી સ્વરૂપ થવું, તેનો આંતર અને બાહ્ય જીવનમાં આવિર્ભાવ કરવો એ પૂર્ણયોગનો હેતુ છે.

તેનું કાર્ય સાધકના સ્વભાવ દ્વારાજ થાય છે. ચમત્કારની પરંપરાઓથી પ્રભુ કાર્ય કરતો નથી.

અંતર્યામીને જાણવાની મુશ્કેલી ઘણી છે. અવતાર, પેગમ્બર, અને ઇષ્ટ દેવતાની ભાવનાઓ, માનુષી ગુરૂની આવશ્યકતા ઘણાંને માટે અનિવાર્ય હોય છે. છતાં સાધકે પોતાના ગુરૂથી બંધાઇ જવું જોઇએ નહિ. મનની વિશાળતા જાળવી રાખવી જોઇએ.

ગુરૂનાં લક્ષણો—૧ બોધ. ૨ દૃષ્ટાંત. ૩ અસર. ૧ બોધ કેવળ શબ્દથી અપાય છે તે નહિ. ૨ દૃષ્ટાંત પણ બાહ્ય જીવનનું નહિ. ૩ અસર પણ અંતર જીવન પ્રભુથી નિયત થયું છે તેની સૂચક હોવી જોઇએ.

૪ કાલ—આપણને કાલ મુશ્કેલી રૂપ લાગે છે. તે આપણો સહાયક છે. અનંતકાળ સુધી વાટ જોવાની ધીરજ આપણામાં હોવી જોઇએ. છતાં હમણાંજ આપણે પ્રભુને પ્રાપ્ત કરવા છે એવો ઉત્સાહ આપણામાં હોવો જોઇએ.



# પ્રકરણ ૬ ઠું.

## ચાર સહાયકો.

યોગસિદ્ધિ ચાર સહાયની મદદથી જલદી પ્રાપ્ત થાય છે. એ ચાર સહાયમાં પ્રથમ તો યોગમાર્ગના સિદ્ધાંતોનું જ્ઞાન, બીજી વ્યક્તિનો પોતાનો વેગ, ત્રીજી ગુરૂની પ્રેરણા, બોધ અને દૃષ્ટાંત અને ચોથું કાળ અથવા સમય આ ચારે સહાયોને યોગની ભાષામાં ૧. શાસ્ત્ર, ૨. ઉત્સાહ ૩. ગુરૂ અને ૪. કાલ એ પ્રમાણે કહેવામાં આવે છે.

યોગાભ્યાસમાં ચાર સહાય.

## ૧. શાસ્ત્ર.

**પૂર્ણયોગનું સૌથી પ્રમાણભૂત ગણાતું શાસ્ત્ર પ્રત્યેક માણસના હૃદયમાં છુપાઇ રહેલો સનાતન વેદ** છે. સનાતન જ્ઞાન અને સનાતન પૂર્ણતારૂપી કમળ આપણામાં બીડાયલી કળીરૂપે આવી રહેલું છે. જેમ જેમ માણસનું મન નિત્ય અને અનંત પ્રત્યે વધતું જાય છે અને તેનો વેગ વધે છે તેમ તેમ એ કમળની પાંખડીઓ એક પછી એક ખીલે છે અથવા તો ઝડપથી વિકાસ પામે છે માણસનું હૃદય જ્યારે બાહ્ય પદાર્થો અને અનિત્ય વસ્તુઓ પ્રત્યેથી ઉઠીને અનંત પ્રભુ પ્રત્યે વળે છે ત્યારેજ ઉપર જણાવેલું પરિણામ આવવાની શરૂઆત થાય છે. ત્યાર પછી આખું જીવન, જીવનનો એકે એક બનાવ, એકેએક કર્મ તથા વિચાર જીવાત્માનાં બંધનો છોડવાની ગરજ સારે છે. આત્માનો અનિવાર્ય વિકાસ થવામાં જે અંતરાયો હોય છે તે બધાને એ અનુભવો દૂર કરે છે. જે માણસ અનંતને ચાહે છે તેને અનંતે પણ પસંદ કરેલો છે, એમ જાણવું. તેને પ્રભુનો દિવ્ય સ્પર્શ

૧. શાસ્ત્ર પ્રત્યેકના હૃદયમાંજ છે.

થયો છે કારણ કે તે સ્પર્શ વિના આત્માની જાગ્રતિ કદી પણ થાય નહિ. એકવાર એ પ્રમાણે જાગ્રતિ થયા પછી સાક્ષાત્કાર તો નક્કી થવાનો, પછી તે એક જીવનમાં ઝડપથી થાય કે બહુ જન્મોને અંતે ધીમે ધીમે થાય !

**આત્માની પૂર્ણતા સનાતન છે.**

જે જ્ઞાન આત્મામાં અવ્યકતરૂપે રહ્યું નથી તે કદી પણ મનને આપી શકાય નહિ. તેજ પ્રમાણે આપણે મનુષ્યમાં જે પૂર્ણતા લાવવા પ્રયત્ન કરીએ છીએ, તે પણ આત્મામાં રહેલી સનાતન પૂર્ણતાનોજ આવિર્ભાવ છે. આપણે ઇશ્વરને જાણી શકીએ છીએ અને પ્રભુમય થઇએ છીએ, કારણ કે આપણે મૂળથી પ્રભુજ છીએ. શિક્ષણ એટલે બ્હાર વિકાસ પામવો તે, અથવા તો અપૌરૂષેય જ્ઞાન મેળવવું તે. જીવન એટલે ખીલવું. આત્મપ્રાપ્તિ એ આપણું અંતિમ ધ્યેય છે, આત્મજ્ઞાન એ આપણું હથિયાર છે.

**જગદ્‌ગુરૂ પ્રત્યેકના હૃદયમાં રહેલો છે.**

સામાન્ય રીતે એ જ્ઞાન જાગ્રત કરવાનું સાધન શબ્દબ્રહ્મ અથવા તો શ્રુત—"જે સાંભળવામાં આવેલું છે તે" હોય છે. તે પ્રેરણા અથવા શબ્દ આપણને આપણા અંતરમાંથી મળે, અથવા તો બહારથી પણ મળે. પરંતુ એ શબ્દથી આપણામાં રહેલી અવ્યકત શક્તિઓને જાગ્રત થવાનો અને કાર્ય શરૂ કરવાનો લાગ મળે છે. જ્યારે એ દિવ્ય શબ્દ—એ દિવ્ય નાદ આપણા અંતરમાંથી ઉદ્‌ભવે છે ત્યારે તે પ્રાણીમાત્રના હૃદયમાં વ્યાપી રહેલા દિવ્ય ગુરૂ તરફથી આવે છે. કેટલાક અપવાદોમાં એ અંતરના બોધ શિવાય બીજા બાહ્ય શબ્દની જરૂર પડતી નથી, કારણ કે ત્યાર પછી તેની સંભાળ અને ખંતથી યોગ માર્ગમાં સાધકની પ્રગતિ આપોઆપ થવા માંડે છે. હૃદય કમળમાં વસનાર પ્રભુના તેજથી ધીમે ધીમે જ્ઞાન કમળ વિકસીત થાય છે. એવા મહા પુરૂષો તો થોડાજ હોય છે કે જેમને અંતરસ્થ ગુરૂની પ્રેરણા શિવાય બાહ્ય ગુરૂની મદદ લેવી પડતી ન હોય.

ગુરૂ તરફથી મળતો શબ્દ.

ઘણાખરા સાધકોના જીવનમાં તો પ્રભુના પ્રતિનિધિરૂપ શબ્દ બહારથી આવે છે, અને ત્યાર પછી આત્મવિકાસનું કાર્ય શરૂ થાય છે. એ શબ્દ ભૂતકાળમાંથી મળે છે અથવા તો ગુરૂના મુખદ્વારા વર્તમાનકાળમાંથી પ્રાપ્ત થાય છે. કેટલાક માણસની બાબતમાં અંતરની શક્તિઓ એ શબ્દને કેવળ નિમિત્ત તરીકે સ્વીકારી પોતે પોતાનું કાર્ય આપોઆપ કરવા મંડી પડે છે. એવાં ઉદાહરણોમાં આપણને સ્પષ્ટ જણાય છે કે અંતર્યામી પ્રભુ કેવળ પ્રચલિત નિયમને અનુસરી પોતે કાર્ય કરે છે. દાખલા તરીકે એમ કહેવાય છે કે શ્રીકૃષ્ણ ભગવાને ગર્ગઋષિ પાસેથી એ પ્રમાણે બોધ લીધો અને તરતજ તેમને જ્ઞાન પ્રાપ્તિ થઇ! તેજ પ્રમાણે શ્રી રામકૃષ્ણ પરમહંસે પોતાના પ્રયત્નથી પ્રથમ પ્રભુનો સાક્ષાત્કાર કર્યો અને ત્યારપછી જુદા જુદા યોગની સાધના કરવા માટે જુદા જુદા ગુરૂઓ પણ પાછળથી સ્વીકાર્યા. તો પણ તેમણે પોતાના વેગપૂર્ણ સાધનથી બતાવી આપ્યું કે એ પ્રમાણે ગુરૂ સ્વીકારવાનું રહસ્ય માત્ર સામાન્ય જનસમાજના નિયમને માન આપવા સિવાય બીજું કાંઇજ ન હતું. કારણકે જ્ઞાન હમેશાં ગુરૂદ્વારાજ શિષ્યને મળવું જોઇએ એવો સામાન્ય નિયમ છે.

અને તેની અસર

પરંતુ સામાન્ય રીતે સાધકના જીવનમાં એ શબ્દ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ભૂતકાળની કોઇ શાસ્ત્રીયપદ્ધતિને અનુસરીને યોગ સાધનાનો આરંભ કરવામાં આવે છે તો તેમાં વ્યક્તિ પોતાના પ્રયત્નથી અથવા ગુરૂની સહાયથી આગળ વધે છે. ભૂતકાળના યોગીઓના અનુભવ ઉપરથી એ શબ્દ અસરકારક થાય છે. ઉપર જે બે માર્ગ બતાવ્યા તેમાંથી ગમે તે માર્ગે સાધક શરૂઆત કરે પણ તેણે એ શાસ્ત્રનું જ્ઞાન મેળવી તેનાં સત્યો ઉપર ખૂબ મનન તથા નિદિધ્યાસન કરવું જોઇએ. તેમજ જે યોગની ક્રિયાઓ બતાવવામાં આવી હોય તેમનો અભ્યાસ કરવો જોઇએ. સાધના પરિમિત અને સંકુચિત જ્યાં સલામતી ભરેલી અને અસરકારક હોય છે, કારણકે અંતે તે સાધના સાધકને અમુક એક ધોરી માર્ગ પર ચલાવે છે.

**શાસ્ત્રનાં બંધનોથી પર થવાની જરૂર**

પૂર્ણયોગના સાધકે તો આ વાત હમેશાં ધ્યાનમાં રાખવી કે, શાસ્ત્ર ગમે તેવું મહાન હોય તથા તેનાં સત્યો ગમે તેટલાં વિશાળ હોય તો પણ અનંત જ્ઞાનનો તો તે અપૂર્ણ આવિર્ભાવ માત્ર છે. પૂર્ણયોગનો સાધક બધાં શાસ્ત્રોનો ઉપયોગ કરી શકે છે પરંતુ કોઇપણ શાસ્ત્રથી તે બંધાતો નથી. વિશાળ, આધ્યાત્મિક અને જ્ઞાનથી ભરપૂર શાસ્ત્રોની અસર સાધક ઉપર ઘણી થાય અને તેનાથી એનું ઘણું કલ્યાણ થાય એ શકય છે. તેમજ એવા શાસ્ત્રથી તેને અદ્‌ભુત સાક્ષાત્કાર કરવામાં ઘણી મદદ મળે તે પણ બનવા જોગ છે. પૂર્ણયોગના સાધકને અભ્યાસ યાને સાધના ઘણા સમય સુધી એક શાસ્ત્રની અસર નીચે આગળ વધે જાય અને એક પછી એક વિધવિધ શાસ્ત્રોની અસર પણ તે પોતાના યોગાભ્યાસમાં સ્વીકારે. દાખલા તરીકે સાધક હિંદુ હોય તો ગીતા ઉપનિષદ્ અથવા વેદ જેવા શાસ્ત્રની અસર તેના ઉપર થાય. વળી ઘણાં શાસ્ત્રો મળીને પણ તેનો આત્મવિકાસ થાય. પરંતુ છેવટે તો સાધકે પોતાના અનંત આત્મામાંજ સર્વ સત્યોનું પ્રમાણ શોધવાનું છે. તેણે શબ્દબ્રહ્મથી પર થવું જોઇએ. ગીતામાં તો એ પ્રમાણે સ્પષ્ટ જણાવવામાં પણ આવ્યું છે "**शब्द ब्रह्मातिवर्तते** ' " એવો સાધક શાસ્ત્રના શબ્દપરથી થાય છે." તેણે અત્યાર સુધી જે શાસ્ત્રો સાંભળ્યાં છે અને હવે પછી જે સાંભળવાનાં છે તેનાથી પર થવું જોઇએ, "**श्रोतव्यस्य श्रुतस्यच** । " ગીતા...કારણકે પૂર્ણયોગી કાંઇ એક પુસ્તકનો અથવા અમુક ધર્મશાસ્ત્રનો સાધક નથી. એ તો અનંત બ્રહ્મનો સાધક છે.

**યોગ સાધનામાં પણ વ્યક્તિને મળતી સ્વતંત્રતા.**

વળી એક પ્રકારનું બીજું પણ શાસ્ત્ર હોય છે. સાધક જે યોગની પ્રણાલિ પસંદ કરે છે તે માર્ગના સિદ્ધાંતો તથા સાધનાની વિધિ અને ક્રિયાઓ આપનાર ગ્રંથ પણ શાસ્ત્રમાં ગણી શકાય છે. દરેક યોગની પદ્ધતિને તેનું લખેલું અથવા પરંપરાથી ચાલતું આવેલું શાસ્ત્ર હમેશાં હોય છે. હિંદુસ્તાનમાં તો લખેલા અથવા પરંપરાગત શાસ્ત્રને ઘણી અગત્ય આપવામાં આવે છે. યોગનો

દરેક માર્ગ નિશ્ચિત થયલો છે એવું સામાન્ય રીતે મનાય છે, અને દરેક ગુરૂ પોતાના ગુરૂ પાસેથી જ્ઞાન મેળવી તેનો જીવનમાં સાક્ષાત્કાર કરે છે, અને પોતાના શિષ્યને પણ પ્રાચીન પ્રણાલિમાં એ સનાતન માર્ગે દોરે છે. યોગમાં નવો સાધન માર્ગ બતાવવામાં આવે છે ત્યારે ઘણીવાર "એ શાસ્ત્ર પ્રમાણે નથી" એવો વિરોધ બતાવાય છે. તોપણ યોગસાધનાના અભ્યાસમાં તો વસ્તુતઃ કેવળ યંત્રના જેવી નિશ્ચલતા હોતી નથી. લેખિત અથવા પરંપરાગત શાસ્ત્ર એટલે ભૂતકાળના અનેક સૈકાઓનો વ્યવસ્થિત ગોઠવાયલો, શીખાઉ સાધકને ઉપયોગી થઇ પડે એવો જ્ઞાન અને અનુભવનો સંગ્રહ. એટલે એ શાસ્ત્રોનો ઉપયોગ અને અગત્ય ઘણાં છે. છતાં પણ અભ્યાસમાં પુષ્કળ સ્વતંત્રતા, વિવિધતા અને પ્રગતિ કરવાને અવકાશ રહે છે. પાતંજલે રાજયોગની જે શાસ્ત્રીય પદ્ધતિ ઠરાવી છે તેને છોડીને માણસ કેવળ જુદીજ પદ્ધતિથી રાજયોગનો અભ્યાસ કરી શકાય છે. જ્ઞાન, કર્મ અને ભકિતના ત્રણ માર્ગો વિધવિધ ફાંટાઓમાં વહેંચાઇ જાય છે. તોપણ અંતે તો તેઓ પાછા એકત્ર થઇ જાય છે. એ ખરૂં છે કે દરેક યોગનો અભ્યાસ કરવા માટે જે સામાન્ય જ્ઞાન જોઇએ તે પહેલેથી નક્કી હોય છે, પરંતુ સાધનનો ક્રમ, સાધનના માર્ગો, ઉપાયો અને વિધિઓમાં ઘણી વિવિધતા હોવી જોઇએ, કારણકે સામાન્ય સત્ય જ્ઞાન ભલે એકજ હોય પણ દરેક વ્યકિતના સ્વભાવની જરૂરિઆત તો પૂરી પાડવી પડે છે.

**પૂર્ણ યોગની સાધનાનો માર્ગ.**

આપણે જે પૂર્ણયોગનો અભ્યાસ કરવા માગીએ છીએ તે તો કોઇ પણ લેખિત અથવા પરંપરાગત શાસ્ત્રથી બંધાયલો જોઇએ નહિ. કારણ કે પૂર્ણયોગ ભૂતકાળનું સર્વ જ્ઞાન સ્વીકારે છે, એટલુંજ નહિ પણ ભવિષ્ય અને વર્તમાન માટે પણ તેની નવેસર વ્યવસ્થા કરવા મથે છે. સર્વ પ્રકારના આધ્યાત્મિક અનુભવો લેવાની અને જ્ઞાનને નવા પ્રકારે, નવાં સ્વરૂપોમાં દર્શાવવાની સ્વતંત્રતા પૂર્ણયોગમાં હોવીજ જોઇએ. પૂર્ણયોગનો હેતુ તો આખું જીવન પોતાનામાં સમાવી લેવાનો છે, એટલે પૂર્ણયોગનો સાધક અમુક તીર્થના

યાત્રાળુ જેવો નથી કે તેણે એકજ માર્ગે ચાલવું પડે, તે તો નવો માર્ગ શોધનાર મુસાફર છે; તેણે તો ઝાડી અને જંગલમાંથી પોતાનો માર્ગ કાપી કાઢવાનો છે ! અત્યાર સુધી યોગ અને સંસાર વચ્ચે મહાન ભેદ પડી ગયો છે. બન્ને માર્ગો ભિન્ન થઇ ગયા છે, અને જે યોગ પ્રણાલિઓએ સંસાર અને યોગ બન્નને એકત્ર કરવાનો બોધ આપ્યો છે તેવી પ્રણાલિ આપણા વેદમાં છે; પણ અત્યારના સમયમાં તેની સમજુતિ સામાન્ય માણસોને આપવી ઘણી મુશ્કેલ છે, કારણ કે તેનાં રૂપકો, શબ્દો અને વિચારો પ્રાચીન બીબાંમાં ઢાળેલાં છે. માણસજાત પણ ત્યાર પછી કાળના પ્રવાહમાં ઘણી આગળ તણાઇ છે, એટલે એનોએ સંસાર અને યોગની એકતા કરવાનો, પ્રશ્ન હવે નવા દૃષ્ટિબિંદુથી જોવાનો છે.

**પૂર્ણ યોગમાં રહેલી વિવિધતા.** પૂર્ણ યોગના અભ્યાસમાં આપણે કેવળ અનંતને પ્રાપ્ત કરવામાં સંતોષ માનવાનો નથી, આપણે તો પ્રભુને જીવનમાં આવિર્ભાવ પામવાને, પોતાની જાતને વ્યક્ત કરવાને, આહ્વાન કરીએ છીએ. એટલે આપણા શાસ્ત્રમાં અનંત માણસોના આત્મામાં જુદી જુદી રીતે તેનો આવિર્ભાવ થઇ શકે એવી છૂટ મૂકવી જોઇએ. વ્યક્તિનો આત્મા વિરાટ વિશ્વાત્મા અને પરાત્પર પુરુષને પોતાનામાં આવિર્ભાવ પામવાને કેવળ સ્વતંત્ર રહે એજ આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત કરવાની સરત છે અને એ સરતેજ આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત કરી શકાય. સ્વામી વિવેકાનંદ કહેતા કે સર્વ ધર્મોની એકતા ધર્મનાં સ્વરૂપોની વિવિધતા થશે ત્યારે જ સિદ્ધ થશે અને તેથી એક વખતે તેમણે કહ્યુ હતું કે "જ્યારે દરેકે દરેક માણસને પોતપોતાનો ધર્મ હશે ત્યારે સર્વ ધર્મોની એકતા બરાબર સિદ્ધ થઇ એમ જાણવું." અર્થાત્ એવી સ્થિતિમાં લેખિત પરંપરાગત શાસ્ત્રની સરહદો વટાવી દરેક માણસ પ્રભુ પ્રત્યે પોતાનો માર્ગ આંકી કાઢશે. તેજ પ્રમાણે પૂર્ણ યોગની સમગ્રતા પણ જ્યારે દરેક માણસ પોતપોતાના યોગ માર્ગે પ્રયાણ કરશે ત્યારે સિદ્ધ થશે એમ કહેવું અયોગ્ય નહિ ગણાય. અર્થાત્ પ્રભુપ્રાપ્તિની અભિલાષાથી પ્રેરાઇ દરેક

માણસ પોતાની પ્રકૃતિ અનુસાર પોતાને માર્ગે પ્રકૃતિથી પર પ્રભુ છે તેને મેળવવાને પ્રયત્ન કરશે. કારણ કે સ્વતંત્રતા એ સર્વોપરિ સિદ્ધાંત છે, અને દરેક માણસનું અંતિમ ધ્યેય પણ તે જ છે.

એ પ્રમાણે દરેકને પોતાનો માર્ગ મળે તે પહેલાં અભ્યાસ શરૂ કરવા માટે કેટલાક સામાન્ય સિદ્ધાંતો અને અભ્યાસની પદ્ધતિઓ જાણવાની જરૂર છે. એ બધા પણ સામાન્ય સિદ્ધાંત, ઉપયોગી પદ્ધતિઓ અને મુખ્ય મુખ્ય અભ્યાસના સંબંધે જ્ઞાનના રૂપમાંજ મળવાં જોઇએ. નિશ્ચલ અને યાંત્રિક વિધિઓને પૂર્ણયોગમાં સ્થાન જ નથી. દરેક શાસ્ત્ર ભૂતકાળના અનુભવોનો સંગ્રહ છે અને ભાવિ અનુભવોને સહાયરૂપ છે. દરેક શાસ્ત્ર સાધકને માર્ગદર્શક નિશાનીઓ બતાવે છે, મુખ્ય મુખ્ય રસ્તાઓનાં નામો બતાવે છે, અત્યાર સુધી શોધી કાઢેલી દિશાઓ દૃષ્ટિ સમક્ષ લાવે છે, એટલે મુસાફરને તે પોતે કયે માર્ગે અને કયાં જાય છે તેના ખબર પડે.

બાકીની બાબતો વ્યક્તિના પોતાના પ્રયત્ન ઉપર અને ગુરૂની શક્તિ ઉપર આધાર રાખે છે.

## ૨ ઉત્સાહ.

*ઉત્સાહ એટલે શું અને તેનું પરિણામ.*

સાક્ષાત્કારનો વેગ, તેની વિશાળતા અને તીવ્રતા, તેની ગંભીરતા તથા પરિણામોની અસર એ સઘળું યોગાભ્યાસની શરૂઆતમાં સાધકની પોતાની અભિલાષા અને પ્રયત્ન ઉપર આધાર રાખે છે. માણસનું અહંતાપ્રધાન જીવન બાહ્ય સંસર્ગ અને બાહ્ય સ્પર્શોનાં બંધથી છૂટીને પ્રભુ પ્રત્યે વળે છે, ત્યારે વિરાટ્ પરમાત્મા તેના જીવનમાં, તેના આધારમાં આવિર્ભાવ પામી તેનું રૂપાંતર કરે છે. યોગસિદ્ધિની પ્રાપ્તિ માણસ કેટલા બળથી, કેટલા વેગથી પ્રભુ પ્રત્યે વળે છે, તેના ઉપર આધાર રાખે છે. એ વેગનું માપ જાણવાને ઘણા માર્ગો છે. હૃદયમાં રહેલી અભિલાષા, પ્રહણ કરવાની શક્તિ,

સંકલ્પ શક્તિ, મનની એકાગ્રતા, ખંત અને આગ્રહ વગેરે એ વેગનું માપ કાઢવાનાં સાધનો છે. (માણસનો આત્મા કેટલા બળપૂર્વક પ્રભુ પ્રત્યે વળ્યો છે તે જાણવા માટે તેની ઉચ્ચાભિલાષા ગ્રહણ કરવાની શક્તિ, સંકલ્પ-શક્તિ, મનની એકાગ્રતા, ખંત અને આગ્રહ વગેરે જાણવાથી તે જણાઇ જાય છે.) બાઇબલમાં સાધકે કહ્યું છે તે પ્રમાણે પૂર્ણયોગના સાધકમાં પણ "પ્રભુ પ્રાપ્તિની તાલાવેલીમાં હું ડૂબી ગયો છું" એવું કહેવાની યોગ્યતા આવવી જોઇએ. એ લાગણી એટલે પ્રભુ પ્રાપ્તિ કરવા માટે ઉત્સાહ છે. માણસની સમગ્ર પ્રકૃતિ તેના દિવ્ય રૂપાંતર માટે તલસી રહે છે. તેના હૃદયમાં પ્રભુ પ્રાપ્તિ માટે અનન્ય વ્યાકુળતા જન્મે છે અને એ ઉત્સાહ અને વ્યાકુળતા અહંતાને ગળી જાય છે, અહંકારનાં બંધનો તોડી નાખે છે, અને માણસ જેની શોધમાં છે તેને માટે લાયક તેને બનાવી દે છે.

પરંતુ સાધકનો ઉત્સાહ એ તો પૂર્ણતાની પ્રાપ્તિ માટે કાર્ય કરનાર શક્તિની એકજ બાજુ થઇ. પૂર્ણયોગની સાધનામાં ત્રણ ભૂમિકાઓ આવે છે. અલબત્ત એ ત્રણે ભૂમિકાઓને એક બીજી જોડે તીવ્ર ભેદ હોતો નથી. પરંતુ તેઓ સાધારણ રીતે મિશ્રિત હોય છે, તોપણ તેમનો વિકાસ ક્રમેક્રમે થાય છે. પ્રથમ સ્થિતિમાં સાધકનો પોતાની અહંતાનાં બંધનો તોડીને પર થવાનો પ્રયત્ન અને પ્રભુ પ્રાપ્તિ આવે છે. બીજી સ્થિતિમાં સાધક પોતાનાથી પર જે અનંત છે તેનો પોતાનામાં આવિર્ભાવ કરીને આધારને પૂર્ણ કરી તેનું દૈવી પ્રકૃતિમાં રૂપાંતર કરવાને લાયક બનાવે છે. ત્રીજી સ્થિતિમાં રૂપાંતર પામેલા આધારને પ્રભુનું કાર્ય કરવાના હથિયાર તરીકે જગતમાં સાધક વાપરે છે. જ્યાં સુધી પ્રભુ જોડે સંબંધ બંધાતો નથી અને આત્મા સતત્ સાયુજ્ય જાળવી શકતો નથી, ત્યાં સુધી વ્યક્તિનો પોતાનો પ્રયત્ન અને ઉત્સાહ વધારે આગળ પડતો જોઇએ. પણ જેમજેમ એ સાયુજ્યતા વધારે ને વધારે સ્થાપન થતી જાય છે, તેમ તેમ સાધકને જ્ઞાન થતું જાય છે કે તેની પોતાની અહંતાપ્રેરિત શક્તિ કરતાં જુદી વિરાટ્ અને દૈવી શક્તિ તેનામાં કાર્ય કરી રહી છે અને તે શક્તિને સાધક ધીમે ધીમે પોતાનાં સર્વ કાર્યો અને યોગની સાધના પણ અર્પણ

કરી દે છે. છેવટે સાધકની પોતાની શક્તિ અને બળ તે દિવ્ય શક્તિ જોડે એકતા પામે છે અને વ્યક્તિનાં મન, પ્રાણ અને શરીરનું દિવ્ય આધારમાં જે રૂપાંતર થવાનું છે તે રૂપાંતર કરનાર પ્રભુની શક્તિમાં વ્યક્તિનું બળ અને તેની શક્તિ લય પામે છે. એ રૂપાંતર કરવાનું બળ આતુર અને સ્વાર્થી અહંતામાં હોતું નથી. જ્યારે વ્યક્તિ પ્રભુની શક્તિ જોડે એકતા કરી તેમાં સંપૂર્ણ લય પામે છે, ત્યારે તે જગતમાં પ્રભુએ તેને માટે નિર્માણ કરેલું દિવ્ય કાર્ય કરવાને લાયક થાય છે અને સમગ્ર મનુષ્યજાતિના વિકાસમાં યાને યોગમાં કાર્ય કરવાને યોગ્ય બને છે.

**“ શક્તિ ” નું કાર્ય.**

વ્યક્તિથી પર જે શક્તિ વિશ્વમાં આવી રહેલી છે તેજ હમેશાં કાર્ય કરે છે *એ યાદ રાખવું. “ હું કાર્ય કરૂં છું ” એવી ભાવના આપણામાં પ્રગટે છે તેનું કારણ એ છે કે આપણામાં જે દૈવી શક્તિ કાર્ય કરી રહી છે તેની સાથે આપણી માનસિક અહંતા એક થવાનો પ્રયત્ન કરે છે. એ દિવ્ય શક્તિ સ્થૂલ અને સૂક્ષ્મ અનુભવો લેવાનું કાર્ય કરે છે. સામાન્ય રીતે આપણે અહંતાની ભાવનાથીજ જીવનમાં કાર્ય કરીએ છીએ, અને આપણામાં વિશ્વની જે શક્તિઓ કાર્ય કરી રહી છે તેને આપણી પોતાની ગણીએ છીએ. આપણાં શરીર, પ્રાણ અને મનદ્વારા પ્રભુ કાય કરે છે ત્યારે આપણે એમ માનીએ છીએ કે સર્વ કાર્ય આપણી શક્તિને લીધે, આપણા ડહાપણને લીધે, આપણા બળને લીધે અને આપણા સદ્ગુણને લીધે થાય છે. જ્યારે આપણને જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આપણને માલૂમ પડે છે કે અહંતા તો પ્રકૃતિનું એક હથિયાર માત્ર છે, અને જે જે વસ્તુઓને આપણે પોતાની ગણીએ છીએ તે બધી અહંતાની નથી, પરંતુ આપણા પોતાના ઉચ્ચતમ સ્વરૂપની-પરમાત્માની છે. આપણી પોતાની શક્તિ એ ફક્ત કુદરતનું હથિયાર છે,

---

*આપણું જીવન આપણું પોતાનું નથી. આપણે પિતા પાસેથી તે મેળવ્યું છે. ત્યાર પછી ખોરાક, શ્વાસ વગેરે વિશ્વના પદાર્થોથી પોષાયું છે. વિશ્વશક્તિઓજ આપણામાં જુદે જુદે રૂપે કાર્ય કરે છે. પણ માણસ તે બધી પોતાની છે એમ માને છે.

તેનું ડહાપણ એ અજ્ઞાનનું પરિણામ છે, તેની શક્તિ એ એક બાળકના નિર્બળ પ્રયત્ન જેવી છે, તેનો સદ્‌ગુણ એ દંભ અને અપવિત્રતા છે, એવી જ્યારે અહંતાની ખાતરી થાય છે અને જેમ જેમ તે પોતાથી પર રહેલી શક્તિ ઉપર વધારે ને વધારે વિશ્વાસ રાખતાં શીખે છે તેમ તેમ તે મુક્ત થાય છે વ્યક્તિને " હું પોતે સ્વતંત્ર છું " એવું લાગે છે તો પણ એ સ્વતંત્રતા અનેક પ્રેરણાઓ અને પરિસ્થિતિની અસર, તથા જુદાં જુદાં ગૂઢ બળોના કાર્યનું પરિણામ છે. **અહંતા જ્યારે આત્મત્યાગ કરે છે ત્યારેજ તેનું અસ્તિત્વ કૃતાર્થ થાય છે; તેનાથી પર જે શક્તિ છે તેને સમર્પણ કરવામાં તેનો મોક્ષ અને સંપૂર્ણ સ્વતંત્રતા રહેલાં છે.**

**શક્તિનો સ્વીકાર અને અહંતાની આહૂતિ.**

વ્યવહારમાં ઉપર જે ત્રણ ભૂમિકાઓ ગણાવવામાં આવી છે તેમાંની દરેક ઉપયોગી અને આવશ્યક હોય છે. સાધક કદાચ શરૂઆતથીજ શક્તિને સ્વીકારે તોપણ સ્વભાવમાં યાને પ્રકૃતિમાં એવાં તત્વો કેટલીકવાર આવેલાં હોય છે કે તેથી એ સ્વીકાર સાક્ષાત્કારના રૂપમાં પરિણામ પામતો નથી. દરેક સાધકના પ્રયત્નમાં લાંબો કે ટુંકો એવો સમય અવશ્ય આવે છે કે જ્યારે વ્યક્તિને પોતાના સઘળા બળ અને નિશ્ચયપૂર્વક પ્રભુ પ્રત્યે પ્રયાણ કરવાને અડગ ઉભા રહેવું પડે છે. માનસિક શક્તિઓ, હૃદયની લાગણીઓ, પ્રાણની વાસનાઓ અને સ્થૂલ શરીરને પણ આપણે જે ઇષ્ટ માનતા હોઇએ તેને સ્વીકારવાની ફરજ પાડવી પડે છે. એ પ્રમાણે ફરજ પાડયા પછી સાધકની અહંતા **શક્તિને** પોતાની જાતની આહૂતિ આપવાને લાયક બને છે અને **શક્તિ** પણ તે પછી તેની આહૂતિ સ્વીકારે છે. જ્યાં સુધી વ્યક્તિગત ઇચ્છા અહંતાપ્રધાન હોય છે ત્યાં સુધી વ્યક્તિનો યત્ન અહંતાને અર્પણ થાય છે. જ્યારે પ્રભુ પ્રાપ્તિનો અડગ નિશ્ચય કરીને સર્વ કરણો ઉપર તે સ્વીકારવાની ફરજ પાડવામાં આવે છે ત્યારે તે યત્ન **શક્તિને** પહોંચવાને યોગ્ય થાય છે.

શરૂઆતમાં વ્યક્તિએ એટલે કે સાધકે પોતાની શક્તિને વાપરીને

પોતાની સર્વ અહંતાપ્રધાન વૃત્તિઓને હરકોઇ પ્રકારે પ્રભુપ્રાપ્તિ પ્રત્યે વાળવી જોઇએ. આગળ પ્રગતિ થતાં સાધક પોતાની શક્તિ, પ્રયત્ન વગેરે અંગત હોય તે પ્રમાણે વાપરે છે ખરો. પરંતુ પોતે તે દિવ્યશક્તિના પ્રતિનિધિ તરીકે તેમને વાપરે છે. અને પોતે તેની આજ્ઞાને વશ વર્તે છે. એનાથી પણ આગળ વધતાં સાધકને જણાય છે કે એ શક્તિ, પ્રયત્ન વગેરે તેનાં પોતાનાં નથી. પરંતુ એ સર્વ પ્રભુની વિરાટ્ શક્તિનાં છે, અને તેઓ માત્ર તેના આધારમાં કાર્ય કરે છે. એથી પણ આગળ પ્રગતિ થતાં વ્યક્તિ પોતેજ પ્રભુનાં કાર્યરૂપ થઇ રહે છે.

## ૩. ગુરૂ.

પ્રત્યેકના હ્રદયમાં રહેલો જગદ્ગુરૂ.

આપણે પૂર્ણયોગમાં શાસ્ત્રની વ્યાખ્યા આપતાં જણાવ્યું હતું કે પ્રત્યેકના હૃદયમાં વ્યાપી રહેલો સનાતન વેદ એ પૂર્ણ શાસ્ત્ર છે, તેજ પ્રમાણે પૂર્ણ ગુરૂ સર્વ પ્રાણીના હૃદયમાં વ્યાપી રહેલો અંતર્યામી પોતેજ છે. તેજ જગદ્ગુરૂ છે. તેના જ્ઞાનથી તે જ આપણું અજ્ઞાન દૂર કરે છે અને એ પ્રમાણે જ્ઞાનનો આપણામાં જે આવિર્ભાવ થાય છે તે પણ તેનો પોતાનોજ આવિર્ભાવ છે. તે પોતેજ ક્રમેક્રમે પોતાની દિવ્ય પ્રકૃતિનો આવિર્ભાવ કરીને સ્વતંત્રતા, આનંદ, પ્રેમ, શક્તિ, અમૃતત્વ વગેરેના આદર્શ આપણી સમક્ષ મૂકે છે, અને પોતેજ આપણી પ્રકૃતિનું તે દિવ્ય પ્રકૃતિમાં રૂપાંતર કરે છે. આપણામાં પોતાની શક્તિ અને હાજરી આપીને તે આપણને વિરાટ્ અને પરાત્પર પ્રભુ સાથે અદ્વૈત કરવાનું બળ આપે છે.

તેની કાર્યપદ્ધતિ.

એને પદ્ધતિ કેવી અને વ્યવસ્થા કેવી ? તેની એક પણ પદ્ધતિ નથી. છતાં એકે એક પદ્ધતિ છે. પ્રકૃતિ જે ઉચ્ચમાં ઉચ્ચ શક્તિઓને લાયક હોય તે શક્તિઓનો સ્વાભાવિક વિકાસ કરીને નાનામાં નાનાં નજીવાં કાર્યોમાં પણ તેનો ઉપયોગ પ્રભુ કરે છે. કારણકે પ્રભુ જે યોગ કરાવે છે તેમાં કોઇ પણ વસ્તુ એવી નજીવી નથી

હોતી કે તેનો ઉપયોગ ન થઇ શકે, અથવા તો એવું મહાન કાંઇ પણ નથી જેને માટે તેને પ્રયત્ન કરવો પડે. પ્રભુનો સેવક, એ મહાન જગદ્ ગુરૂનો શિષ્ય, અભિમાન કે અહંકાર કરતો નથી. કારણ કે તે જાણે છે કે બધું પ્રભુ ઉપર રહીને કરે છે. તેજ પ્રમાણે તે પોતાની ખામીઓથી ગ્લાનિ પામતો નથી, કારણ કે તેનામાં જે શક્તિ કામ કરી રહી છે તે અંગત નથી; પણ તટસ્થ, અપૌરૂષેય અને અનંત છે.

**તેનાં જુદાં જુદાં સ્વરૂપો**

પૂર્ણયોગના માર્ગમાં એ જગદ્ગુરૂ–સર્વ કર્મ, યજ્ઞ, તપ વગેરેનો ભોક્તા તથા અધિષ્ઠાતા અને સ્વામી, યોગનો ઇશ્વર અંતર્યામી સ્વીકારવાની ખાસ જરૂર છે. તેને પ્રથમ ગમે તે સ્વરૂપે જોવામાં આવે તેનો વાંધો નથી. જ્ઞાન, પ્રેમ અને શકિતથી પૂર્ણ–અપૌરૂષેય અસ્તિત્વ તરીકે સર્વ પદાર્થમાં તેને જોવામાં આવે, અથવા તો અનંત, નિરપેક્ષ, સર્વેશ્વર, પરાત્પર પુરૂષ તરીકે પ્રાણી માત્રને પોતાના પ્રત્યે દોરનાર પરમાત્મા તરીકે તેને સ્વીકારવામાં આવે, અગર આપણામાં વ્યાપી રહેલ વિભુ સ્વામી–તરીકે સ્વીકારી તેજ જગતમાં વ્યાપી રહ્યો છે એમ ગણી તેને અંતરમાં પૂજવામાં આવે–અથવા પ્રભુનાં અનેક સ્વરૂપો જગતમાં માલૂમ પડી આવે છે તેમાંથી એકને તેના પ્રતિનિધિ તરીકે ગણી ગુરૂ તરીકે માનવામાં આવે; અથવા તો મનથી આદર્શ તરીકે તેને કલ્પવામાં આવે તોપણ એ બધાંય સ્વરૂપોમાં તે જ મહાન જગદ્ગુરૂ વ્યાપી રહ્યો છે એમ આપણને અંતે માલૂમ પડે છે. સાધકના પોતાના ભૂતકાળના વિકાસને અનુસરીને પ્રભુનો ખ્યાલ તેના મનમાં ઉતરે એવો આદર્શગુરૂ તે સ્વીકારે છે.

**"ઉત્સાહ" અને ગુરૂનું કાર્ય**

વ્યક્તિના પોતાના અંગત પ્રયત્ન અને ઉત્સાહને લીધે ઘણીવાર અંતર્યામી ગુરૂ ઢંકાયલો રહે છે, કારણકે અહંતા પોતાનાજ આદર્શો, હેતુઓ અને ઇચ્છાઓ સિદ્ધ કરવામાં મશગુલ હોય છે. જેમ જેમ આપણી શુદ્ધિ વધતી જાય છે અને અહંતાપ્રધાન પ્રયત્નોની અશાંતિને બદલે શાંત જ્ઞાન સ્થિર થાય છે તેમ તેમ આપણને અંતરમાં વૃદ્ધિ પામતા જ્ઞાનનું મૂળ જણાવા માંડે છે. ત્યારપછી આપણને એમ લાગે

છે કે આપણા આખા જીવનમાં કોઇ ચોકકસ હેતુ કાર્ય કરવાને મથી રહ્યો છે. જીવનના વિધવિધ કટોકટીના પરસ્પર વિરોધી પ્રસંગોમાંથી પણ તે હેતુ કેવી સુંદર રીતે કામ કરી રહ્યો હતો તેની આપણને ઝાંખી થાય છે. યોગનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં પણ આપણું જીવન એ માર્ગ પ્રત્યે આપોઆપ કેવી ખુબીથી આવ્યું અને છેવટે જીવન કયા પ્રસંગને લીધે શા માટે ફરી ગયું તે પણ આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. એ માર્ગમાં પડયા પછીની આપણી સફળતા અને નિષ્ફળતા, મુશ્કેલી અને અધોગતિ એ સર્વનો અર્થ આપણને સમજાય છે. અને તે વખતે આપણા વિરોધી તત્ત્વોએ, પણ આપણી ભૂલોએ અને ઠોકરોએ આપણને જે અમૂલ્ય મદદ કરી છે તે આપણે સ્વીકારીએ છીએ. એવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી આપણા વિચારો એ પરાત્પર–જ્ઞાનેશ્વર ઘડી રહ્યો છે, આપણી શકિત અને કર્મો એ સર્વશક્તિમાન પ્રભુને વશ છે, અને આપણા હ્રદયના આવેશો, લાગણીઓ વગેરે સર્વવ્યાપી પ્રેમ અને આનંદમાંથી ઉત્પન્ન થાય છે. એવું એકએક બનાવમાં આપણે પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ. એ ગુરૂનો સંબંધ આપણા હૃદયમાં પ્રભુ, મિત્ર, પ્રણયી, ગુરૂ તરીકે સ્થાપન થાય છે. આપણું અસ્તિત્વ ધીમે ધીમે એ દિવ્ય અસ્તિત્વનાં બીબાંમાં ઢળાતું જાય છે. એ પરિવર્તન આપણા અંગત પ્રયત્નોનું પરિણામ નથી, પરંતુ એ ગુરૂની સનાતન પૂર્ણતા જ આપણને તેની મૂર્તિરૂપ બનાવે છે, એવો અનુભવ થાય છે. ત્યારપછી યોગના તત્ત્વજ્ઞાનમાં જેને ઇશ્વર કહેવામાં આવે છે, ચૈતન્યવાળા પ્રાણીઓ જેને અંતર્યામી અથવા ચૈતન્ય ગુરૂ કહે છે, અશ્રદ્ધાળુ સંશયાત્માઓ જેને અજ્ઞેય કહે છે, ભૌતિકવાદીઓ જેને વિશ્વમાં વ્યાપી રહેલી શકિત કહે છે, તથા જુદા જુદા ધર્મો જેને જુદે જુદે નામે ઓળખે છે, તેને આપણે ઓળખીએ છીએ.

"પૂર્ણયોગ"નો હેતુ.

એ અંતર્યામીને જોવો, તેના રૂપ થઇ જવું અને આપણાં આંતર તથા બાહ્યજીવનમાં તેનો આવિર્ભાવ કરવો એ આપણા જીવનનું અંતિમ લક્ષ્ય છે. આપણા જીવનમાં, અંતરના એકે એક કરણની ક્રિયામાં,

ઇંદ્રિયોના કાર્યમાં, આપણી આજુબાજુ હમણાં આપણે જે વસ્તુઓને જુદી ગણીએ છીએ તેમાં, રે ! પદાર્થમાત્રમાં તેને જોવો એ વ્યક્તિના જીવનની પરાકાષ્ટા છે ! આપણામાં અને સર્વ પદાર્થમાં તેને પામવાથી સર્વ વસ્તુઓ ઉપર અધિરાજ્ય પ્રાપ્ત થાય છે. તેને પ્રાપ્ત કરીને નિષ્ક્રિય અને ક્રિયાત્મક, શાંતિ અને શક્તિ, એકતા અને અનેકતા, સર્વમાં તેનો ઉપભોગ કરવો યાને તેના આનંદનું સુખ પ્રાપ્ત કરવું જોઇએ. એ સુખને માટે જ અહંતા જગતમાં જ્યાં ત્યાં ફાંફાં મારી રહી છે. પૂર્ણયોગના હેતુની આ પૂર્ણ વ્યાખ્યા છે. વિરાટ્ પ્રકૃતિએ જે સત્ય પોતાનામાં છુપાવી રાખ્યું છે તેનો વ્યક્તિમાં આવિર્ભાવ થાય ત્યારે જ ઉપર જણાવેલી સ્થિતિ મળે. એ સ્થિતિ એટલે કે જીવાત્માનું પરમાત્મામાં યાને જીવનું શિવમાં પરિવર્તન પામવું, અને માનુષી જીવનનું દૈવી જીવનમાં રૂપાંતર કરવું.

અંતર્યામી ગુરૂની કાર્યપદ્ધતિ.

ઉપર જે પૂર્ણતા જણાવી તે પ્રાપ્ત કરવાનો ટુંકામાં ટુંકો અને સહેલામાં સહેલો માર્ગ એ છે કે માણસે પોતાનામાં રહેલા ગુરૂને શોધી કાઢવો. આપણામાં જે દિવ્ય શક્તિ અને પ્રેમ આવી રહેલાં છે તેને સર્વથા આત્મનિવેદન કરીને આપણું પરિવર્તન કરવાનું કામ એ શક્તિને શ્રદ્ધાપૂર્વક સોંપી દેવું જોઇએ. પરંતુ અહંતાપ્રધાન વ્યક્તિ શરૂઆતમાં એ પ્રમાણે ભાગ્યેજ કરી શકે છે. વળી સાધક સમર્પણ કરે તો પણ સંપૂર્ણપણે તો ભાગ્યેજ કરી શકે. એ પ્રમાણે શરૂઆતમાં અંતર્યામી ગુરૂનો સાક્ષાત્કાર નહિ થવાનું કારણ એ છે. માણસના વિચારો, સંસ્પર્શો, લાગણીઓ વગેરે બધું અહંતાપ્રધાન હોય છે. એટલે તેને લીધે વિરાટ્ શક્તિના દર્શનને પ્રતિબંધ થાય છે. વળી બીજી મુશ્કેલી એ છે કે માણસનો સ્વભાવ અહંતાપ્રધાન હોવાથી તે શક્તિ ઉપર વિશ્વાસ મૂકતાં ડરે છે તેમજ તેનામાં શ્રદ્ધા, હિંમત અને સમર્પણ પણ જોઇએ તે પ્રમાણમાં હોતાં નથી. પ્રભુનું કાર્ય હમેશાં અહંતાપ્રધાન મનને પસંદ પડે એવું હોતું નથી, કારણકે પ્રભુ સત્ય પ્રાપ્ત કરવાને અસત્યનો, સુખ પ્રાપ્ત કરવાને દુઃખનો અને પૂર્ણતા પ્રાપ્ત કર-

વાને અપૂર્ણતાનો ઉપયોગ કરે છે. અહંતાને એવે પ્રસંગે પોતે ક્યાં જાય છે તેનું ભાન હોતું નથી. એટલે વ્યક્તિ પ્રભુની પ્રેરણા સામે થાય છે, વિશ્વાસ ગુમાવી બેસે છે, અને હિંમત હારી જાય છે. તથાપિ આપણી આવી નિર્બળતાથી નાસીપાસ થવાનું કારણ નથી. કેમકે પ્રભુ કાંઇ આપણા વિરોધથી રીસાતો નથી, આપણી અશ્રદ્ધાથી હિંમત હારતો નથી, અથવા આપણી નિર્બળતાથી કંટાળતો નથી. પરંતુ આપણી અનુમતિ પાછી ખેંચી લેવાથી “ આપણને લાભ થાય છે ” એ ભાવના નાબુદ થાય છે. છતાં આપણને અંતે તો લાભ જરૂર મળે છે. પ્રભુના કાર્યને આપણે અનુમતિ નથી આપતા તેનું કારણ એ છે કે આપણામાં પ્રકૃતિને આધીન અને પ્રકૃતિથી પર એમ જે બે પુરૂષો છે તેનો ભેદ આપણે જાણતા નથી. વિશ્વમાં અને આત્મામાં આપણે પ્રભુને જોઇ શકતા નથી કારણ કે તે કાર્ય કરે છે અને તે પણ આપણી સંપૂર્ણ પ્રકૃતિ દ્વારાજ. તે એક પણ ચમત્કારનો ઉપયોગ કરતો નથી એટલે આપણે તેને જોઇ શકતા નથી. તે તો આપણા અંતરમાંજ **છે. પરંતુ મનુષ્યો ઘણીવાર શ્રદ્ધા મૂકતાં પહેલાં ચમત્કાર જોવાની ઇચ્છા કરે છે એ કેવું અજ્ઞાન ! જોવાની કુદરતી ક્રિયા કરવાની માટે નેત્રોને ઝંખવાવી નાખવાં એ કેવું વિચિત્ર !**

અવતાર અને ગુરૂની ભાવના

પોતાનામાં સૂક્ષ્મરૂપે અદષ્ટ પરમાત્મા જેવું કાંઇક રહેલું છે એવો સાક્ષાત્કાર કરવો અથવા તો તેમાં શ્રદ્ધા મૂકવી માણસને માટે જેટલું મુશ્કેલ છે તેટલું જ પોતાની દષ્ટિ સમક્ષ પ્રત્યક્ષ વસ્તુમાં શ્રદ્ધા મૂકવી એ તેને માટે સહેલ છે. ઘણાખરા માણસોને પોતાના અધ્યાત્મિક વિકાસ માટે એવી બાહ્ય સહાયની જરૂર પડે છે. પ્રભુના સગુણ સ્વરૂપની અથવા તો પ્રભુના માનુષી પ્રતિનિધિની અપેક્ષા માણસના સ્વભાવને રહે છે. તાત્પર્ય કે, મનુષ્યો પ્રભુના કોઇ અવતાર અથવા ગુરૂમાં શ્રદ્ધા મૂકવાનો પ્રયત્ન કરે છે અથવા તો અવતાર અને ગુરૂ બન્નેને સ્વીકારે છે, કારણ કે માણસના આત્માથી જરૂરીઆત પ્રમાણે પ્રભુ પોતે અવતાર રૂપે અથવા ગુરૂ રૂપે આવિર્ભાવ પામે છે.

હિંદુઓમાં ઇષ્ટ દેવતા, અવતાર અને ગુરૂ એ ત્રણેની અગત્ય જીવાત્માની ભાવના-શ્રદ્ધા-ટકાવવા માટે સ્વીકારવામાં આવી છે. ઇષ્ટ દેવતા એટલે એક અમુક દેવ અથવા પ્રભુની શક્તિનો સંકુચિત આવિર્ભાવ, એવો અર્થ નથી લેવાનો. પરંતુ વિરાટ્ અને પરાત્પર પ્રભુનું એક નામ અથવા સ્વરૂપ. દુનિઆના બધા ધર્મો ઘણુંખરૂં પ્રભુના કોઇક નામ અથવા સ્વરૂપોનો ઉપયોગ કરે છે. માણસના આત્માને માટે તેની જરૂર દેખીતી છે. પ્રભુ સર્વ છે અને સર્વથી પણ પરં છે. પરંતુ સર્વથી પરનો ખ્યાલ માણસને કેવી રીતે આવે ? પહેલાં તો સર્વનો ખ્યાલ જ માણસને માટે અઘરો છે, કારણ કે માણસનું ચૈતન્ય સામાન્ય અવસ્થામાં પરિમિત હોય છે, અને તેનો સ્વભાવ, તેની અહંતાપ્રધાન પ્રકૃતિ જેની જોડે એકતા પામી હોય તેનાજ પ્રત્યે તે વિકાસ પામે છે. " સર્વ " ના ખ્યાલમાં તો એવા ગૂઢ વિચારો અને પદાર્થો આવી રહેલા છે કે માણસની બુદ્ધિ તેમને સમજવા અસમર્થ છે, કેટલાક એવા પણ ખ્યાલ છે કે જે માણસની લાગણીઓને અતિશય ભયાનક લાગે. વળી માણસના પોતાના સામાન્ય વિચારોથી અતિશય દૂર અથવા અનંતગણું વિશાળ જે કાંઇ હોય તેનો ખ્યાલ તે કરી શકતો નથી. એટલા માટે માણસને પોતાની મરજી પ્રમાણે ઇશ્વરનો ખ્યાલ બાંધવાની છૂટ આપણા ધર્મમાં આપવામાં આવી છે. પ્રભુને પોતાની બહારની કોઇપણ વસ્તુમાં કલ્પવાની છૂટ પણ તેને મળી છે. એ ખ્યાલ ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓને અનુસરીને બાંધવો જોઇએ. ત્યાર પછી જ પ્રભુ જોડે વ્યક્તિનો સંબંધ થાય છે.

અંતર્યામીને જાણવાની મુશ્કેલી.

પરંતુ એ પ્રમાણે ઇષ્ટ દેવતા સિવાય પણ માણસનો આત્મા સ્થૂલ સ્વરૂપે પ્રભુના કોઇ પણ પ્રતિનિધિને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે, કારણ કે એવા પ્રતિનિધિને લીધે મનુષ્યને પોતાના મનુષ્યત્વથી મર્યાદામાં પ્રભુત્વનો સ્પર્શ થાય છે અને માનુષી દૃષ્ટિએ આદર્શ પ્રભુ મળવાથી તેને સંતોષ થાય છે. મનુષ્ય સ્વભાવની એ જરૂરીઆતના પ્રત્યુત્તરરૂપે જગતમાં અવતારનાં દૃષ્ટાંતો આવી રહેલાં છે. દાખલા તરીકે કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ વગેરે ઘણાને અવતાર રૂપે પણ પ્રભુની ભાવના સમજાતી નથી, એટલે જીવનમાં અસરકારક

પણ નીવડતી નથી. તેમને માટે ગુરૂ પેગંબર, ઉદ્ધારક વગેરે સ્વરૂપમાં ઇશ્વર આવિર્ભાવ પામે છે. જે માણસો અવતાર રૂપ પ્રભુને ન સ્વીકારી શકે તેઓ મનુષ્યમાં લોકોત્તર માણસને તો સમજી શકે. એવા માણસોને "અવતાર" નું નામ આપવામાં આવતું નથી પરંતુ તેમને "જગદ્‌ગુરૂ" "આચાર્ય," અથવા "પ્રભુના પ્રતિનિધિ" કહેવામાં આવે છે.

ઘણાં માણસોને તો એટલેથી પણ સંતોષ થતો નથી. જગદ્‌ગુરૂ અથવા ભૂતકાળના પ્રભુના પેગંબરની ભાવના પણ તેમના જીવન પર અસર કરતી નથી. તેમને એવું જ્વલંત દૃષ્ટાંત પોતાની નજરે નિહાળવાની ઇચ્છા હોય છે. તેમજ વર્તમાનકાળમાં તેમને મોંઢે બોધ સાંભળવાની અપેક્ષા હોય છે. હિંદુ યોગશાસ્ત્રોમાં એ જરૂરીઆત પૂરી પાડવા માટે ગુરૂ અને શિષ્યોનો સંબંધ સ્થાપન કરવામાં આવ્યો છે. એવું બને છે કે કેટલીક વાર ગુરૂ પોતે અવતાર કે પેગંબર પણ હોય છે. પરંતુ શિષ્યને ગુરૂ દિવ્ય જ્ઞાનની મૂર્તિ રૂપ દેખાય એટલે સાધકનું કાર્ય આગળ ચાલે છે. સફળ થાય છે અર્થાત્ કે ગુરૂ તરફથી શિષ્યને દિવ્ય આદર્શનું દૃષ્ટાંત મળવું જોઇએ અથવા તેને પોતાને પ્રભુનો સાક્ષાત્કાર થયો છે એવું જ્ઞાન તેણે શિષ્યમાં જાગ્રત કરવું જોઇએ.

"અવતાર," "ગુરૂ" વિગેરે પ્રત્યે સાધકનું વલણ

પૂર્ણયોગનો સાધક ઉપર જણાવેલી સઘળી સહાયોનો ઉપયોગ સ્વભાવ પ્રમાણે કરે છે. પરંતુ તેણે એ સર્વ સહાયના બંધનોમાં લપટાતાં બચી જવું જોઇએ. સાધકે પોતાના મનમાથી "મારો ઇશ્વર" "મારો અવતાર" "મારો પેગંબર" અથવા "મારો ગુરૂ" એવા અહંતાયુક્ત વિચારોને દૂર કરી દેવા જોઇએ. એવા વિચારો કરીને માણસો બીજા સર્વ દિવ્ય આવિર્ભાવો પ્રત્યે વિરોધ બતાવે છે. પૂર્ણયોગમાં સાંપ્રદાયિક અને ધર્માંધ વિચારોને સ્થાનજ નથી કારણકે તેનાથી સંપૂર્ણ દૈવી સાક્ષાત્કાર થવામાં બાધ આવે છે.

ખરૂં જોતા પૂર્ણ યોગનો સાધક પ્રભુ સંબંધના પોતાના ખ્યાલમાં સર્વ દેવતાઓ, સર્વ અવતારો, પેગંબરો અને ગુરૂઓનો સમાવેશ કરતો

નથી ત્યાં સુધી તેને સંતોષ થતો નથી. તેને પોતાનોજ ઇષ્ટ દેવતા સર્વ દેવોમાં દેખાય છે. જેના જુદા જુદા અવતારો થાય છે તેને પ્રાપ્ત કરીને સર્વ અવતારોનાં ઐક્યને તે અનુભવે છે અને એ રીતે સર્વ શાસ્ત્રોનો સાર સનાતન જ્ઞાનમાં આવી રહેલો અનુભવીને, તે સર્વ ધર્મશાસ્ત્રોનો સમન્વય કરે છે.

અવતાર કે ગુરૂ ભાવનાની સફળતા.

સાધકે હમેશાં યાદ રાખવું કે આ બધી સહાયો તેને બહારથી મળે છે તેનો હેતુ એ છે કે તેના પોતાના અંતરમાં પ્રભુ પ્રગટ થાય. જો અંતરમાં રહેલો અંતર્યામી પ્રગટે નહિ તો બધી સહાય નકામી ગઇ છે એમ જાણવું. જો અંતરમાં શ્રીકૃષ્ણ, ક્રાઇષ્ટ કે બુદ્ધનો આવિર્ભાવ ન થાય તો બાહ્ય જીવનમાં પૂજા કરવાથી શું ફળ છે ? અવતાર સિવાય પણ બીજી જે સહાયો છે તેમનો હેતુ પણ એ છે કે માણસના આત્માની અજ્ઞાન સ્થિતિ અને તેનામાં રહેલા પ્રભુ વચ્ચે સેતુ તરીકે કાર્ય કરવું.

ગુરૂનાં લક્ષણો. ૧. બોધ, ૨. દૃષ્ટાંત. ૩. અસર.

પૂર્ણયોગનો ગુરૂ પોતે અંતર્યામી જગદ્દગુરૂ પરમાત્માનીજ પદ્ધતિએ જ્ઞાન આપશે. તેણે શિષ્યને તેની પ્રકૃતિદ્વારાજ દોરવો જોઇએ, ૧ શિક્ષણ–બોધ ૨ દૃષ્ટાંત અને ૩ અસર, એ ત્રણે ગુરૂનાં હથિઆરો છે. પરંતુ સારો ગુરૂ પોતાના શિષ્યના નિષ્ક્રિય મન ઉપર પોતાનાજ વિચારોની છાપ પાડવાને નહિ મથે. એવો ગુરૂ પોતે શિષ્યમાં રહેલા પ્રભુની કૃપાભરી દેખરેખ નીચે ઉગે એવાં બીજ માત્ર વેરીને સંતોષ માને છે. ગુરૂએ બોધ આપવાને કિંવા ભણાવવાને બદલે શિષ્યમાં રહેલા જ્ઞાનને જાગ્રત કરવાને પ્રયત્ન કરવો જોઇએ. શિષ્યની શક્તિઓ અને તેનો સાક્ષાત્કાર, સ્વાભાવિક રીતે અને સ્વતંત્ર વિકાસથી ખીલે એવો આદર્શ તે ગુરૂ શિષ્યની દૃષ્ટિ સમક્ષ રાખે છે. તે કોઇકવાર સાધનની વિધિ આપે છે તે તેને યાંત્રિક પદ્ધતિની પેઠે રોજને રોજ અમલમાં મૂકવા માટે નથી આપતો, પરંતુ માત્ર તાત્કાલિક સહાય તરીકે જ તેનો ઉપયોગ કરે છે, એવી પદ્ધતિ અથવા વિધિને શિષ્ય મંત્રની પેઠે

ગ્રહણ કરીને બોધમ તરીકે સ્વીકારે નહિ એને માટે પૂર્ણયોગનો ગુરૂ સાવચેત રહે છે. પૂર્ણયોગના ગુરૂનું કાર્ય એટલુંજ છે કે તેણે શિષ્યમાં દિવ્યજ્ઞાન અને દિવ્યશક્તિને જાગ્રત કરવાં. ગુરૂ પોતે પણ પ્રભુની શક્તિનું એક હથિયાર છે.

બોધ અને દૃષ્ટાંત.

લુખો બોધ અને જ્ઞાન આપવા કરતાં દૃષ્ટાંત વધારે ઉપયાગી છે. પરંતુ એ દૃષ્ટાંતનો અર્થ બાહ્યકાર્ય અથવા અંગત ચારિત્ર એવો થતો નથી. અલબત્ત એ બન્નેનો પણ યોગ્ય સ્થળે યોગ્ય ઉપયોગ છે ખરો પરંતુ દૃષ્ટાંતમાં સૌથી વધારે ઉપયોગી બાબત તો એ છે કે પ્રભુનો સાક્ષાત્કાર એજ ગુરૂના જીવનનું તથા કાર્યનું મધ્યબિંદુ હોવું જોઇએ. ગુરૂનાં સઘળાં કર્મો, જીવન અને મનની સ્થિતિ વગેરે પ્રભુના સાક્ષાત્કારથી ઓતપ્રોત થયલાં છે, એવી ખાતરી શિષ્યને થવી જોઇએ. આ તત્વ ખાસ જરૂરનું છે. બાકીનું બધું વ્યક્તિ પરત્વે જુદું જુદું હોય છે. સાધકને આ મુખ્ય બીનાની સચોટ અસર થવી જોઇએ અને તેણે પોતાના જીવનમાં એ સ્થિતિ પ્રાપ્ત કરવાને પ્રયાસ કરવો જોઇએ. બાહ્ય અથવા સ્થૂલ કર્મોનું અનુકરણ કરવાથી તો સાધકની પોતાની શક્તિઓ ખીલતી બંધ પડી જાય છે.

અસર.

અસર એ દૃષ્ટાંત કરતાં પણ વધારે અગત્યની બાબત છે. "અસર"નો અર્થ પોતાના શિષ્ય ઉપર અધિકાર બજાવવો એવો થતો નથી. અસરનો અર્થ તો ગુરૂના સંબંધથી શિષ્યના જીવન પર પડતો પ્રભાવ અથવા તો ગુરૂની પોતાની પ્રતિભા. ગુરૂના સહવાસથી, એમની હાજરીથી, અને સમીપતાને લીધે શિષ્ય તથા તેમના પોતાના આત્મા વચ્ચે તેને અહિં "અસર" એવું નામ આપવામાં આવ્યું છે. મુગે મોઢે પણ એવો ગુરૂ પોતાની શક્તિ બીજાના આત્મામાં રેડીને તેનામાં આધ્યાત્મિક જાગ્રતિ લાવી શકે છે. સાચા ગુરૂનું આ એક મોટામાં મોટું લક્ષણ છે.

પૂર્ણ યોગના ગુરૂની એ પણ નિશાની છે કે તે પોતે કદી પણ ગુરૂ પદ નહિ સ્વીકારે. તે પોતે તો બીજા બંધુઓને મદદ કરનાર સાથી-

રણ માણુસ જ હોય છે. અથવા તો બીજા બાળકોને દોરનાર બાળક એવો હોય છે.

જે સાધકને ઉપર ગણાવેલી ત્રણ સહાયો મળી છે તે જરૂર અંતિમધ્યેયને પ્રાપ્ત કરવાનો. ગમે તેટલી વાર પટકાઇ પડવા છતાં પણ બધી ઠોકરોને પરિણામે તે પાછો ઉઠવાનો છે. અને મૃત્યુ પામવા છતાં પણ આગલા જન્મમાં તે આગળ વધવાનો છે. એકવાર યોગના માર્ગમાં પડયા પછી જન્મ અને મૃત્યુ એ તો આત્માના વિકાસનાં પગથીયાં જેવાં અથવા તો મુસાફરીના વિસામા જેવાં લાગે છે.

ચોથી મદદ કાળની રહી. માણુસના પ્રયત્નોને કાળ એ દુશ્મન તરીકે, મિત્ર તરીકે, અંતરાય તરીકે અથવા તો હથિયાર તરિકે લાગે છે. પરંતુ ખરૂં જોતાં કાળ એ આત્માનું એક સાધન અથવા કરણુ મનાય છે.

કાલ.

સમય એ સંજોગો અને શકિતઓના સંઘટ્ટ અથવા ઝઘડાનું ક્ષેત્ર છે, અને તે સંઘટ્ટને પરિણામે પ્રગતિ સધાય છે. તેને કાલ માપે છે. અહંતાને કાલ એક જુલમી અને વિરોધી તત્વ લાગે છે, પ્રભુને તે એક હથિયાર રૂપ હોય છે. એટલે જ્યાં સુધી આપણો પ્રયત્ન વ્યકિતપ્રધાન હોય છે ત્યાં સુધી કાલ એક વિરોધી તરીકે લાગે છે, કારણકે આપણી પોતાની શકિત જોડે સંઘટ્ટમાં આવનારી સર્વ શકિતઓને કાલ આપણી સમક્ષ રજુ કરે છે. જ્યારે આપણા આધ્યાત્મિક જીવનમાં વ્યકિત અને પરમાત્માનું ઐકય થાય છે ત્યારે સમય એક મધ્યમ–વાહન–જેવો લાગે છે. આપણને તે જરૂરી લાગે છે અને અંતે કાલ આપણો સેવક અને હથિયાર થઇ રહે છે.

કાળ પ્રત્યે સાધકનું વલણ.

પૂર્ણ યોગના સાધકે પોતાની આગળ અનંત કાળ આવી રહેલો છે એમ સમજી અખૂટ ધૈર્ય ધારણ કરવું જોઇએ અને તે છતાં પોતાનામાં એવી શકિત ખીલવવી જોઇએ કે જે હમણાંને હમણાં પોતાનું લક્ષ્ય સિદ્ધ કરે અને તે પણ વધારે ને વધારે વેગપૂર્વક.

# પ્રકરણ ૬ ઠું અભ્યાસ.

શાસ્ત્રના બંધનોથી પર થવાને સાધકે બીજા ધર્મોનો અભ્યાસ કરવાની ટેવ રાખવી જોઇએ. પ્રભુનું જ્ઞાન પૃથ્વીની કોઇ એક પ્રજાનો અથવા તો કોઇ એક વ્યક્તિનો ઇજારો નથી. સર્વે પ્રભુનોજ આવિર્ભાવ છે. એમ સમજી તેમનાં જુદાં ગણાતાં શાસ્ત્રો તથા સાધનાના માર્ગો જાણવાને સાધકે પ્રયત્ન કરવો જોઇએ. મનુષ્ય મનુષ્ય વચ્ચે ધર્મની જુદાઇને લીધે જે ભેદ પડે છે તેનાથી પર થઇ પ્રત્યેકનું મનુષ્યત્વ જોવાનો આપણે અભ્યાસ પાડવો જોઇએ.

શરૂઆતમાં આપણા ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તન થાય તેમાં નુકસાન નથી. વળી છેવટ સુધી પણ તે પ્રમાણે વર્તન કરવામાં વાંધો નથી. પરંતુ આપણને એ બંધનકારક ન થઇ જાય તેની આપણે સંભાળ રાખવી જોઇએ. વળી સાધનમાં પણ દૃઢતા લાવી ચંચળતા દૂર કરવા ખાતર એ પ્રમાણે સતત્ પ્રયાસ કરવાનો અભ્યાસ પાડવો.

સર્વે પ્રકારે સર્વે ધર્મો દ્વારા તેજ પ્રભુને પ્રાપ્ત કરવાનો છે એ વાત હમેશાં યાદ રાખવી. સાચો મુસલમાન, સાચો હિંદુ, સાચો ક્રિશ્ચિયન—બધા સરખાજ હોવા જોઇએ. આપણા અંતરમાં પ્રભુને શાસ્ત્ર રૂપે આવિર્ભાવ પામવાને, આપણને જ્ઞાનરૂપે પ્રત્યક્ષ થવાને પ્રાર્થના કરવી જોઇએ. જ્યારે જ્યારે જ્ઞાનમાં પ્રગતિ થાય ત્યારે પ્રભુ પોતેજ જ્ઞાનરૂપે આપણને પ્રાપ્ત થાય છે એ યાદ રાખવું.

આત્મા અનંત છે. તે પ્રમાણે શાસ્ત્ર પણ અનંત છે, અને તે આપણા અંતરમાં આવી રહેલું છે. શાસ્ત્રનાં બંધનોથી પર થવાને સાધકે પ્રયત્ન કરવો.

ઉત્સાહ તો સાધકના પ્રયત્નમાં તદ્દન અનિવાર્ય છે. શક્તિ એવી જબર થવી જોઇએ કે કોઇપણ અંતરાય તેની આડે આવી શકેજ નહિ.

સ્વામી વિવેકાનંદના ઉત્સાહનું ઉદાહરણ ધ્યાનમાં રાખવા જેવું છે. એકવાર કામવાસના થતાં પોતાની શક્તિથી તેમણે તેને રોકી. પરંતુ આધાર શક્તિ (will) ને વશ ન થયો ! એકદમ ઉત્સાહનું બળ પ્રગટી નીકળ્યું ! બળતા ચુલા ઉપર જઈને વિવેકાનંદ બેસી ગયા ! ચાર મહીને સાજા થયા ! સાધકમાં એ પ્રકારનો ઉત્સાહ જોઇએ. વ્યાકુળતા તો રામકૃષ્ણના જેવી જોઇએ. સ્ત્રી, પુત્ર, ધન વગેરે માટે અથવા ઇષ્ટ વસ્તુના નાશથી અહંતાપૂર્ણ માણસને કેવો અને કેટલો શોક થાય છે ? તેવી અને તેટલી લાગણી સાધકને આત્મપ્રગતિ માટે થવી જોઇએ. પોતે માર્ગમાં ચાલતાં પડે તોપણ નાહિંમત થવું નહિ.

ઉત્સાહમાં અભિમાની વૃત્તિ ન આવે તે સમાલવું જોઇએ. પરંતુ, સ્વાત્માર્પણ કરી દેવાની વૃત્તિમાં વિશ્વાસ આવે એ જરૂરનું છે પરંતુ, અંતે એ ઉત્સાહને પ્રેરનાર પ્રભુ, અને તેની શક્તિ છે એવો સાક્ષાત્કાર ધીમેધીમે થવા માંડે તેમ તેમ સાધકે પોતાના ઉત્સાહને કમી કરી પ્રભુપ્રેરિત ઉત્સાહ અને પ્રેરણાને વધારે ને વધારે સ્વીકારતાં શીખવું જોઇએ. તેની શક્તિ વિના–તેની કૃપા વિના કશું બને નહિ એવું જાણી મનમાં શાંતિ અને સમતા ધારણ કરવી. પોતાની અહંતાને ગૌણ કરી શક્તિને પ્રાધાન્ય આપવું.

પ્રત્યેકના અંતરમાં જગદ્‌ગુરૂ છે. પરંતુ બાહ્ય સ્વરૂપે–અવતાર, ઇષ્ટ દેવતા આચાર્ય વગેરે સ્વરૂપે તેને પ્રાપ્ત કરવો જોઇએ. ગમે તેવો ગુરૂ ન ચાલે. આપણા સાધનમાં જ્યારે બાહ્ય ગુરૂની જરૂર પડે છે ત્યારે તે જરૂર આપણને મળી જશે એવી દૃઢ શ્રદ્ધા રાખીને પ્રથમ તો આપણે ઉત્સાહની વૃદ્ધિ કરી પ્રભુપ્રાપ્તિ માટે વ્યાકુળતા મેળવવી જોઇએ.

બાહ્ય ગુરૂને પણ બુદ્ધિથી તપાસીને સ્વીકારવા, અને પછી કયે રૂપે આપણો આત્મા તેને સ્વીકારે છે તે જોવું. જ્યારે તે સચ્ચિદાનંદ-પુરૂષોત્તમ રૂપે દેખાય ત્યારે તેનું ગુરૂત્વ અને આપણું શિષ્યત્વ સફળ જાણવું. ગુરૂની સેવા માટે સર્વ અર્પણ કરી દે એવી દૃઢ શ્રદ્ધા પ્રાપ્ત કરવી. આપણે પ્રભુને મેળવવા છે, ગુરૂના આશિર્વાદથી ચલાવી લેવું

નથી એ હમેશાં યાદ રાખવું. ગુરૂને બતાવેલે માર્ગે જવું પણ આપણા પોતાના પ્રયત્નથી જવાનું છે તે યાદ રાખવું. નમ્રતા સાથે આત્મ-વિશ્વાસ સાચવી રાખવો.

સાચા ગુરૂ પોતાને "ગુરૂ" તરીકે ઓળખાવતા જ નથી. પ્રભુના સાધનરૂપે તેઓ મનુષ્યને જગાડે છે. તેમનામાં તો બાળકના જેવી સરળતા હોય છે. રામકૃષ્ણ કદિ પણ પોતાને ગુરૂ કહેવડાવતા નહિ. વળી શિષ્યને શબ્દથી મદદ આપવાને બદલે પોતાની શક્તિથી જ સાચા ગુરૂઓ મદદ કરી શકે છે. સમય કે સ્થળનું અંતર તેમને નડતું નથી.

કાળથી સાધકે ડરવું નહિ. અનંત કાળ આપણો છે એવી ધીરજ રાખવી, અને પોતાના પ્રયત્નમાં મંડયાજ રહેવું. છતાં ઉત્સાહને કમી થવા દેવો નહિ. કાળ તો પ્રભુના આવિર્ભાવનું એક ક્ષેત્ર છે. અનંતમાં કાળને સ્થાન નથી.



## પ્રકરણ ૭ પૃથક્કરણ.

યોગની શરૂઆત વિધવિધ પ્રકારે થાય છે, તોપણ જ્યારે જાગ્રતિ આવે ત્યારે સાધકે દૃઢ નિશ્ચય કરવાની જરૂર તો પડે જ છે. વર્તમાન જીવનમાંજ યોગનો અભ્યાસ કરવો હોય તો "યોગ એટલે આખી જીંદગી" એવું ધારીનેજ શરૂઆત કરવી. યોગ જીવનનો એક આદર્શ નહિ પણ એકમાત્ર આદર્શ થઇ રહેવો જોઇએ.

જાગ્રતિ શરૂ થયા પછી યોગમાં પ્રગતિ થયા વિના રહેતી નથી, પછી આ જન્મ કે બીજા અનેક જન્મ પછી થાય! ઘણી વાર મન યોગ પ્રત્યે વળે છે અને યોગની સાધના માટે દૃઢ સંકલ્પ થાય છે એ બે વચ્ચે ઘણો લાંબો સમય જતો રહે છે. ઘણીવાર ઇશ્વરને પ્રાપ્ત કરવાની ઇચ્છા મોળી હોય છે ત્યારે સાધક યોગભ્રષ્ટ થાય છે.

સર્વભાવે સમર્પણ કરવાની શકિત સાધકે મેળવવી જોઇએ. પ્રાકૃત અધોગામી જીવનનો ત્યાગ કરી બધી શક્તિઓ ઇશ્વર પ્રત્યે વાળવી જોઇએ. સંસારનો ત્યાગ કરવાની જરૂર નથી. ભૂતકાળમાં આપણું જે આંતર જીવન ઘડાયું છે તેનું દૃષ્ટિબિન્દુ છોડીને નવું દૃષ્ટિ બિન્દુ સ્વીકારી પ્રભુ પ્રાપ્તિ એજ મુખ્ય ઉદ્દેશ રાખવો.

આપણે પ્રાચીન યોગ માર્ગો પેઠે ટુંકા રસ્તાઓ શોધવાનો લોભ કરી એકજ શકિતને સ્વીકારી બીજી શકિતઓને કુંઠિત કરવી જોઇએ નહિ.

પ્રભુ કેવળ વિશ્વથી પર નથી. તે વિશ્વમાં પણ આવિર્ભાવ પામી રહ્યો છે, તેથી જીવનનો સ્વીકાર કરવાથી આપણને શરૂઆતમાં મુશ્કેલી નડે છે, પરંતુ આખરે આપણને ઘણોજ લાભ થાય છે; કારણકે જીવનના એકેએક પ્રસંગ દ્વારા આપણે પ્રભુને પ્રાપ્ત કરી શકીએ છીએ.

આપણો સ્વભાવ વિવિધતાવાળો છે. બુદ્ધિ, મન, પ્રાણ, શરીર વગેરે તેમાં આવી રહ્યાં છે. બધા રાજ્યમાં અંધાધુધી બહુ છે. મન પણ યંત્રના જેવું છે. સાધારણ યોગમાર્ગમાં એકાદ કરણને સ્વીકારી, તેને વિકસાવી તે દ્વારા પ્રભુ પ્રાપ્તિ કરી બાકીનાં બધાંને કુંઠિત કરી નાખવામાં આવે છે.

પૂર્ણયોગમાં એ પ્રમાણે ન થવું જોઇએ. પૂર્ણયોગીએ તો વિશ્વનો ભાર પણ ઝીલવાને તૈયાર થવાનું છે. સ્થૂલ જગતમાં પ્રભુનો તેણે વિજય કરવાનો છે. એટલે વિશ્વ શક્તિઓ તેને ઘણી મુશ્કેલીથી વશ થાય છે.

યોગને માટે સર્વ શક્તિઓની એકાગ્રતા કરવી જરૂરની છે. એક પ્રભુના ઉપર સર્વ કરણોને એકાગ્ર કરવાં. પરંતુ શરૂઆત કરવા માટે એકાદ કરણને લેવું પડે છે. શક્તિ, હૃદય અને વિચાર ( બુદ્ધિ ) ના અંતિમ ધ્યેય સ્વરૂપ-પ્રભુ ઉપર તે સર્વને એકાગ્ર કરવાં જોઇએ.

પરંતુ આપણે તેને જાણતા નથી તો પછી તેના પર મન એકાગ્ર કેવી રીતે થાય ? ગમે તે સ્વરૂપે તેને સ્વીકારી આત્મસમર્પણ કરવાની શક્તિ સાધકે મેળવવી જોઇએ.

સગુણ, નિર્ગુણ બન્ને સ્વરૂપે પ્રભુ અનંત છે. તે સર્વ વિચાર, લાગણી અને શક્તિનો અધિષ્ઠાતા છે.

સામાન્ય રીતે મનુષ્યમાં ઇચ્છા-કામનાનું બળ ઘણું હોય છે. પૂર્ણયોગના સાધકે પોતાનામાં રહેલી કામનાઓને સ્વીકારી પ્રભુને માટેજ કામના ઉત્પન્ન કરવી. ત્યાર પછી પોતાને માટેની અંગત કામનાઓને ત્યાગી પ્રભુ ખાતર જ કામનાઓ રાખવી. છેવટ, પ્રભુ જે કાંઇ આપે-જે સ્થિતિ ઉભી કરે તેને સ્વીકારી લેવાની ઇચ્છા સાધકે પ્રાપ્ત કરવી જોઇએ.

પૂર્ણયોગમાં બે પ્રકારની ભૂમિકાઓ હોય છે. પ્રથમ ભૂમિકામાં સાધક પોતાના આધારને પ્રભુ પ્રાપ્તિ માટે તૈયાર કરે છે-તેમાં ઉત્સાહ પ્રધાન હોય છે. બીજીમાં પ્રભુની શક્તિ આગળ આવે છે અને સાધકના આધારનું દૈવી પ્રકૃતિમાં રૂપાંતર કરે છે. બીજી ભૂમિકામાં "હું સાધના કરું છું." એ વિચારનો પણ ત્યાગ થઇ જાય છે.



# પ્રકરણ ૭ મું.

## આત્મસમર્પણ.

યોગ એટલે પુનર્જન્મ. સામાન્ય મનુષ્યની સ્થિતિમાંથી ઉચ્ચ જીવનમાં જન્મ લેવો તેનું નામ યોગ. અર્થાત્ કે યોગનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં ઉચ્ચ આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાની જરૂર માણસને લાગવી જોઇએ. એ આંતર પરિવર્તન પોતાનામાં કરવા માટે આત્માને એકવાર ભાવના ઉત્પન્ન થવી જોઇએ. તેમ થતાંજ તે હરકોઇ માર્ગે પોતાના લક્ષ્ય પ્રત્યે દોરાવાનોજ. કેટલીક વાર એવું બને છે કે સાધક પોતાની સ્વાભાવિક ઉન્નતિને માર્ગે સામાન્ય જીવનમાં ચાલ્યો જતો હોય છે તેવામાંજ તેનામાં આપોઆપ આત્મજાગૃતિ પ્રકટી ઉઠે છે. કોઇકવાર ધર્મની અસરથી પણ યોગનો અભ્યાસ શરૂ કરવાની પ્રેરણા થાય છે. વળી તત્ત્વજ્ઞાનના વાંચનની અસરથી પણ ઉચ્ચ જીવન પ્રત્યે પ્રયાણ કરવાનું મન થાય છે. તે જાગૃતિ સાધકમાં ક્રમેક્રમે અથવા તો એકદમ ઓચિંતી,—અંતરની જરૂરિઆતથી અથવા બાહ્ય પ્રસંગથી—એક શબ્દને યોગે અજ્ઞાનના પડદાઓ સરી પડવાથી અથવા તો પુષ્કળ અભ્યાસ કે ધ્યાન ધારણાને અંતે, કે પછી કોઇના ભૂત કે વર્તમાન મનુષ્યના દૃષ્ટાંતથી ઉત્પન્ન થાય છે. પોતપોતાની પ્રકૃતિ અને સંજોગોને અનુસાર સાધકને પ્રભુનો સાદ સંભળાય છે.

યોગની શરૂઆત.

તો સાદ ગમે તે પ્રકારે સંભળાય છતાં સાધકે પોતે તો દઢાગ્રહી યાને નિશ્ચયી બનેજ છુટકો છે. તેણે તો શકિત મેળવીને આત્મસમર્પણ કરવુંજ જોઇએ. સાધકે પોતાના જીવનમાં અમુક નવા વિચાર અંગિકાર કર્યા પછી તેનામાં શકિત અને ઉચ્ચ અભિલાપ પ્રગટે છે. એ

દઢ નિશ્ચયની જરૂર

શક્તિ અને અભિલાષના આવેશના પ્રમાણમાં ઉતાવળે યા ધીમેધીમે સાધકની પ્રગતિ યોગના અભ્યાસમાં થાય છે. આપણા જીવનથી કાંઇક વધારે ઉચ્ચ વસ્તુનો આપણી બુદ્ધિમાં બરાબર ખ્યાલ આવી શકે ખરો, છતાં કેવળ બુદ્ધિનો વિચાર અસરકારક નીવડતો નથી. એ તો જ્યારે હૃદય અને શક્તિ તેને પોતાની પૂર્ણ સંમતિ આપે અને સાધક પોતે તેને પ્રાપ્ત કરવાને દૃઢ નિશ્ચયી બને ત્યારેજ તે વિચાર ખરેખરો અસરકારક અને સફળ નીવડે છે. કારણ કે **યોગના અભ્યાસથી આપણે જે મહાન પરિવર્તન કરવા માગીએ છીએ તે કાંઇ તુટક અને વિખરાયલી શક્તિથી અથવા તો અનિશ્ચયાત્મક મનથી કદી પણ સિદ્ધ થઇ શકે તેમ નથી. પ્રભુને શોધનારે તો તેનીજ પાછળ ખાઇપીને મંડયા રહેવું જોઇએ.** એ સિવાયનાં બીજાં કોઇ પણ કાર્યોમાં પોતાની શક્તિ વ્યર્થ ગુમાવવી જોઇએ નહિ.

યોગનો અભ્યાસ કરવાની પ્રેરણા ઉત્પન્ન કરનાર પ્રથમ પ્રસંગ જો અસાધારણ અસરને પરિણામે બળપૂર્વક અને નિશ્ચયાત્મક રીતે પ્રાપ્ત થયો હોય તો પછી સાધનામાં ખાસ મુશ્કેલી રહેતી નથી. યોગ સાધનાનો વિચાર કરતાં સાથે સાથેજ તેનો નિશ્ચય પણ થઇ જાય છે. એ પ્રમાણે જો સાધનાની શરૂઆત થવા પામે તો યોગ માર્ગ ઉપર આપણો પગ બરાબર મંડાયો છે એમ સાધકે સમજવું. શરૂઆતમાં કદાચ આપણને પ્રયાણ કરવાની દિશા નહિ માલુમ હોવાથી આમ તેમ ભટકવું પડે અથવા તો અંતિમ આદર્શનું ચોકકસ જ્ઞાન નહિ હોવાને લીધે આપણે ભૂલા પડયા છીએ એમ પણ લાગે, છતાં સાધકે તેથી ગભરાવું નહિ. આપણી પ્રગતિ થશે એ વાત બીલકુલ નિર્વિવાદ છે. આપણા હૃદયમાં રહેલા જગદ્‌ગુરૂએ પોતાનું કાર્ય શરૂ કરી દીધું છે એમ સાધકે સમજવું. માણસ રૂપે તેનો પ્રતિનિધિ આપણને હજી લગી પ્રાપ્ત થયો ન હોય તેથી શું? ઉપર જણાવ્યો તેવો નિશ્ચય એકવાર થયા પછી ભલેને ગમે તેવી મુશ્કેલીઓ અને સંકલ્પ વિકલ્પો આવે પણ તેથી કાંઇ જીવનનો પ્રવાહ એક

**શરૂઆત થઇ ગયા પછી શ્રદ્ધાની જરૂર.**

વાર જે બાજુ વળી ચૂકયો છે તે દિશા તરફથી હવે પાછો ફરનાર નથી એ વાત નક્કી છે. એકવાર આપણે નિશ્ચયપૂર્વક પ્રભુનો સાદ સાંભળ્યો એટલે પછી તે હમેશને માટે સંભળાયો છે એમ જાણવું. યોગસાધનાના નિશ્ચય રૂપી બાળકનો એકવાર જન્મ થયા પછી તે રૂંધાઇ કે ગુંગળાઇ જતું નથી. આજુબાજુના સંજોગોને લીધે શરૂઆતમાં કદાચ સંપૂર્ણ આત્મસમર્પણ કે નિયમિત સાધના ન થઇ શકે તો પણ મનનું વળણ નક્કી ઘડાઇ ગયલું હોવાથી તેનો ઝોક ધીમે ધીમે તે તરફ વધતો રહેવાનો પરિણામે તો તેણે યોગ સાધનાના છે જે કાર્યને પોતે પ્રથમ મુખ્ય ગણેલું તે કાર્યને હાથ ધરવાનો પ્રસંગ પ્રાપ્ત થયા વિના રહેતો નથી.

**શરૂઆતની મુશ્કેલીઓ.**

પરંતુ યોગસાધના હમેશાં ઉપર જણાવ્યા પ્રમાણેજ શરૂ થાય છે એમ ન સમજવું. ઘણીવાર સાધકને ક્રમેક્રમે માર્ગ ઉપર લાવવામાં આવે છે. યોગ સાધના પ્રત્યે મનનું પ્રથમ વળવું અને સમગ્ર પ્રકૃતિનું તેને અનુકૂળ થવું એ બે વચ્ચે ઘણી વાર લાંબો કાળ પડી જાય છે. શરૂઆતમાં તો ઘણા સાધકોમાં યોગ પ્રત્યે માત્ર બુદ્ધિનું આકર્ષણ હોય છે, કેટલાક એનો અપૂર્ણ અભ્યાસ તુટક તુટક કરતા હોય છે; કેટલાક વળી પોતાના ઉપર બીજા કોઇનો બુદ્ધિ પ્રભાવ પડવાથી તેનો અભ્યાસ કરે છે, કેટલાક પોતે જેમને ચાહતા હોય અને જેમને માટે પોતાને માન હોય એવા કોઇ માણસનું દૃષ્ટાંત લઇને પોતે સાધના શરૂ કરે છે. આત્મસમર્પણની શક્તિ ઉદય પામતા પહેલાં ઘણો સમય તૈયારીમાંજ જતો રહે છે, અને કેટલાકનાં જીવનમાં તો આત્મસમર્પણ થવાનો પ્રસંગજ કદી આવતો નથી. એવા માણસો કાંઇક પ્રગતિ કરે છે, કેટલીક વાર દૃઢ પ્રયત્ન આરંભે છે, ઘણી આત્મશુદ્ધિ કરે છે. તેઓને કેટલાક અસાધારણ ગણાતા આધ્યાત્મિક અનુભવો પણ પ્રાપ્ત થાય છે, તો પણ તેમનું આખું જીવન તૈયારી કરવામાંજ પૂરૂં થાય છે. વળી કેટલાકની સાધનામાં એવું પણ બને છે કે તેઓ અમુક ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરે છે ખરા, તથાપિ તેમના પ્રયત્નની પાછળ ઉચ્ચ આદર્શ પ્રત્યે વેગથી દોરનાર બળ નહિ હોવાને કારણે તેમનું મન તેજ સ્થિતિમાં સંતોષ માનો

પડી રહે છે. વળી કેટલાક સાધકો તો એવી સ્થિતિમાંથી પાછા અધોગતિને યે પ્રાપ્ત થાય છે. યોગની ભાષામાં એવા માણસને " યોગભ્રષ્ટ " કહેવામાં આવે છે. આવું પતન થવાનું કારણ એ છે કે એવા સાધકોમાં કાંઇક મોટી અને અગત્યની ખામી હોય છે. તેમની બુદ્ધિને યોગસાધના માટે રસ લાગ્યો હોય છે, હૃદય પણ પ્રભુ પ્રત્યે આકર્ષાયલું હોય છે, શકિત પણ એ પ્રયત્ન કરવાને તત્પર થઇ હોય છે. છતાં તેમનો આત્મા પ્રભુના પાશમાં પૂરેપૂરો જકડાયો નથી હોતો. બુદ્ધિ, હૃદય અને શકિતના પ્રયત્નને આત્માએ ફક્ત અનુમતિ આપેલી હોય છે. માણસ એવી સ્થિતિમાં યોગસાધનાનો પ્રયોગ આદરે છે,—અને તે પણ ખરા દિલથી અને આતુરતાથી આદરે છે,—તો પણ પોતાના આત્માની બીજી અનિવાર્ય જરૂર ખાતર જેવી રીતે તે આત્મ સમર્પણ કરી છૂટે છે તેવી રીતે તે પ્રભુ પ્રાપ્તિ માટે કરતો નથી અથવા તો તેણે પોતે કદી પણ ન છોડાય એવો દૃઢ આદર્શ સ્વીકાર્યો હોય અને જેમ તેનો આખો આત્મા તેના સાક્ષાત્કારને માટે ઝૂઝે તેમ આવી સાધનામાં થતું નથી, તેથી તેનો યોગ અપૂર્ણ રહે છે. એવો અપૂર્ણ યોગ પણ છેક નકામો જતો નથી, કારણકે કલ્યાણકારક ઉન્નતિને એક પણ પ્રયત્ન વ્યર્થ જતો નથી. આ જીવનમાં એવા માણસો ભ્રષ્ટ થાય છે અથવા અપૂર્ણ સાક્ષાત્કારને પ્રાપ્તિ કરે છે એ ખરૂં, પરંતુ તેમનું ભાવિ જીવન તો યોગ માર્ગને માટે નિર્માણ થઇ ચૂક્યું છે એમાં જરાયે સંશય નથી.

આત્મ સમર્પણ.

પરંતુ આપણને વર્તમાન જીવન રૂપી જે તક મળેલી છે તેનો પૂરેપૂરો ઉપયોગ આપણે કરવા માગતા હોઇએ અને જે અંતિમ આદર્શ આપણને સાદ કરી રહ્યો છે તેના પ્રત્યે થોડી ઘણી પ્રગતિ કરવા માટેજ નહિ, પરંતુ તેની સંપૂર્ણ પ્રાપ્તિ માટે આપણને તાલાવેલી લાગી હોય તો સંપૂર્ણ આત્મ સમર્પણ કર્યેજ આપણો છૂટકો છે. યોગ સાધનામાં સફળતા મેળવવાનું રહસ્ય એ છે કે તેને જીવનાના અનેક ધ્યેયોમાંનું એક ધ્યેય માત્ર ગણવું નહિ, પરંતુ આખા જીવનના એક માત્ર લક્ષ્ય તરીકે તેને સ્વીકારવો; યોગસાધના એ જીવનનો

**અગત્યનો ભાગ છે એટલું સ્વીકારીને બેસી રહે પણ નહિ પાલવે; સમસ્ત જીવનનું યોગમાં રૂપાંતર કરવું જોઇએ.**

સમર્પણમાં અંતરાયો.

યોગ એટલે સામાન્ય મનુષ્યના પાર્થિવ–પાશવ–અને પરિમિત જીવનમાંથી છૂટીને દૈવી, આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવું તે. તેથી કરી, આપણા જીવનની જે જે શક્તિનો આપણે પાર્થિવ જીવનના ઉપભોગમાં જેટલે દરજ્જે વ્યય કરીએ છીએ તેટલે દરજ્જે તે આપણા અંતિમ આદર્શની વિરૂદ્ધ જાય છે; એટલુંજ નહિ પણ આપણા સમર્પણમાં પણ તે ખામી લાવે છે. આપણે તો આપણી સર્વ શક્તિઓ ઉચ્ચ જીવનને માટેજ અર્પણ કરી દેવી જોઇએ. જેટલી શક્તિઓ અને જેટલાં કર્મોને આપણે પાર્થિવ, ક્ષુલ્લક, જીવન તરફથી ખસેડીને ઉચ્ચ આધ્યાત્મિક જીવનની પ્રાપ્તિને માટે કામમાં લઇએ તેટલો આપણને લાભ થયો ગણાય, કારણકે એમ કરવાથી આપણી આધ્યાત્મિક પ્રગતિના માર્ગમાં આડે આવનાર વૃત્તિઓને મદદ કરનાર વિરોધીને આપણે દૂર ખસેડી લઇએ છીએ. આખા જીવનને આધ્યાત્મિક પ્રગતિના સાધનરૂપ બનાવી દેવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે અને અને એમાં જ સાધકને ઘણીવાર ઠોકરો વાગે છે ! કારણકે આપણી આખી પ્રકૃતિ તથા એની પરિસ્થિતિ વગેરેમાં એવી વૃત્તિઓ અને શક્તિઓ આવી રહેલી છે કે જે આપણી પ્રગતિમાં નડતરરૂપ હોઇ સંપૂર્ણ અને સમગ્ર સમર્પણ થતું અટકાવે છે. એક રીતે જોવા જઇએ તો આપણે માનસિક, પ્રાણમય અને શારીરિક ટેવોના ગોળાપીંડા જેવા છીએ ! એ બધો ગોળાપીંડો કેટલાક વિચારોના બળથી, કામનાઓથી અને સંજોગોથી એકત્ર રહ્યો છે ! યોગના અભ્યાસથી આપણે ભૂતકાળના એ આખા જાળાંને તોડી નાંખીને તેને બદલે નવું દૃષ્ટિબિન્દુ સ્થાપન કરી નવુંજ વિશ્વ રચવાનું છે. એ નવા વિશ્વને આપણે દૈવી કે દિવ્ય મનુષ્યજાતિ અથવા દેવ જાતિની સંજ્ઞા આપી શકીએ. એટલે આપણે માટે સૌથી પહેલી જરૂરિયાત એ છે કે ભૂતકાળમાં સ્થાપન થયલી વસ્તુસ્થિતિ પ્રત્યેથી આપણી આંતર દૃષ્ટિ ફેરવવી જોઇએ અને **પ્રભુનેજ** જુવે તથા **પ્રભુનીજ** શોધમાં રહ્યા કરે એવી દૃષ્ટિ આપણે

વ્યવહારમાં સ્થાપન કરવી. ભૂતકાળનાં સ્થિતિ સંજોગો અનુસાર મનને જુની ટેવો પડેલી હોય છે, અને તે મુજબ તે કાંતો પોતાનો વિકાસ સાધવાને કે ઇંદ્રિયજન્ય વિષયવૃત્તિ પોષવાને કે પછી ક્ષુદ્ર સ્વાર્થવૃત્તિ સાધવાને સર્વ શકિતઓનો ઉપયોગ કરવા

અને તેમને દૂર કરવાના ઉપાયો.

પ્રેરાય છે. પરંતુ સાધકે સાવચેત રહી મનથી વધારે ગૂઢ તત્વોને સ્વીકારી પ્રભુની પ્રાપ્તિ માટે તે સર્વ શકિતઓને વાપરવી જોઇએ. એ પ્રમાણે અંતરનું દૃષ્ટિબિન્દુ બદલાય યાને પ્રભુપ્રાપ્તિજ અંતિમ ધ્યેય તરીકે સ્વીકારાય, એટલે પછી બીજું પગલું એ છે કે આપણી બધી માનુષી શકિતઓને તે નવા દૃષ્ટિબિન્દુને ભકિતપૂર્વક આરાધવાની યા તેને વશ વર્તવાની ફરજ પાડવી. સાધારણ રીતે માણસને એવી આધ્યાત્મિક વસ્તુઓ સ્થૂલ જગતની તુલનામાં અસલ અને હવામાં બાચકા ભરવા જેવી નકામી લાગે છે. તેને તો પોતાનીજ વસ્તુ, પોતે માની લીધેલા વિચારો વગેરે જ સત્ય અને વાસ્તવિક લાગે છે. છતાં ખરા સાધકે તો મનને નવું આધ્યાત્મિક જીવન સ્વીકારવાની ક્રમેક્રમે ફરજ પાડવી જોઇએ, કે જેથી તે પ્રભુના આવિર્ભાવ માટે યોગ્ય બને. પરંતુ એ કામ કાંઇ સહેલું નથી. આ જગતમાં જેટલી વસ્તુઓ છે તે બધી પોતાની સનાતન ટેવ પ્રમાણે—અસલ મ્હાવરા પ્રમાણે—જ વર્તે છે. વળી એ ટેવ જાણે એકજ અનિવાર્ય નિયમ ન હોય તેમ વર્તી સાધકના માર્ગમાં આડખીલીરૂપ બને છે, એટલુંજ નહિ પણ સમૂલ પરિવર્તનનો તો તે સખ્ત વિરોધ કરે છે. યોગનો અભ્યાસ કરીને આપણે જે પરિવર્તન લાવવા માગીએ છીએ તે કાંઇ જેવું તેવું નથી. એટલે આપણા આંતર જીવનમાં આપણો આદર્શ આપણે વારેવારે જાગૃત રાખવો પડે છે, અને આપણી માનસિક શકિતઓમાંથી એકેએકને યાદ દેવડાવવું પડે છે કે “ **तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते।** (केनोपनिषद् खण्ड १, ५) એજ બ્રહ્મ છે, એને તું ઓળખ; લોકો જેને પૂજે છે તે એ નથી.” વળી ભૂતકાળમાં આપણે જેને સત્ માનતા આવ્યા છીએ તેનું સંપૂર્ણ પરિવર્તન થવું જોઇએ. આપણું મન છે તેણે મન તરીકે મટી જઇને પોતાનાથી પર થઇ જવું જોઇએ, પ્રાણે પણ એવા બદલાવું જોઇએ કે તે

પોતાની ભૂતકાળની વૃત્તિઓને ઓળખી સુદ્ધાં શકે નહિ; આપણા શરીરમાં પણ એવું પરિવર્તન થવું જોઇએ કે જેથી તે પોતાનું પશુત્વ ત્યાગી આત્માની છાયારૂપ બની રહે.

**સંસારનો ત્યાગ બીનજરૂરી.**

ઉપર આપણે જે કાર્ય કરવાનું નક્કી કર્યું તે ઘણું મુશ્કેલ છે. મુશ્કેલ કાર્ય ઉપાડનારા માણસો હમેશાં ટુંકા રસ્તાઓ શોધે છે! યોગ અને સાંસારિક જીવન વચ્ચે દેખીતો ભેદ પડવાનું કારણ પણ એ ટુંકા રસ્તાઓ શોધવાની વૃત્તિજ છે. આધ્યાત્મિક જીવન અને વ્યાવહારિક જીવન વચ્ચે પણ એ પ્રમાણેજ ભેદ પાડવામાં આવે છે. આ જગતમાં જે શક્તિઓ કાર્ય કરી રહી છે, અને જે પદાર્થો તેમાં આવી રહ્યા છે તે બધા પ્રભુના નથી, એવું ઘણાં લોકો માને છે. સૃષ્ટિમાં જીવન ચૈતન્યની જે દશામાં છે, તેનાથી સત્ય તદ્દન વેગળું અને નિરાળુંજ છે. એજ કારણથી પ્રભુના અને સેતાનના અધિકાર વચ્ચે દુનિયામાં ભેદ ઉભો થયો છે; પાર્થિવ જન્મ અને ઐહિક સ્થિતિ યાને સાંસારિક જીવન એ આધ્યાત્મિક અને પારમાર્થિક જીવન કરતાં તદ્દન જુદુંજ ગણાય છે. વ્યવહાર માયાને વશ હોઇ બ્રહ્મભાવમાં એકાગ્ર થવું એ તેને ટાળવાનો ઉપાય છે. એટલે સૌથી સહેલો રસ્તો એ છે કે આપણે સંસારનો ત્યાગ કરવો અને સત્ય પરમાર્થમાં મંડયા રહેવું. એ વ્યવહારથી વિરક્ત યાને નિર્લેપ એકાગ્રતાનો માર્ગ થયો. એ વિરક્ત એકાગ્રતા યોગની જુદી જુદી પદ્ધતિઓમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. એ એકાગ્રતાના અભ્યાસ સાથે જગતનો ત્યાગ કરવાથી આપણે સંપૂર્ણ આત્મસમર્પણ કરતાં શીખીએ છીએ—આ માર્ગે જતાં આપણને સ્થૂલ પાર્થિવ જીવનનું પ્રભુજીવનમાં પરિવર્તન કરાવવાની જરૂર રહેતી નથી. જુની ભૂતકાળની વૃત્તિઓને અને શક્તિઓને કાંતો શાંત કરી દેવી કે પછી જડમૂળથી ઉખેડી નાંખવી. માત્ર શરીર ટકી રહે એવી કેટલીક સ્થૂલ શક્તિઓ અને પ્રભુ જોડે સંબંધ જાળવી શકાય એવી કેટલીક સૂક્ષ્મ શક્તિઓનેજ બાકી રાખવી.

પૂર્ણયોગમાં સંસારનો અને સમષ્ટિનો સ્વીકાર.

તથાપિ આપણે જે પૂર્ણયોગનો અભ્યાસ કરવા માગીએ છીએ તેમાં તો આ સરળ અને સમર્થ માર્ગ સ્વીકારે ન ચાલે. "પૂર્ણયોગ", "સમગ્રયોગ" એ નામની સાથે જે ભાવના સંકળાયલી છે તે પ્રમાણે તો આપણે ઉપર બતાવેલો ટુંકો માર્ગ ગ્રહણ કરી શકીએ નહિ, એટલુંજ નહિ પણ આપણા માર્ગમાં આવતા અંતરાયોને પણ આપણે દૂર હડસેલી શકીએ નહિ. આપણે તો આપણી સમગ્ર શકિતઓ, સમગ્ર જીવન અને આખા જગત ઉપર પ્રભુને ખાતર વિજય મેળવવાનો નિશ્ચય કર્યો છે. આપણું અસ્તિત્વ અને આવિર્ભાવ બન્ને આપણે પ્રભુને અર્પણ કરવાનાં છે. આપણે એકલો બોડો-રોડો આત્માજ પ્રભુને અર્પણ કરવાનો નથી. વળી આપણે જે પ્રભુની ભક્તિ કરીએ છીએ તે પ્રભુ કાંઇ વિશ્વથી નિરાળો નથી; તે વિશ્વમાં આવિર્ભૂત છે. સંસાર પણ પ્રભુના આવિર્ભાવનું ક્ષેત્ર હોઇ તેમાંયે આપણે પ્રભુને પ્રાપ્ત કરવો જોઇએ. એટલે પૂર્ણયોગમાં વ્યવહાર તો આપણે સ્વીકારવોજ પડશે. પછી તે સ્વીકારવાથી આપણી સાધનામાં ભલેને ગમે તેટલી મુશ્કેલીઓ ઉભી થાય! આપણો માર્ગ એ રીતે વધારે વિકટ બને છે, આપણે ગુંચવાડાભર્યાં અનેક પ્રયત્ન કરવા પડે છે, અને માર્ગમાં અનેક મુસીબતો વટાવવી પડે છે. તો પણ અંતે તો આપણને તેનો બદલો જરૂર મળી રહે છે. શરૂઆતની મુશ્કેલીઓ વટાવી ધારેલી સ્થિતિએ પહોંચ્યા પછી આપણને અતુલ લાભ થાય છે. એક વખત આપણું મન મુખ્ય બાબત ઉપર ચોંટીને સ્થિર થયું, અને આપણી શકિત યોગનાજ માર્ગમાં પોતાનું સર્વબળ અજમાવતાં ટેવાઇ એટલે પછીથી જીવન અથવા વ્યવહાર આપણને ઘણોજ મદદગાર થઇ પડે છે. ત્યાર પછી આપણે જીવનના એકે એક પ્રસંગને તથા એકે એક ક્રિયાને લઇને આપણામાં પ્રદીપ્ત થયલા સમર્પણરૂપી યજ્ઞકુંડમાં આહૂતિ તરીકે હોમી શકીએ છીએ. એટલુંજ નહિ પણ પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે આપણે તેમને આપણા સહાયક થવાની ફરજ પણ પાડી શકીએ છીએ. વળી આપણા સાક્ષાત્કારને પણ વૈભવ યાને બહુત્વ પ્રાપ્ત થાય છે.

સાધારણ યોગ અને પૂર્ણયોગ વચ્ચે બીજો પણ એક ભેદ છે. યોગનો અભ્યાસ કરતાં માણસને તેના અંતઃકરણમાં રમી રહેલી દુનિયા સ્પષ્ટ સ્વરૂપમાં દેખાવા માંડે છે. પોતાનું અસ્તિત્વ કેવું અટપટું છે. તેનો એને ખ્યાલ આવે છે. સાધારણ માણસને તો પોતાનું જીવન તદ્દન સાદુ લાગે છે; તેનું માનસિક જીવન પણ તેવુંજ હોય છે. તે અનુભવે છે કે તેનામાં કેટલીક

આપણા અસ્તિત્વની અવ્યવસ્થિતતા.

ઇચ્છાઓ, કેટલીક બુદ્ધિની અને સૌંદર્યગ્રાહક રસવૃત્તિઓ, અસંબદ્ધ અને અવ્યવસ્થિત વિચારોની વચમાં આવેલા કેટલાક આગળ પડતા અને તેના વ્યવસ્થિત જીવન પર હકુમત ભોગવતા વિચારો, કેટલીક પ્રાણની વાસનાઓ, શારીરિક તંદુરસ્તી અને વ્યાધિ એ બધાંનો સેળભેળ ખીચડો મનુષ્યના અંતઃકરણમાં ગમે તેમ એકઠો થયેલો હોય છે ! સામાન્ય માણસનું આંતર જીવન આવા પ્રકારનું હોય છે. જંગલી માણસનું બાહ્ય જીવન જેવું અપક્વ, અવિકસિત અને અનાર્ય હોય છે તેવુંજ સામાન્ય માણસનું આંતર જીવન સમજવું. પરંતુ જ્યારે આપણે આપણા અંતરમાં ડુબકી મારીએ છીએ ( એવી રીતે આત્માના ગહન ઉંડાણમાં ભૂસકો મારવો તેનું નામ જ યોગ છે ) ત્યારે આપણને સ્વાનુભવપૂર્ણ જીવનમાં કોઇ નવીજ દુનિઆ આવી રહી હોય તેમ લાગે છે. એ આંતર જીવનમાં જગતને જીતી લઇએ તે પહેલાં આપણે તેનું જ્ઞાન મેળવવું જરૂરનું છે. આંતર જીવનની તપાસમાં સૌથી નિરાશાજનક બાબત તો આપણને એ માલુમ પડે છે કે આપણા અંતઃકરણનો એકે એક ભાગ (કરણ) પોતે બીજા ભાગોથી વિખૂટો છે. બુદ્ધિ, ઇંદ્રિયોનો સ્વામી મન, કામનામય જીવ, કામ્યદેહ યાને વાસનામય શરીર, હૃદય, ચિત્ત, શરીર વગેરે એકે એક ભાગ પોતે સ્વતંત્ર વ્યકિતત્વ ધરાવે છે, એટલુંજ નહિ પણ તે બધાં પરસ્પર વિરોધી પણ હોય છે. તેઓ અહંતાના તાબામાંયે હોતાં નથી. એવી અવ્યવસ્થિત અને અંધાધુધી વાળી સત્તાને સ્થાને સાધકે દૈવી સત્તા યાને પ્રભુનું સામ્રાજ્ય વિસ્તારવાનું છે. વળી આપણા અંતઃકરણમાં આપણે તદ્દન એકલા નથી એવું આપણે અનુભવીએ છીએ. આપણી અહંતા જુદી હોવાની આપણી માન્યતા

તદ્દન જુદી ઠરે છે. આપણા અંતરમાં તો આપણે એકલા હોતા જ નથી ! આપણી માનસિક શકિત તો બહારથી આવતા પદાર્થો, વિચારો વગેરેને ગ્રહણ કરી તેમનો વિકાસ કરવાનું યંત્ર છે. તેમાં પણ ઘણો સામાન તો–ઘણીખરી વસ્તુઓ તો બહારથી આવે છે. અડધા ઉપરાંત ઘણા વિચારો અને લાગણીઓ પણ આપણા પોતાનાં હોતાં નથી. પરંતુ બીજાઓ પાસેથી અથવા આપણી આજુબાજુના સંજોગોમાંથી તેઓ આપણામાં આવે છે. આપણી પોતાની મુકિત મેળવવાની મુશ્કેલી ઉપર જણાવેલા કારણને લીધે ઘણીજ વધી જાય છે.

પૂર્ણયોગમાં તેનો ઉકેલ.

સાધારણ યોગસાધનામાં માણસના અસ્તિત્વમાં આવી રહેલા આ ખીચડાનો બંદોબસ્ત કરવો ઘણોજ સહેલો છે. માનસિક જીવનમાંથી એકાદ કાર્યને પ્રભુ પ્રાપ્તિના ઉપાય તરીકે સ્વીકારવામાં આવે છે, અને બાકીનાં બધાં કાર્યોને શાંત કરી નાખવામાં આવે છે. ભકત પોતા-તાનામાં રહેલ પ્રેમશકિતનો વિકાસ કરે છે, અને પ્રભુ પ્રત્યે પ્રેમને એકાગ્ર કરે છે; વિચાર શકિત, વિવેકબુદ્ધિ વગેરે પ્રત્યે તે બેદરકાર અથવા ઉદાસીન રહે છે, કારણ કે ભકત તો હમેશાં હૃદયમાંથી ઉત્પન્ન થતી પ્રેરણા અને શ્રદ્ધાનેજ માત્ર સ્વીકારે છે. જ્ઞાનયોગનો સાધક વિચાર, વિવેક વિગેરે બુદ્ધિની શક્તિઓને ખીલવે છે, અને એક બ્રહ્મના ઉપર તેમને એકાગ્ર કરીને પ્રકૃતિ, પુરૂષનો; નિત્ય, અનિત્યનો ભેદ પાડી તેમને યથાર્થ સમજે છે, યાને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. તેવો માણસ હૃદયની લાગણીમાં કઠોર અને જીવનનાં કાર્યો પ્રત્યે ઉદાસીન રહે છે. વળી શરીર અને પ્રાણની જરૂરીઆતો તો છેકજ ઓછી કરી નાખવામાં આવે છે. તેમજ આપણા સામાજીક વિરાટ્ જીવનમાં આવી રહેલી મુશ્કેલીઓમાંથી છૂટવા માટે તેમનો ત્યાગ કરીને એકાંતવાસનો પણ તેમાં આશ્રય લેવામાં આવે છે. પોતાના આત્મામાં મગ્ન રહેવું, અથવા તો પ્રભુ અને આત્મા જોડે સંયોગ રાખવો અથવા તો બહુ થાય તો પ્રભુ અને તેના ભકત જોડે રહેવું એવું એ યોગનું અંતિમ ધ્યેય હોય છે. એટલે આ પ્રમાણે ત્યાગ કરીને સાધન માર્ગ ઘણો સરળ બનાવવામાં આવે છે.

પૂર્ણયોગના સાધકને માટે બાહ્ય કે આભ્યંતર એકાંત કેવળ થોડા સમય માટેજ વિકાસના સાધન રૂપ હોઇ શકે. પૂર્ણયોગનો સાધક જીવન યાને વ્યવહાર સ્વીકારે છે. એટલે તેણે પોતાના ભાર ઉપરાંત જગતનો પણ ઘણોક ભાર ઉપાડવાનો હોય છે. એટલે બીજા યોગની તુલનામાં પૂર્ણયોગ યુદ્ધ અને લડાઇઓથી ભરપુર હોઇ તેનું યુદ્ધ ઘણાજ વિશાળ ક્ષેત્ર ઉપર ઘણા કાળ સુધી લઢવામાં આવે છે. પૂર્ણ યોગના સાધકે પોતાના સ્વભાવમાં રહેલી અહંતા, અવ્યવસ્થા અને અજ્ઞાનતાનાં સર્વ બળોને જીતવાનાં છે. એટલુંજ નહી પરંતુ એ સર્વ બળોને વિરાટ્ પ્રકૃતિના પ્રતિનિધિઓ તરીકે પણ તેણે જીતવાનાં છે.

**વિશ્વજીવનનો સ્વીકાર અને તેથી યોગમાં નડતી મુશ્કેલી.**

આપણામાં જે જે અવ્યવસ્થા ઉત્પન્ન કરનાર શકિત છે તે આપણી પોતાની સ્વતંત્ર માલિકીની ન હોઇ વિશ્વભરમાં કાર્ય કરી રહેલી હોવાથી તેને જીતતાં ઘણી મુશ્કેલી પડે છે. વળી ઘણીવાર એવું બને છે કે સાધક પોતાની જાતપુરતી તો એ સર્વ શકિતઓને જીતી લે છે. છતાં પણ તેને ફરી ફરીને તેની તે શકિતઓને જીતવાના પ્રસંગ આવે છે. કારણ કે તેનું પોતાનું આંતર જીવન બીજાં ઘણા માણસોના જીવન સાથે સંકળાયલું હોવાથી તેમાં બીજાઓની પ્રકૃતિઓની છાયા પડી વિવિધ મુશ્કેલીઓ ઉભી થાય છે. વળી પૂર્ણયોગનો સાધક પોતાના આંતર જીવનનો કલહ ઉપર જણાવેલી રીતે શાંત કરી શકતો નથી. તેણે તો જ્ઞાન, પ્રેમ, શકિત વગેરેનો સમન્વય કરવાનો છે, અર્થાત્ કે તેણે આત્માની શાંતિ અને નિષ્ક્રિયતાની સાથે સાથે દિવ્ય કર્મયોગીની શકિત અને દિવ્ય યોદ્ધાની યોગ્યતા મેળવવી જોઇએ. તેણે બુદ્ધિ, ઇંદ્રિયો, હૃદય, કામનાઓ અને શરીરના વિરોધીને જીતવાનાં છે, પરંતુ તે જુદે માર્ગે. એ સર્વ કરણોને એકવાર સ્વીકારીને પૂર્ણયોગના સાધકે તેમનું પરિવર્તન કરી નાંખવું ઘટે છે, તાત્પર્ય કે પૂર્ણયોગનો સાધક ઉપર વર્ણવેલી એકાગ્રતાનો એક તાત્કાલિક સહાય ઉપરાંત વધારે અગત્ય આપતો નથી. એ તે એકાગ્રતાનો અભ્યાસ કરતો હોય છતાં તેની જરૂર થઇ રહેતાંજ તુર્ત તેનો ત્યાગ પણ કરે છે.

**યોગમાં સૌથી પહેલી જરૂર એકાગ્રતાની છે.** પરંતુ પૂર્ણયોગ

એવા પ્રકારનો છે કે તેમાં દરેક કરણની એકાગ્રતા જુદી જુદી કરવાની હોતી નથી. અર્થાત્ વિચાર, લાગણીઓ, શકિત વગેરે પ્રત્યેકને જુદા જુદા એક એક વિચાર ઉપર એકાગ્ર કરવાની પ્રથા પૂર્ણયોગમાં નથી. પૂર્ણયોગમાં તો આખું અસ્તિત્વ અને તેના એકેએક ભાગને એક, અનંત ઉપરજ એકાગ્ર કરવાનાં છે. પૂર્ણયોગની આ એકાગ્રતા થાય તો તેના ઉપરથી બધો અભ્યાસ નક્કી કરવો સુલભ થઇ પડશે.

ઉપર આખું અસ્તિત્વ એકાગ્ર કરવાની જરૂર વિષે કહેવામાં આવ્યું. પરંતુ અસ્તિત્વ તો એટલું બધું અટપટું છે કે તેને પકડીને એકજ કામ ઉપર લગાડવું કાંઇ સહેલું નથી ! માણસે પોતાની પ્રકૃતિમાંથી એકાદ બળવાન શકિતને પકડી કોઇ બળવાન કમાન (સ્પ્રિંગ) કે ઉચ્ચાલનની પેઠે પ્રકૃતિનું આખું યંત્ર હલાવી નાંખી તેને કાર્યમાં પ્રેરવું જોઇએ. એ પ્રમાણે કરતાં ધીમે ધીમે તે જે હેતુ સિદ્ધ કરવા માગતો હશે તે તરફ એ યંત્રની ક્રિયા ચલાવી શકાશે. એવી બળવાન શકિત કઇ પસંદ કરવી એ એક પ્રશ્ન છે. દરેક સાધકે પોતાનીં પ્રકૃતિમાંથીજ તેની પસંદગી પોતપોતાની પ્રકૃતિને અનુસાર કરી લેવી. પરંતુ પ્રકૃતિને અનુસાર પસંદગી કરવાનો અર્થ એવો નથી સમજવાનો કે પ્રકૃતિનાં નિકૃષ્ટ અને અધમ કાર્યોમાંથી તે પસંદગી કરવી, પણ તેની ઉન્નતમાં ઉન્નત, પવિત્ર અને ઉચ્ચ ક્રિયામાંથી સાધકે તે પસંદગી કરવી. પ્રકૃતિ પોતાનાં નજીવાં અને સામાન્ય કાર્યોમાં * "ઇચ્છા"ને પોતાના ઉચ્ચાલન તરીકે વાપરે છે. પરંતુ માણસની વિશેષતા એ છે કે તેનામાં મનની શકિતઓ ખીલેલી હોઇ ઇચ્છાઓના અધિકારને દૂર ખસેડી, તેને સ્થાને વિવેક બુદ્ધિનો અધિકાર સ્થાપન કરવાને તે પ્રયત્ન કરી શકે છે. પશુ પણ પ્રાણમય છતાં તે બાહ્ય સ્પર્શમાંજ તલ્લીન રહે છે. માણસમાં બુદ્ધિ યાને વિવેક શકિત છે અને તેના યોગે તે પશુઓથી જુદો પડે છે. પરંતુ મનુષ્યની એ વ્યાખ્યા પણ પૂર્ણ નથી

એકાગ્ર કરવાનાં કરણો.

* જે પ્રમાણે મોટા મોટા પાટડાઓને નરાજ કે કોશથી મજુરો ઉથલાવી નાંખે છે તે પ્રમાણે "ઇચ્છા"નું ઉચ્ચાલન વાપરીને કુદરત મોટી મોટી મુશ્કેલીઓને સહેલાઇથી ગબડાવી મૂકે છે.

કારણકે માણસમાં જે વિવેકશકિત યાને બુદ્ધિ છે તે પણ તેનાથી ઉચ્ચ અને વિશાળ બીજી કોઇ શકિતનું પરિણામ છે. બુદ્ધિનો ઉપયોગ એ છે કે પોતનાથી પર જે દિવ્ય વિજ્ઞાન આવી રહ્યું છે તેને માટે તે માણસને યોગ્ય બનાવે અને ક્રમેક્રમે પશુમાં જે શકિતઓ કાર્ય કરી રહી છે તેમને બદલે માણસમાં નવી શકિતનો આવિર્ભાવ કરે. પશુઓમાં બુદ્ધિ હોતી નથી તથાપિ એક પ્રકારની પ્રેરણા શકિત, તીવ્ર લાગણીઓ વગેરે હોય છે. પરંતુ એ બધી શકિતઓ પ્રાણશકિતથી પરિમિત યાને વશ હોઇ એ બધાને સાથે બાંધી રાખનારી ગાંઠ ઇચ્છા છે. માણસમાં જ્ઞાનપૂર્ણ શકિત, વિશુદ્ધ, લાગણીઓ અને પવિત્ર વિચારો ઉત્પન્ન થાય છે અને તેમના દ્વારા તે આત્માનો વિકાસ કરી ઇચ્છાને પોતે વશ કરે છે. જે પ્રમાણમાં માણસ પોતાની ઇચ્છાઓને ઉપર જણાવેલી શુદ્ધ માનસિક શકિતઓને આધીન કરે છે, તે પ્રમાણમાં તે ખરો મનુષ્ય બની પશુત્વમાંથી મુકત થાય છે, અર્થાત્ કે અનંતના સહવાસમાં રહીને, પોતાની શકિત વિરાટ્ અને દૈવી શકિતને આધીન કરતાં તે શીખે છે, ત્યારેજ તેણે પ્રભુ પ્રત્યે આગળ વધવાનો માર્ગ લીધો એમ ગણી શકાય. અર્થાત્ ઇચ્છાને બદલે તેણે શકિત ( will ) ને સ્થાપન કરવી જોઇએ.

આપણે જોઇ ગયા કે પવિત્ર વિચાર, શુદ્ધશકિત અને વિશુદ્ધ હૃદય એ ત્રણેને જ્ઞાનનો વિષય, કાર્યનું અંતિમ ધ્યેય,

**શકિત, બુદ્ધિ અને લાગણી.**

હૃદયની લાગણીઓનો સ્વામી એવો જે પ્રભુ તેના ઉપર અનુક્રમે એકાગ્ર કરીને આપણે પૂર્ણ-યોગની શરૂઆત કરવાની છે. એ ત્રણેનો વિષય પ્રભુ પોતેજ છે અને આપણે જાણ્યે અજાણ્યે પણ તેનાજ પ્રત્યે ગમન કરી રહ્યા છીએ. પ્રભુના વિચાર ઉપર, તેને ગ્રહણ કરવા ઉપર, અને તેનું દર્શન કરી તેનો સાક્ષાત્કાર કરવા ઉપરજ આપણી વિચાર શકિતને આપણે એકાગ્ર કરવી જોઇએ. હૃદયને પ્રભુની શોધમાં, અને તેનો શોધ લાગ્યા પછી તેના અનુભવમાં તલ્લીન કરી દેવું જોઇએ. આપણી શકિત ( will ) ને પણ પ્રભુ પ્રાપ્તિના વિષયમાં અને તેનો આવિર્ભાવ કરી તેનું કાર્ય કરવામાં એકાગ્ર કરી દેવી જોઇએ. પૂર્ણયોગમાં દાખલ થવાનું સિંહદ્વાર આ જ છે.

પરંતુ અહીં પ્રશ્ન એ થાય છે કે આપણે તો પ્રભુને જાણતા નથી ઈશ્વરને ઓળખતા નથી ! તો પછી જે વસ્તુની સમર્પણકરવાની ખાસ જરૂર આપણને જાણ પિછાન નથી તેના ઉપર એકાગ્રતા કયાંથી ને કેમ કરી લાવી શકાય ? છતાં વાત તો એ છે કે જ્યાં સુધી આપણે એ એકાગ્રતા પ્રાપ્ત કરી એ નહિ ત્યાં સુધી ઈશ્વરનું જ્ઞાન પણ ન થાય ! એકાગ્રતાને પરિણામે આપણને જે કાંઇ જ્ઞાન થાય છે—આપણા પંડનું ભાન થાય છે—તે સુદ્ધાં પ્રભુમય થઇ જાય છે ! માણુસ શાસ્ત્રોનાં પોથાં આખો જન્મારો બેઠો બેઠો ઉકેલ્યા કરે અથવા તો શુષ્ક તત્વજ્ઞાનની તાર્કિક દલીલોનું પિંજણ કરીને તત્વજ્ઞાનનું બધુંજ જ્ઞાન મેળવે, એટલુંજ નહિ પણ ઈશ્વર વિષે જે કંઇ કહેવાયું અને વિચારાયું છે તે બધુંય જાણે છતાં પણ સરવાળે તો તેને ઈશ્વર વિષે લેશ પણ વાસ્તવિક જ્ઞાન ન થાય એ તદ્દન સંભવિત છે. અલબત્ત શાસ્ત્ર અને તત્વજ્ઞાનના અભ્યાસથી બુદ્ધિ ઈશ્વરના જ્ઞાનને માટે લાયક બને છે એ વાત સાચી, તથાપિ દરેક સાધકે તે પ્રમાણે કરવુંજ જોઇએ એવો કાંઇ નિયમ નથી. બુદ્ધિ દ્વારા પ્રભુનું જ્ઞાન મેળવવું ફરજીઆત થાય તો યોગનો અભ્યાસ કરવાને ઘણાંજ થોડા માણસો લાયક ઠરે. આપણાથી પર રહીને જે દિવ્ય શક્તિ કાર્ય કરે છે તેને માત્ર આધાર આપવાની જરૂર છે. એવો આધાર મળતાંજ તે પોતાનું કાર્ય શરૂ કરી દે છે. એ આધાર, પ્રભુનો વિચાર સ્થાપન કરવાથી, અને હૃદયમાં શ્રદ્ધાપૂર્વક તેની જરૂર સ્વીકારીને તેનો અભિલાષ ધારણ કરવાથી મળી જાય છે. પ્રભુ વિષેનો એ વિચાર શરૂઆતમાં કદાચ અપૂર્ણ હશે—રે ! તે અપૂર્ણ હોવો જ જોઇએ. કેમકે શરૂઆતમાં તે આપણી અભિલાષા સંકુચિત તથા શ્રદ્ધા અજ્ઞાનપૂર્ણ અને અસ્થિર હોય છે. **તોપણ જો પ્રથમથીજ આપણે દૃઢ આત્માસમર્પણ સ્થાપન કરી શકીએ તો બસ છે.** ઉપર જણાવેલા વિચારથી પ્રેરાઇને જ જ્ઞાની લોકો પ્રભુપ્રાપ્તિનું દ્વાર કદી પણ બંધ કરતા નથી. ગમે તે નામે, ગમે તે સ્વરૂપે, ગમે તે સૂચકના રૂપમાં અને ગમે તે અર્પણ કરવામાં આવે તો પણ તેનો સ્વીકાર થાય છે—જો આત્મસમર્પણ શુદ્ધ હોય તો—કારણકે પ્રભુ ભકતના હૃદયમાંજ બિરાજતો હોઇ તેનું સર્વ કાંઇ સ્વીકારી લે છે.

આત્મસમર્પણ પ્રભુ ગમે તે સ્વરૂપે સ્વીકારે તોપણ પ્રભુનો ખ્યાલ જેટલો વિશાળ અને જેટલો મહાન તેટલો સાક્ષાત્કાર પણ વિપુલ અને સમગ્ર થવાનો સંભવ છે. એટલે પૂર્ણયોગના સાધકે ઇશ્વરનો એવો ખ્યાલ બાંધવો જોઇએ કે તે ખ્યાલ તેની સમગ્ર પૂર્ણતા જોડે બંધ બેસતો હોય. ઈશ્વર એટલે અનંત-સ્વતંત્ર, સંપૂર્ણ એકતા યાને અદ્વૈત જેમાં સર્વ પ્રાણીઓ જીવે છે, અને અદ્વૈતને પામે છે. તે અદ્વૈત વ્યક્તિ સ્વરૂપ છે તેમ અપૌરૂષેય પણ છે. વિશ્વમાં આવિર્ભાવ પામતા ઈશ્વર તરીકે તે વ્યકિતરૂપ છે; અનંત સત્ તરીકે સર્વ શકિતઓના આધાર રૂપ તે વિરાટ્ છે. એ અનંત અદ્વૈત સત્ ઉપર આપણી વિચાર શકિતને એકાગ્ર કરવી જોઇએ, જેથી કરી ઈશ્વર અસ્તિત્વમાં છે, એવું કેવળ બુદ્ધિથી સ્વીકારવાને બદલે આપણે તેને આપણામાં તેમજ વિશ્વમાં વિલસી રહેલો અનુભવી શકીએ. એ પ્રમાણે જ્યારે આપણે તેને અનુભવીએ છીએ ત્યારે તે સર્વમાં વ્યાપી રહેલો છતાં સર્વથી પર અનંત સત્ તરીકે, એક ચૈતન્ય સ્વરૂપે, સર્વ ક્રિયા, અનુભવ, શક્તિ અને ઉત્ક્રાંતિને ધારણ કરનાર, ચિત્ રૂપે; તથા અનંત આનંદરૂપે આપણને તે જણાય છે. તેના ઉપર આપણે હૃદયની શકિતઓને એકાગ્ર કરવાથી વિશ્વવ્યાપી પ્રેમ અને આનંદરૂપે તેને ધારણ કરી શકીએ છીએ. વળી તે પૂર્ણ પ્રેમ સ્વરૂપ હોવાથી આપણી અહંતાને પણ અજ્ઞાન દ્વારા આકર્ષક કરી રહ્યો છે. તેના ઉપર આપણે શકિતને પણ એકાગ્ર કરવી જોઇએ; કારણકે શક્તિ રૂપે તે જ સર્વ શક્તિઓનો દાતા છે-તે જ સર્વ વસ્તુઓને દોરનારો છે, અને સર્વ વસ્તુઓને કૃતકૃત્ય કરી પૂર્ણતા પ્રાપ્ત કરાવનારો છે. એ શકિત વ્યકિત સ્વરૂપે તેમજ તટસ્થ-અપૌરૂષેય સ્વરૂપે કાર્ય કરતી જણાય છે. વ્યકિત સ્વરૂપે ઈશ્વર સર્વજ્ઞ, સર્વશકિતમાન, યોગનો સ્વામી છે; તટસ્થ રૂપે તે ઈશ્વર-સ્વયંપ્રજ્ઞાથી પૂર્ણ બળ યાને શકિત સ્વરૂપે પ્રત્યેક પદાર્થમાં અચૂક કાર્ય કરતો હોય અનિવાર્ય પરિણામો નીપજાવે છે.

પુરૂષોત્તમનું સ્વરૂપ.

આવી ભાવનાથી, આવી શ્રદ્ધાથી પૂર્ણયોગના સાધકે શરૂઆત કરવી જોઇએ, કારણ કે દરેક કાર્યમાં માણસ શ્રદ્ધાથી જ શરૂઆત કરે

છે. જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે જ્ઞાન પ્રાપ્ત થઇ શ્રદ્ધા કૃતાર્થ થાય છે.

આપણે પ્રગતિ કરવાને જે જે પ્રયત્નો કરીશું તેમાં ઇચ્છાનું તત્ત્વ તો હમેશાં દાખલ થવાનું જ. વિશુદ્ધ શકિત જે વસ્તુ પ્રાપ્ત કરવાને માટે મથે છે અને પવિત્ર હૃદય જેમાં આનંદ માને છે તેને આપણી પરિમિત અહંતા આવેશથી અને ઇચ્છા દ્વારા પ્રાપ્ત કરવાને માટે મથે છે. કામના અથવા ઇચ્છાઓનું પરિવર્તન કરવા માટે આપણે પ્રથમ તો તેમને સ્વીકારવી જોઇએ. ઇચ્છાઓને સ્વીકારીને સૌથી પ્રથમ તો આપણે પ્રભુપ્રાપ્તિની ઇચ્છા શિવાયની બીજી તમામ ઇચ્છાઓનો ત્યાગ કરતાં શીખવું જોઇએ. બીજું, એ પ્રભુપ્રાપ્તિની ઇચ્છા પણ સાધકે પોતાના એકલાના સ્વાર્થ માટેજ ન રાખવી પણ જગતના કલ્યાણને માટે, પ્રભુને પોતાને માટે અને તેનું કાર્ય જગતમાં સાર્થક કરવા માટે જ રાખવી. ત્યાર પછી અહંતાની પેઠે વ્યકિત પ્રધાન કામના નહિ રાખતાં પ્રભુની ઇચ્છાને અનુસારજ પોતાની ઇચ્છા રાખતાં સાધકે શીખવું જોઇએ. વ્યકિતએ પોતાના સત્ય, ઇષ્ટ વગેરેના ખ્યાલો ઉંચા મૂકી, પ્રભુ જેને સત્ય અને ઇષ્ટ ગણે છે તેને જ સ્વીકારતાં શીખવું જોઇએ. એ પ્રમાણે ક્રમેક્રમે પ્રગતિ થતી રહે તો સાધકના માર્ગમાં રહેલા મોટા અંતરાયનું પરિવર્તન થઇ સાધક પોતે અંતિમ આનંદમાં લય પામશે.

ઇચ્છાનું પૂર્ણયોગમાં થતું રૂપાંતર.

ઉપર જણાવ્યા પ્રમાણે બુદ્ધિ, હૃદય, અને શકિત એ ત્રણ મુખ્ય કરણોમાં એકાગ્રતાનો વિષય જે ઈશ્વર-તે સ્થાપન થાય છે, ત્યાર પછી મન અને શરીરની પૂર્ણતા પણ જલદીથી સિદ્ધ થઇ શકે છે. એ પૂર્ણતા સ્વાર્થની કે અહંતાની ખાતર પ્રાપ્ત કરવામાં આવતી નથી, પરંતુ દિવ્ય **સ્વરૂપ** અને દિવ્ય **શક્તિ**ના કાર્યને માટે આપણું આખું અસ્તિત્વ એક સુંદર હથિયાર તરીકે તયાર થાય તેટલા માટે જ એ પૂર્ણતા પ્રાપ્ત કરવામાં આવે છે. જેમ જેમ સમર્પિત થયલો આધાર પૂર્ણતાને પામી પોતે સાધન રૂપ બનતો જાય છે, તેમ તેમ પ્રભુનાં કાર્યો

વધારે ને વધારે સારી રીતે વ્યકિતના આધાર દ્વારા થઇ શકે છે. પણ એ કાર્યને માટે કામનાઓ અને અહંતાનો ભોગ આપવો જોઇએ. એ પ્રમાણે પોતાના અંતરમાં જે સાક્ષાત્કાર થયો હોય તેવો બીજાઓમાં અને જગતમાં કરવા માટે તે વ્યકિત કાર્ય કરે છે, તેમજ પ્રેમ, અદ્વૈત, સ્વતંત્રતા, શકિત, આનંદ ઇત્યાદિ મનુષ્યજાતિના આદર્શોને સિદ્ધ કરવાને પણ તે મથે છે.

**સમર્પણની નિશાનીઓ.**

પૂર્ણયોગ એ પ્રમાણે આત્મસમર્પણ અને એકાગ્રતાથી શરૂ કરવો જોઇએ. એકાગ્રતા જેમ પૂર્ણ થશે, જેમ આગળ વૃદ્ધિ પામશે તેમ તેમ આત્મસમર્પણ પણ પૂર્ણ થતું જશે. **સર્વ પદાર્થોમાં અને પ્રસંગોમાં આપણે ઇશ્વરને જોઇ શકીએ ત્યારે બુદ્ધિની એકાગ્રતા પૂર્ણ થઇ ગણાય.** વળી જ્યારે આપણે સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલા પ્રભુ પ્રત્યે પ્રેમ બતાવી શકીએ અને પ્રાણીઓમાં તેના કાર્યને નિહાળી બુદ્ધિપૂર્વક તેને સમજી શકીએ ત્યારે આપણા હૃદયની એકાગ્રતા પૂર્ણ થઇ ગણાય. તેમજ અહંતાના અજ્ઞાની આવેશને બદલે આપણે દિવ્ય પ્રેરણાને સ્વીકારી તેને વશ વર્તતાં શીખીએ ત્યારે આપણી શકિતની એકાગ્રતા પૂર્ણ થઇ સમજવી. એ પ્રમાણે એકાગ્રતા પૂર્ણ થાય એટલે આત્મસમર્પણ સુદ્ધાં પૂર્ણ થયું સમજવું.

આપણા જીવનમાંથી જ્યારે ઇચ્છા અથવા કામનાના બળનું રૂપાંતર થઇ જાય છે, ત્યારેજ આત્મસમર્પણની પૂર્ણતા પ્રગટ થાય છે. સંપૂર્ણ **આત્મસમર્પણ એટલે પૂર્ણ આત્મ ભોગ—સંપૂર્ણ ત્યાગ !**

**યોગની બે ભૂમિકાઓ.**
**૧ વ્યકિતના પ્રયત્નવાળી.**
**૨ શક્તિના કાર્યવાળી.**

આ યોગની પ્રગતિમાં બે ભૂમિકાઓ છે. પ્રથમ તો વ્યકિત પોતાની પ્રકૃતિનો આધાર લઇ પ્રભુની મદદથી ઈશ્વર પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે; ત્યાર પછી વ્યકિતનો પ્રયત્ન બંધ પડી દૈવી પ્રકૃતિ માનુષી પ્રકૃતિમાં પ્રવેશ કરે છે, અને ધીમે ધીમે પ્રકૃતિનું પરિવર્તન કરે છે. બીજી ભૂમિકા જ્યારે આત્મ

સમર્પણ પૂર્ણ થાય ત્યારેજ પહેલીનું સ્થાન લઇ શકે છે. અહંતા પોતાની જાતને ઈશ્વરમાં રૂપાંતર ન જ પમાડી શકે. પરંતુ તે પોતે એ પરિવર્તનને લાયક બની પોતાની જાતને સમર્પિત કરી શકે છે. અહંતાનું કાર્ય હમેશાં પરિમિત અને સંકુચિત જ હોય છે. પ્રભુને પોતાને વ્યક્તિએ પોતાનામાં કાર્ય કરવાને યાને પોતાનું રૂપાંતર કરવાને આવ્હાન કરવું જોઇએ. એ રૂપાંતર વ્યક્તિ ઈશ્વરના કાર્યમાં માથું મારવાનું બંધ કરે ત્યારે જ સંપૂર્ણ રીતે સિદ્ધ થાય.

પ્રથમ ભૂમિકામાં પ્રયત્ન અને તૈયારી કરવાની છે; તેમાં ઈશ્વર ઉપર પૂર્ણ એકાગ્રતા કરવાની જરૂર હોઇ એ એકાગ્રતાને પરિણામે પૂર્ણ આત્મસમપણ સ્થાપન થાય છે. સર્વ વિચાર, લાગણી, કર્મ વિગેરેનું સમર્પણ થાય પછી સંપૂર્ણ આત્મ ત્યાગ–સંપૂર્ણ શરણાગત સ્થિતિ પ્રાપ્ત થાય છે. બીજી ભૂમિકામાં કાંઇપણ પ્રયત્ન કે સાધના કરવાની હોતી નથી. શુદ્ધ, સ્વાભાવિક અને આનંદ યુક્ત મનુષ્યત્વરૂપી કમળમાં દિવ્ય જીવનનું ખીલવું એજ એનો ક્રમ હોય છે. એ પ્રમાણે પૂર્ણયોગ આપોઆપ આગળ વધે છે.

ઉપર જે બે ક્રિયાઓ જણાવી તે કાંઇ એક બીજાની પાછળ અનુક્રમે જ આવે એવો નિયમ નથી. પહેલી ક્રિયા પૂરી થાય તે પહેલાં બીજી કાંઇક અંશે શરૂ થઇ જાય છે. વ્યક્તિથી પર એવી કોઇ શક્તિ તેને આગળ દોરે છે, અને એ શક્તિનું અસ્તિત્વ સાધકનો સ્વભાવ તદ્દન શુદ્ધ થઇ જાય તે પહેલાં તેને જણાવા માંડે છે. વ્યક્તિને તે શક્તિનું ભાન પહેલેથી પણ હોય છે. પરંતુ બીજી ભૂમિકામાં ગયા પછી, તે શક્તિ સતત, સરખો અને સીધો સંયમ રાખે છે. એ ચોખ્ખે ચોખ્ખો સંયમ બીજી ભૂમિકાની નિશાની છે. વ્યક્તિ દૈવી પ્રકૃતિમાં પરિવર્તન પામવાને લાયક થઇ છે તેની એ નિશાની છે. બીજી ભૂમિકા શરૂ થઇ એટલે આત્મસમર્પણ સ્વીકારાયું એટલુંજ નહિ પણ તે સફળ થયું છે એમ સમજવું.



# પ્રકરણ ૭ અભ્યાસ.

યોગસાધના આ જન્મમાં કરવી હોય તો તો સાધકે દૃઢ નિશ્ચય કરવો જોઇએ.

પ્રભુપ્રાપ્તિ એ આપણો હેતુ છે. વિશ્વનું રહસ્ય-સર્વ પ્રાણી પદાર્થનું ખરું સ્વરૂપ-આપણા પોતાના આત્માનો પણ આત્મા પ્રભુ છે-તેના પ્રત્યેજ સાધકનું મન આકર્ષાવું જોઇએ. ચમત્કાર, સિદ્ધિઓ વગેરેને માટે આપણે મથવાનું નથી. નહિ તો યોગ ભ્રષ્ટ થવાનો ભય છે.

સર્વ ભાવે આત્મસમર્પણ કરી દો-બધી શક્તિઓ, બધા વિચારો, લાગણીઓ, પ્રયત્નો, આદર્શો, ભાવનાઓ-સર્વને પ્રભુને અર્પણ કરતાં શીખો. પ્રત્યેક કર્મ હમણાં થાય છે તે આપણી અહંતાને પોષવાને, ઇંદ્રિયોનો સંતોષવાને, કોઇપણ પ્રકારની ઇચ્છાઓ-કામનાઓને પૂર્ણ કરવાને, સ્વાર્થ સાધવાને માટે થાય છે. પરંતુ તે બધામાંથી ધીમે ધીમે પ્રત્યેક કર્મ કરવાનો અંતિમ હેતુ પ્રભુ પ્રાપ્તિ છે એવું સ્વીકારતાં શીખો મુખ્ય મુખ્ય કર્મો, વિચારો વગેરે તે પ્રથમ પકડીને પ્રભુને અર્પણ કરો. ધીમે ધીમે સર્વ કર્મો, એ પ્રમાણે થઇ જશે અને તેમનો અંતિમ હેતુ પ્રભુ પ્રાપ્તિ છે એ પણ આપણે અનુભવાશું.

એને માટે સર્વત્ર પ્રભુનું દર્શન કરવાનો અભ્યાસ રાખવો. અહંતા ખાતર કર્મ કરવા જતાં યાદ લાવો કે આપણે તો પ્રભુપ્રાપ્તિ માટેજ તે કરવાનું છે. શામાટે આપણે ધન પ્રાપ્ત કરીએ છીએ ? શામાટે આપણે કુટુંબજીવન સ્વીકારીએ છીએ ? શામાટે આપણે નિઃસ્વાર્થી કર્મો કરીએ છીએ ? પ્રભુ પ્રાપ્તિ માટેજ. એ પ્રમાણે સૂક્ષ્મ અને સ્થૂલ સર્વ કર્મો તે પ્રભુને અને તેની શક્તિને અર્પણ કરતાં શીખો. સંસારને સ્વીકારવાથી પૂર્ણયોગને ઘણી સહાય મળે છે, કારણ કે એકે એક કર્મ સાધનામાં ઉપયોગી થઇ પડે છે.

આપણાં શરીર, પ્રાણ અને મનના અસ્તિત્વ પ્રત્યે જોઇને તેમનું પૃથક્કરણ કરતાં શીખો. આપણે એટલે કોણ ? તેની શોધ કરો. પૂર્ણ-યોગમાં આપણે સર્વ કરણોને સ્વીકારવાનાં છે. કોઇનો પણ ત્યાગ કરવાનો નથી. આપણે તો વિશ્વમાં પણ પ્રભુનું સામ્રાજ્ય સ્થાપવાનું છે. એકવાર જગત્‌ને પ્રભુમય બનાવી તેનો વિજય કરવો એ આપણો હેતુ છે. એટલે વિશ્વ શકિતઓ આપણો વિરોધ કરે અને આપણે વારે વારે પડી જઇએ તો પણ ગભરાવું નહિ. આપણી સાધના પ્રભુના હાથમાં છે. તેની **शक्ति**થી આપણે જીતવાના છીએ.

બુદ્ધિ, લાગણીઓ અને શકિત એ ત્રણને તે પ્રભુની પ્રાપ્તિ પ્રત્યે એકાગ્ર કરવાં જોઇએ.

પ્રભુ એટલે શું ? એક અનંત, સગુણ, નિર્ગુણ, સર્વશકિતમાન, સત્, ચિત્, આનંદ સ્વરૂપ, સર્વને પ્રેમથી ચાહનાર પરમ સત્.

ઇચ્છાઓ તો ઉત્પન્ન થવાની. તે બધીને છોડીને એકજ પ્રભુ પ્રાપ્તિની ઇચ્છા મનમાં રહેવા દો. અને તે પણ વિશ્વને-જગત્‌ને ખાતર ! આપણે પોતાને ખાતર નહિ. મોક્ષની ઇચ્છા પણ બંધન રૂપ છે. તેનો પણ સાધકે ત્યાગ કરવો જોઇએ. છેવટે, સર્વ ભાવે પ્રભુ પોતે કાંઇ આપે તેને સ્વીકારો અને આનંદ માનતાં શીખો.

છેવટ, પ્રભુની **शक्ति** સર્વ કર્મો કરે છે-આપણી યોગસાધના પણ તે કરે છે એવો સાક્ષાત્કાર થતાં પોતાનો પ્રયત્ન છોડી દો. "હું સાધક છું" એવું અભિમાન પ્રથમથી દૂર કરવા મથતા રહો. સર્વમાં તેજ છે સર્વમાં તેનીજ **शक्ति** છે એવું જાણો અને અંતે અનુભવો.



# ભાગ ૧ લો.

પૂર્ણયોગની દૃષ્ટિથી

# કર્મયોગ

નો

## અભ્યાસ.



## પ્રકરણ ૮ પૃથક્કરણ.

સામાન્ય જીવનનાં ચાર તત્ત્વો. ૧ કર્મ. ૨ કામનાઓ અને તેમનો ઉપભોગ. ૩ લાગણીઓ ૪ વિચાર–બુદ્ધિ. આપણે યોગમાં સમગ્ર રૂપાંતર કરીને કરણોને પૂર્ણ કરવાનાં છે.

" અહંને " બદલે ઇશ્વર; કામનાઓને બદલે સ્વયંભૂ આનંદ; બુદ્ધિ પ્રધાન વિચારોને બદલે પ્રભુનું દિવ્યજ્ઞાન; આપણી શકિતને બદલે પ્રભુની શક્તિની સ્થાપના કરવાની છે. તે સ્થિતિનેજ મનુષ્યજાતિ સત્યયુગ કહે છે. સામાન્ય માણસના જીવનમાં કર્મ ઘણો મોટો ભાગ ભજવે છે. એટલે કર્મ કરવાની શકિતાઓ પ્રભુને અર્પણ કરી દેવી જોઇએ.

જ્ઞાન અને ભકિતને માર્ગે જેઓ પ્રગતિ કરવા માગતા હોય તેમને માટે પણ કર્મયોગથી શરૂઆત કરવી સારી છે. કારણ કે સાધક કેવળ વિચારમય અને અવ્યવહારૂ બની જવાનો ભય રહેલો છે. પૂર્ણયોગમાં ત્રણે યોગનો સામટો અભ્યાસ કરી શકાય છે.

ગીતામાં કર્મયોગનો માર્ગ બહુજ સરળતાથી આપ્યો છે. તેના માર્ગમાં અદ્વૈતની પ્રાપ્તિ અને સમતા ધારણ કરવાની છે. સર્વ પ્રાણી પદાર્થો એક–અદ્વૈત બ્રહ્મ સ્વરૂપ જ છે. ભેદ માત્ર દેખાવ પૂરતો જ છે. પ્રકૃતિજ આપણા દ્વારા કાર્યો કરાવ્યા કરે છે.

પ્રકૃતિ પાછળ સ્વતંત્ર શક્તિ રહેલી છે તેજ ખરી રીતે જોતાં મુકત છે, બાકીના બધા ભલે કહે કે " અમે સ્વતંત્ર છીએ. " પરંતુ તે બધા પ્રકૃતિને વશ હોય છે. માણસની શકિત ( will ) તેનું જ પરિણામ છે. સાધકે પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેનો ભેદ સમજવો જોઇએ.

પ્રકૃતિ જડ છે, ક્રિયાત્મક, અમલમાં મૂકનારી શકિત છે. પુરૂષ તેનો જ્ઞાતા, અધિષ્ઠાતા અને ઇશ્વર છે. માણસ પોતે પ્રકૃતિ અથવા

પુરૂષ એમાંથી ગમે તેની જોડે પોતાની એકતા કરે. પ્રકૃતિ જોડે એકતા કરે તો તે ગુણોને વશ થાય. પ્રકૃતિમાં પડેલા આત્માનું લક્ષણ એ છે કે તેનામાં અહંતા અને અસમાનતા હોય છે.

ગીતાનો સાધન માર્ગ સાદો છે: અહંતા છોડી પ્રભુમાં રહેવું, અને અંતઃકરણમાં સમતા ધારણ કરવી. પ્રભુ પ્રેરિત કર્મો કરવાં-જેથી તેની શક્તિ કાર્ય કરે અને કામનાઓ વિગેરે દૂર થાય.

સર્વ કર્મોના ફળની ઇચ્છાનો ત્યાગ કરવાથી અહંતાનું બંધન શિથિલ થાય છે. ફળની ઇચ્છા ત્યાગે થયાની સાબિતી એ છે કે મનમાં સંપૂર્ણ સમતા સ્થાપન થઇ જવી જોઇએ.

પછી કર્મ કરવાનો હેતુ શો ? યજ્ઞરૂપે સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાં એજ પછીથી કર્મ કરવાનો હેતુ છે.



# પ્રકરણ ૮ મું.

## સમગ્ર કર્મયોગ.

### ૧. કર્મદ્વારા આત્મસમર્પણ.

આપણા યોગનું કાર્યક્ષેત્ર જીવન છે. (જીવન એ પૂર્ણયોગનું ક્ષેત્ર છે.) માનુષી જીવનનું દૈવી જીવનમાં રૂપાંતર કરવું એ યોગનો હેતુ છે. અહંતાએ પરાત્પર પુરૂષોત્તમને સમર્પણ કરવું એ પૂર્ણયોગનો સાધ-માર્ગ છે, તથા શક્તિ, હૃદય અને બુદ્ધિને ઈશ્વર પ્રાપ્તિ ઉપર અને તેને સમર્પણ કરવા ઉપર એકાગ્ર કરવાં એ પૂર્ણયોગની શરૂઆત છે.

સામાન્ય માણસનું જીવન ચાર તત્વોનું બનેલું હોય છેઃ—૧ કર્મ ૨. કામનાઓ અને ભોગ ૩ લાગણીઓ ૪ વિચાર–બુદ્ધિ એ ચારે તત્વોનાં કાર્ય પ્રતિકાર્યને પરિણામે વ્યક્તિનો આધ્યાત્મિક વિકાસ થાય છે; એ પ્રમાણે જે આધ્યાત્મિક વિકાસ થાય છે, તેમાંજ માણસના જીવનનો સાર આવી જાય છે, કારણ કે કર્મ લાગણી, વિચાર, જ્ઞાન આનંદ અને ભોગ વિગેરે દ્વારા ચૈતન્યનો વિકાસ કરવા માટે જ માણસે શરીર ધારણ કર્યું છે ! અર્થાત્ કે માણસે શરીર ધારણ કર્યું છે તેનું કારણ પણ એ અંતરનો વિકાસ હોઈ તેના જીવનમાં એ હેતુ મુખ્ય છે; બાકીનું બધું ગૌણ છે.

પ્રકૃતિ સામાન્ય રીતે આજુબાજુની પરિસ્થિતિના દબાણથી, કેળવણીથી, અકસ્માતથી, નવી તકોનો લાભ ઉત્પન્ન કરીને માણસજાતિનો વિકાસ ક્રમે ક્રમે કરી રહી છે, અને તે વિકાસ પણ ધીમો અને અવ્ય-વસ્થિત છે. પૂર્ણયોગમાં આપણે પ્રકૃતિની એ ધીમી ચાલને કોરાણે મેલી વેગથી અને બુદ્ધિપૂર્વક પોતાનાજ પ્રયત્નથી આપણો વિકાસ કરીને સીધે સીધા અંતિમ લક્ષ્ય તરફ જવા માગીએ છીએ. આપણી પ્રગતિમાં

**અંતિમ લક્ષ્ય** કદાચ ન પણ હોય ? કારણ કે અનંત પ્રગતિવાળા અનંત વિકાસમાં વળી અંતિમ ક્યાંથી ? તો પણ હમણાં તાત્કાલિક જરૂરીઆત પ્રમાણે તો આપણે અંતિમ લક્ષ્યને સ્વીકારી શકીએ. માણસે પુનર્જન્મ પ્રાપ્ત કરવાનો છે યાને તેણે દૈવી જીવન કે દેવજાતિમાં પોતાની જાતનું રૂપાંતર કરવાનું છે. પૂર્ણયોગમાં આપણે સમગ્ર પરિવર્તન કરવાનો હેતુ દૃષ્ટિ સમક્ષ રાખ્યો છે. એ પરિવર્તન તે જીવનના એકાદ ભાગનું નહિ પરંતુ સમગ્ર જીવનનું; કેવળ આત્માનું નહિ પરંતુ પ્રકૃતિના એકે એક ભાગનું !

**પૂર્ણયોગમાં આપણે અહંતાને બદલે પરબ્રહ્મ; કામના અને તેના ભોગને બદલે નિષ્કામ આનંદ; અહંતાપ્રધાન વિભક્ત વિચારોને બદલે દિવ્ય વિજ્ઞાનની જાગૃતિ તથા અહંતાપ્રધાન શકિત અને કર્મને બદલે દિવ્ય અને અપૌરૂષેય શકિતને સ્થાપન કરવા માગીએ છીએ. તેમજ આપણા આવેશોનું સ્થાન વિશ્વ-વ્યાપી વિરાટ્ હૃદય લે એ આપણો પ્રયત્ન છે. એ હૃદયમા જે તરંગો થશે તે બધા દિવ્ય આનંદ અને પ્રેમના સાગરમાંથીજ ઉભદ્ભવશે. આપણે જેને "દેવજાતિ" અથવા "દિવ્ય મનુષ્ય-જાતિ" એવું નામ આપીએ છીએ તેની વ્યાખ્યાજ ઉપર આવી ગઇ.** યોગ માર્ગનું અનુસરણ કરીને આપણે જે "દિવ્ય પુરૂષ" ઉત્પન્ન કરવા માગીએ છીએ તે કેવા પ્રકારનો હશે તે એ ઉપરથી સમજાશે. આપણે માત્ર બુદ્ધિની અતિશયતા અથવા ક્રિયાશકિતની વિશેષતાજ મેળવીને સંતોષ માનવાનો નથી.

સાધારણ માણસના જીવનમાં કર્મ એ જીવનનો ત્રણ ચતુર્થાંશ અથવા તેથી પણ વધારે ભાગ રોકે છે. કેવળ અંતરના જીવનમાં તો કોઇક વિરલ તત્ત્વવેત્તા, કવિ, કે કલાવાન જ રાચે છે. તેવા લોકો કર્મના કરતાં વિચાર અને લાગણીમાંજ પોતાનું જીવન વધારે ઢાળે છે. જીવનનો મોટો ભાગ કર્મમય હોવાથી પૂર્ણયોગમાં કર્મયોગ ઘણું આગળ પડતું સ્થાન લે છે. આપણાં સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવા, કર્મ કરવાની આપણી સર્વ શકિતઓ પણ તેને અર્પણ કરવી તથા કર્તત્વા-ભિમાન યાને "હું કર્તા છું" એવા ભાવનો પણ ત્યાગ કરવો, એ

પૂર્ણ યોગને માટે ઘણું આવશ્યક છે. એ પ્રમાણે કરવાથી આપણી સર્વ શક્તિઓ, આપણાં સર્વ કર્મો અને આપણા જીવતની પાછળ આવી રહેલી ભગવાનની દિવ્ય શકિત કે જેને લીધે સર્વ કાર્યો શક્ય બને છે, તે દિવ્યશકિત સર્વ હથિઆરોનો એટલે કરણોનો પોતાના આવિર્ભાવને માટે ઉપયોગ કરે છે. અંતે આપણું અહંતાપ્રધાન અને આપણાં કર્મોનું રૂપાંતર થઇ જઇ તેઓ ભગવાનની શકિતનાં સજ્ઞાન હથિયારો થઇને પોતે તેના અનુકૂળ આધાર માત્ર થઇ રહે છે. પૂર્ણ યોગનો પ્રથમ અને સૌથી અગત્યનો ભાગ પણ એજ છે.

કર્મનું સર્વ વ્યાપ્તત્વ.

**જે સાધકો વિચાર અને બુદ્ધિ દ્વારા સમર્પણ કરવા માગતા હોય યાને જેઓની પ્રકૃતિ જ્ઞાનમાર્ગની સાધનાને માટે અનુકૂળ હોય અથવા તો જેઓ હૃદયની લાગણી યાને ભકિતદ્વારા સમર્પણ કરી ભકિતયોગનો અભ્યાસ કરવાને લાયક હોય તેમણે પણ પૂર્ણતાની પ્રાપ્તિ માટે કર્મયોગની સાધના કરવી ઘટે છે. એ પ્રમાણે** ન કરવામાં આવે તો તેઓ પરબ્રહ્મની પ્રાપ્તિ કરી તેનો જીવનમાં અને કર્મમાં આવિર્ભાવ નહિ કરી શકે—કારણ કે તેઓ પ્રભુને વ્યવહારિક જીવનથી પર જુવે છે અને પોતે પણ તેવા જ થઇ જાય છે. એ ખરૂં છે કે આપણે જ્ઞાન અથવા ભકિતથી શરૂઆત કરીને યોગમાર્ગના અંતમાં કર્મયોગનો પણ અભ્યાસ કરી લઇએ. પરંતુ એમાં એક ગેરલાભ રહેલો છે, અને તે એ કે એકવાર જ્ઞાન કે ભકિતનો અભ્યાસ કર્યા પછી સાધકમાં આંતર જીવન જીવવાની વૃત્તિ યાને નિવૃત્તપરાયણતા પ્રધાન રહે છે. તેથી કરીને સાધક પોતાની સિદ્ધિને દૈવી પ્રકૃતિમાં ફેરવી નાંખી શકતો નથી. જ્ઞાન કે ભકિતની સિદ્ધિ પછી કર્મયોગનું ક્ષેત્ર હસ્તગત કરવા નીકળીએ, તો આપણને માલુમ પડે છે કે આપણે તેને માટે નાલાયક છીએ, કારણ સ્વાનુભવરસિક જીવનમાં યાને આત્માનંદમાં આપણે અતિશય ડૂબી ગયલા હોઇએ છીએ, અને પરિણામે

જ્ઞાન ભક્તિ માટે પણ કર્મની અગત્ય.

સર્વ કર્મો જુની ઘરેડમાં ચાલ્યા જાય છે અને આપણા અંતરમાં રહેલું સત્ય અને વ્યવહાર વચ્ચે અંતર પડતો જાય છે! આપણા અંતરમાં જે જ્ઞાન અને શક્તિ જાગ્રત થયાં હોય છે તેમને પોતાનામાં જ સમાઇ રહેવાનો અભ્યાસ પડયો હોઇ બાહ્ય જીવનમાં તે પોતાને વ્યકત કરી શકતાં નથી. અર્થાત્ કે સામાન્ય મનુષ્યના જેવાં જીવન દ્વારા તે આવિર્ભાવ પામી શકતાં નથી. આપણને એમ લાગે છે કે આપણે કોઇ જુદી જ દુનિયામાં વસીએ છીએ, અને પૃથ્વી સાથે આપણને કાંઇપણ લેવા દેવા નથીઃ આપણે તો આપણી પ્રકૃતિને અનુસરીને યોગનો અભ્યાસ કરવાનો છે, એટલે કેટલાક માણસોની બાબતમાં તો ઉપર જણાવેલી પ્રથમ જ્ઞાન કે ભક્તિથી યોગનો અભ્યાસ શરૂ કરવાની મુશ્કેલી આપણે સ્વીકારવી પડે છે.–કારણકે તે શિવાય યોગનો અભ્યાસજ, શરૂ કરી શકતા નથી. અહીં આપણે યાદ રાખવું જોઇએ કે આદર્શ યોગનું કાર્ય તો મૂળથીજ સમગ્રતાવાળું હોવું જોઇએ. દરેક સાધકના મન ઉપર કર્મયોગની અગત્યં બરાબર ઠસે અને દૃષ્ટિ આગળ તે હમેશાં રહે એટલા માટે આપણે પ્રથમ કર્મયોગથીજ શરૂઆત કરી છે. આથી કરીને આપણે યોગનો અભ્યાસ કરતાં કરતાં કર્મથી ગમે તેટલા વેગળા જઇએ તો પણ પૂર્ણયોગમાં કર્મયોગ ઘણોજ અગત્યનો છે એ વાત તો જરૂર આપણા ધ્યાનમાં રહેશે.

કર્મયોગનો પ્રમાણ ભૂત ગ્રંથ એટલે **શ્રી**મદ્ ભગવદ્ગીતા. એમાં કર્મયોગની ઉત્તમ પદ્ધતિ આપવામાં આવેલી છે. મહાભારતના ગીતા પ્રસંગમાં કર્મયોગના સિદ્ધાંતો અનિર્વચનીય પ્રતિભા સાથે રજુ થયલા છે. ગીતામાં કેવળ કર્મયોગનો માર્ગ પૂરેપૂરો ખીલવીને રજુ કરવામાં આવ્યો છે, છતાં તેનું ઉત્તમોત્તમ રહસ્ય પૂરેપૂરૂં વર્ણવવાને બદલે તેની સૂચના માત્ર કરવામાં આવી છે. એ પ્રમાણે મોન ધારણ કરવાનાં સબળ કારણો હતાં. વળી એ ઉત્તમોત્તમ રહસ્ય વર્ણનના કરતાં અનુભવ દ્વારા વધારે જાણી શકાય છે. અનુભવથી જાણવું ઘણું સ્હેલ છે. જે માણસને એ ઉત્તમ રહસ્યનો અનુભવ જ નથી તેને વર્ણન દ્વારા એ સમજાવવાનું અશક્ય છે. અને જેને એનો અનુભવ થયો છે તેને માટે વર્ણન બીન

જરૂરી છે. સર્વ પ્રકારના આધ્યાત્મિક સાક્ષાત્કારોનું વર્ણન કરવામાં સામાન્ય માણસની ભૂમિકાને યોગ્ય શબ્દોનો ઉપયોગ કરવો પડે છે અને તેથી જે લોકો એ શબ્દોનો રૂઢ અર્થથી ખાસ જુદો અર્થ કરી શકે છે તેમને જ તે અનુભવો સમજાય છે. વેદમાં ઋષિઓએ કહ્યું છે કે "બ્રહ્મ-જ્ઞાનના શબ્દો જે લોકો જ્ઞાની હોય છે તેમનેજ સંપૂર્ણ રીતે સમજાય છે. બાકી બીજાઓને તો તેમાંથી દિશાભાન થઇને કાંઇક તુટક તુટક માહીતિ મળે એટલુંજ."

હવે ગીતામાં કર્મયોગની કઇ પદ્ધતિ આપવામાં આવી છે એવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. ગીતાના અભ્યાસનો સાર બે શબ્દોમાં આપી શકાય તેવો છે. (૧) અદ્વૈત યાને એકતા અને (૨) સમતા. તેમજ ગીતાની સાધન પ્રણાલિમાં બતાવેલી યોગસાધના જોઇએ તો તેમાં સર્વ પદાર્થોનો ત્યાગ કરી તેમને પોતાના કરવામાં, અહંતાથી પર પુરૂષોત્તમ પ્રભુને શરણે જઇને આત્માની સ્વતંત્રતા મેળવવામાં, અને શાંતિ અને નિષ્કર્મ સ્થિતિમાં રહી કર્મ કરવામાં તે માર્ગનો સમાવેશ થઇ જાય છે.

એકતા અને સમતા.

ચરાચર સર્વ પદાર્થો ખરૂં જોતાં એક જ પરમાત્માનાં સ્વરૂપો છે–અવિ-ભક્ત બ્રહ્મનાજ આવિર્ભાવ છે. પ્રાણીઓ અને પદાર્થોમાં તે બહુત્વને પામેલો દેખાય છે, તો પણ તે બધાં એક અને સમ છે. બહાર જે બહુત્વ યાને જે દ્વૈત દેખાય છે તે અથવા તો અવિભક્ત સત્ય યાને અદ્વૈત છે તે બેમાંથી ગમે તેમાં આપણે આપણા ચૈતન્યને સ્થિર કરી શકીએ છીએ. જો આપણે વ્યવહારમાં સ્પષ્ટ જણાઇ આવતું દ્વૈત સ્વીકારીએ તો પછી આપણે પોતે પણ અહંતામાં બંધાઇને પ્રકૃતિના ત્રણે ગુણોને (સત્વ, રજસ્, તમસ્‌ને) વશ થઇ રહેવું પડે છે. અર્થાત્ કે એ જીવન સ્વીકારવાથી પ્રાણી બાહ્યસ્પર્શને વશ થાય છે, એટલે હર્ષ શોક; સુખ દુઃખ; જય પરાજય; સારૂં નરતું વગેરે દ્વૈતભાવ તેનામાં આવે છે. એ જીવનમાં આપણને સાપેક્ષ સ્વતંત્રતા મળે છે. પરંતુ તે સ્વતં-ત્રતા પણ માયિક યાને કેવળ મિથ્યા છે, કારણકે ખરી રીતે તો આપણી શક્તિ દ્વારા પ્રકૃતિ જ પોતાના ગુણોનો આવિર્ભાવ કરે છે. આપણે શું

ઇચ્છીશું અને આપણી શક્તિમાં કયું કાર્ય થશે તે પણ પ્રકૃતિ નક્કી કરે છે. પરંતુ જો આપણે અદ્વૈત સ્વીકારીને એક સનાતન આત્મામાં આપણું અસ્તિત્વ નિર્મગ્ન કરી દઇએ તો આપણે અહંતાથી પર બની આપણા સત્ય સ્વરૂપને પ્રાપ્ત કરી શકીએ છીએ; એ રીતે પ્રકૃતિના ગુણોથી પર બની આત્માની સંપૂર્ણ સમતા પ્રાપ્ત કરીને સર્વ પ્રાણીઓ સાથે આપણું અદ્વૈત અનુભવીએ છીએ, એટલુંજ નહિ પણ સર્વથી પર પરમાત્મા જોડે પણ એકતા સાધી શકીએ છીએ. અદ્વૈત, એકતા અને સમતા એજ પરમાત્માનો આનંદ છે.

સ્વતંત્ર શક્તિ કઇ ?

ઉપર જે આધ્યાત્મિક સ્થિતિ બતાવવામાં આવી છે તેજ ખરેખરી સ્વતંત્રતા છે, એના શિવાયની બીજી સ્વતંત્રતા આળપંપાળ સમજવી. વિશ્વમાં એકજ સ્વતંત્ર શક્તિ અને તે પ્રભુની દિવ્ય શક્તિ જ છે. પ્રકૃતિ તો તેનો અમલ કરનાર દાસી છે. મનુષ્યની શક્તિ પણ એક રીતે જોતાં સ્વતંત્ર છે ખરી, તો પણ પ્રકૃતિના ગુણોની પેઠે તે પણ સાપેક્ષ રીતે સ્વતંત્ર અને સત્ય છે, કેવળ યાને નિરપેક્ષ રીતે નહિ. માણસનું મન પ્રકૃતિના બળોના વંટોળીઆ ઉપર બેઠેલું છે. તેની આગળ અનેક શક્યતાઓ આવીને સમતોલપણે ઉભી રહે છે. તેમાંથી મન એક વાતનો નિશ્ચય કરે છે અને પોતે પસંદગી કરતું હોય એમ તેને લાગે છે. પરંતુ એ પસંદગી કરવામાં પોતાની પાછળ જે દિવ્ય શક્તિ આવી રહેલી છે તેનું માણસને ભાન હોતું નથી, કારણકે એ શક્તિ આપણામાં સમગ્ર રૂપે કાર્ય કરતી હોઇ આપણી દૃષ્ટિને તે અનિશ્ચિત જ દેખાય છે. મન પોતે પક્ષપાતી અને અપૂર્ણ છે. યંત્રના માત્ર એક ભાગ ઉપર બેસીને તે એમ માને છે કે આખું યંત્ર પોતેજ ચલાવે છે. પરંતુ યંત્ર ચાલન માટે જરૂરી નવદશાંશ શક્તિ તો કાળ, પરિસ્થિતિ, ભૂતકાળની તૈયારી તથા ભવિષ્યની દિશામાંથી આવે છે તેનું તો એને ભાન સુદ્ધાં હોતું નથી ! એક પ્રકારે જોવા જોઇએ તો મન આખું યંત્ર ચલાવે છે એ વિચાર પણ ખરો લાગે છે, કારણકે મનનું દઢ વલણ જેને આપણે શક્તિ ક્રિયા નિશ્ચય કહીએ છીએ તે

પ્રકૃતિનું એક સબળામાં સબળ હથિઆર છે. અલબત્ત, પ્રકૃતિના હાથમાં કાંઇ એ સિવાય બીજાં હથિયાર નથી એમ નહિ. આપણી શક્તિને નિશ્ચયનું સ્વરૂપ આપનાર વળી કોઇ જુદુંજ તત્ત્વ છે અને તે આપણી પ્રકૃતિની પાછળ આવી રહેલું છે. તે તત્ત્વને આપણે સંપૂર્ણ સત્ય એવું નામ આપી શકીએ એ સંપૂર્ણ સત્ય, પ્રભુની શક્તિ (કાલી), વિશ્વમાં વ્યાપી રહેલી છે. તે કર્મની જરૂરિયાતો અને વાસ્તવિક સંબંધો નિહાળીને સંપૂર્ણ સત્ય નક્કી કરે છે, અર્થાત્ કે એ સંપૂર્ણ સત્ય તે કાલીના કાર્યનું–પ્રભુની શક્તિના કાર્યનું–પરિણામ છે. એ દિવ્ય શક્તિ આખા વિશ્વમાં પોતાનો આવિર્ભાવ કરી રહી છે. "સર્વ પ્રાણીઓ યંત્રારૂઢ થયલાં હોય તે પ્રમાણે ભગવાન તેમને પોતાની માયાથી ફેરવે છે" એવું ગીતાજીમાં કહેવામાં આવ્યું છે તેનો અર્થ પણ એજ છે.

પ્રભુની એ દિવ્ય શક્તિ આપણાથી ભિન્ન નથી. તે આપણી સાથે ગાઢ સંબંધ ધરાવે છે, એટલુંજ નહિ પણ તે આપણું પોતાનુંજ ઉચ્ચ સ્વરૂપ છે. તે શક્તિ તે આપણે બુદ્ધિ પ્રધાન નિશ્ચયાત્મક શક્તિ વાપરીએ છીએ તે નથી, કારણકે એ દિવ્ય શક્તિ–ઘણીવાર આપણી શક્તિ જેનો સ્વીકાર કરે છે તેનો તિરસ્કાર કરે છે, અને જેનો ત્યાગ કરે છે તેનો તે સ્વીકાર કરે છે. આ દેખીતા ભેદનું કારણ એ છે કે દિવ્ય શક્તિ સર્વજ્ઞ છે ત્યારે આપણી શક્તિ પરિમિત છે. આપણી શક્તિ પોતે મન દ્વારા ચૈતન્ય વાળી થાય છે ત્યારે દિવ્ય શક્તિ ઇંદ્રિયાતીત છે એટલુંજ નહિ પણ બુદ્ધિથી પણ પર છે. તેથી આપણે જો આપણી પરિમિત શક્તિને પરમાત્માની અપરિમિત શક્તિને આધીન કરી તેની સાથે એકતા પામીએ તો આપણે પણ તેના જેવી સ્વતંત્રતા પ્રાપ્ત કરીએ; અર્થાત્ કે આપણું અજ્ઞાન દૂર થઇ જાય.

ગીતાની વ્યવહાર સાધન પ્રણાલિ યથાર્થ સમજવી હોય તો આપણે પ્રકૃતિ અને પ્રકૃતિના અધિનાયક રૂપ ઇશ્વર, એ જ્ઞાન પૂર્ણ દિવ્ય શક્તિ (કાલી), તથા વિશ્વમાં કાર્ય કરી રહેલાં ત્રણ ગુણો અને ત્રિવિધ શક્તિઓ વચ્ચેનો ભેદ બરાબર જાણવો જોઇએ.

પ્રકૃતિનાં કાર્યોમાં * આપણને અદ્દભુત જ્ઞાન સમાયલું દેખાય છે ખરૂં, તથાપિ તે એક અમલ બજાવનાર, યાંત્રિક, બુદ્ધિહીન શકિત છે. વળી તેનામાં ખૂબ સત્તાવાળું પ્રભુત્વ દેખાય છે છતાં તે સર્વ શકિતમાન નથી, કારણકે તેને પોતાનાં કાર્યો અચુક રીતે બજાવવાં પડે છે. પ્રકૃતિ પોતે ભોકતા નથી પણ ભોજ્ય છે અર્થાત્ કે તેનામાં ભોગ ભોગવવાનું સામર્થ્ય નથી પણ સર્વ ભોગની સામગ્રી તેનામાં રહેલી છે. પ્રકૃતિ પોતે કામ કરે છે પણ તેની અંદર જ્ઞાતા રહેલો છે. પ્રકૃતિ અને પુરૂષમાં આ ભેદ મૂળ થકી છે. પ્રકૃતિ પોતાનામાં જ્ઞાન, પુરૂષનું ઐશ્વર્ય અને પુરૂષનો આનંદ આકર્ષી લઇને કાર્ય કરે છે ખરી, પરંતુ એ જ્ઞાન ઐશ્વર્ય, અને આનંદમાં ભાગ લેવાની યોગ્યતા મેળવવા કાજે પ્રકૃતિએ પુરૂષમાં પ્રતિબિંબિત થવું જોઇએ, અર્થાત્ કે પુરૂષને વશ થવું જોઇએ. પુરૂષ જ્ઞાતા છે, નિષ્ક્રિય છે, તેના જ્ઞાનમાં પ્રકૃતિનું સર્વ કાર્ય સમાઇ જાય છે, અને તે પ્રકૃતિનો આનંદ ભોગવે છે. પુરૂષ પ્રકૃતિનાં કાર્યોને અનુમતિ આપે છે, અને પ્રકૃતિ એ કાર્યોનો અમલ કરે છે. પુરૂષ પોતે કાર્ય કરતો નથી, પરંતુ પ્રકૃતિને તેનાં કાર્યોમાં ટકાવી રાખે છે. પોતાના જ્ઞાનમાં જે વસ્તુનું તે દર્શન કરે છે, તેને પ્રકૃતિ દ્વારા વ્યકત થવા દે છે.

પ્રકૃતિ, પુરૂષનો ભેદ.

માણસના આત્માને પ્રકૃતિ અથવા પુરૂષ બેમાંથા ગમે તેની સાથે એકતા કરવાની છૂટ છે. જો તે પ્રકૃતિ સાથે અદ્વૈત કરે તો તે તેનો અધિષ્ઠાતા, ભોકતા, જ્ઞાતા વગેરે રહી શકતો નથી, પરંતુ પ્રકૃતિના ગુણોને તે પોતાનામાં પ્રતિબિંબિત કર્યા કરે છે. અર્થાત્ કે પ્રકૃતિની યાંત્રિક ક્રિયામાં અને તેની ગુલામીમાં પુરૂષ ભાગ લે છે. એ રીતે પ્રકૃતિમાં તદ્દન લીન થઇ જાય છે ત્યારે પુરૂષ અચેતન, જડ બની જાય છે, યાને પ્રકૃતિનાં સ્વરૂપોમાં તે પૃથ્વી અને ધાતુની પેઠે સુષુપ્તિમાં પડી જાય છે ! જ્યારે એ પ્રમાણે થાય છે ત્યારે તે તમોગુણને વશ હોય છે. પછી ધીમે ધીમે પુરૂષ પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવાની દિશામાં વળે છે, અને રજો-

---

* પ્રાણી તથા વનસ્પતિ સૃષ્ટિની ઉત્પત્તિ, વૃદ્ધિ તેમજ તેમની ક્રિયાઓ વગેરેમાં જ્ઞાન નથી એમ કોણ કહી શકશે ?

ગુણને પ્રાપ્ત થાય છે. રજોગુણમાં રહી તે કામના, આવેશ, વગેરેથી પ્રેરાય છે. રજોગુણથી પણ આગળ વધતાં વધતાં છેવટે પુરૂષ સત્વ ગુણને પ્રાપ્ત થાય છે, અને તેમાં તેને જ્ઞાન, સમતા, સુખ, વગેરેનો અનુભવ થાય છે. સત્વગુણમાં પુરૂષને સાપેક્ષ સ્વતંત્રતા મળે છે. એ પ્રમાણે આપણે આપણે જોઇ શકીએ છીએ કે વિશ્વમાં ક્રમેક્રમે પુરૂષ પોતાની મૂળ સ્થિતિ પ્રત્યે પ્રયાણ કરી રહ્યો છે. તેની એ એ મૂળ સ્થિતિમાં સ્વતંત્રતા, પ્રભુત્વ, જ્ઞાન અને આનંદ રહેલાં છે. ઉપર જે ગુણો જણાવ્યા તે એક બીજા ઉપર કાર્ય પ્રતિકાય કર્યા જાય છે, અને તેઓ જ અહંભાવપ્રધાન માણસોની પ્રકૃતિમાં સર્વ કર્મો તથા અનુભવો નક્કી કરે છે.

**પ્રકૃતિનાં બંધનો.**

માણસનો આત્મા પ્રકૃતિને વશ હોય છે તેની બે નિશાનીઓ વર્ત્તે છે. ૧ પ્રથમ તો અહંતાનું બંધન અને (૨) આત્માની અસમાન સ્થિતિ. અસમાનતા પ્રકૃતિની છાપ છે. અસમાનતાને લીધેજ બાહ્ય સ્પર્શો પ્રત્યે માણસનો આત્મા જુદાં જુદાં વિકારી પ્રતિકાર્યો કરે છે, અને તેનાથીજ દ્વંદ્વનું પરિબળ જામે છે. અર્થાત્ કે આત્મા પોતે સ્વતંત્ર થવા માટે પ્રયત્ન કરે છે અને તેમ કરતાં જય, પરાજય; સફળતા, નિષ્ફળતા વગેરે દ્વંદ્વોને અનુભવે છે. જ્યારે વ્યકિતનો આત્મા પ્રાણીમાત્રમાં વિલસી રહેલા એકજ ચેતન તત્વને-એકજ આત્માને અનુભવે છે ત્યારેજ તે ખરો સ્વતંત્ર થાય છે, અને ત્યારપછીજ પ્રકૃતિના ગુણોથી છૂટો થઇ તેની જોડે યોગ્ય સંબંધ તે બાંધી શકે છે, તેમજ સર્વ દ્વંદ્વો પ્રત્યે મનની સમાનતા પણ તે સ્થાપન કરી શકે છે. એ પ્રમાણે વ્યકિતમાં રહેલો આત્મા પોતે જ્ઞાતા, ભોકતા અને સ્વામી થઇને પ્રકૃતિ ઉપર પોતાનો અધિકાર સ્થાપન કરે છે. તે આત્મા કર્મમાં પોતાનો આવિર્ભાવ કરવા છતાં તેમનાથી બંધાતો નથી. અર્થાત્ કે તેનાં કાર્યોનું પરિણામ તેના આત્મામાં થતું નથી, ફકત પ્રકૃતિમાં તેનું પરિણામ થાય છે. તેવા માણસની શાંત, આનંદપૂર્ણ અને વિરાટ્ સમતાના સાગરમાં પ્રકૃતિથી આખી ક્રિયા જાણે તરંગ માત્ર હોય તેમ ઉંચી નીચી થયા કરે છે, પરંતુ તેની અસર આખા સમુદ્ર ઉપર-તેની સમગ્ર સમતા ઉપર-થતી નથી.

આપણે કઇ દિશામાં પ્રયત્ન કરવો તે ઉપર બતાવવામાં આવ્યું છે. હવે અહીં આપણે તેનો આદર્શ ટુંકામાં મૂકીશું:—

**પ્રભુમાં જીવન ધારણ કરવું–અહંતામાં નહિ–અર્થાત્ અહં-તાપ્રધાન ચૈતન્યને બદલે વિરાટ્ અને પરાત્પર ચૈતન્યનો વિકાસ કરવો.**

કર્મયોગનો સાધન માર્ગ.

સર્વ પ્રસંગો અને બનાવો પ્રત્યે સમત્વ ધારણ કરવું. અર્થાત્ સર્વ પ્રાણીઓને સમાન ગણવાં, પોતાના આત્માને સર્વમાં જોવો અને સર્વને પોતાના આત્મામાં જોવાં. યાને સર્વને પ્રભુમાં જોવાં તાત્પર્ય કે સર્વમાં ભગવાનનો સાક્ષાત્કાર કરવો, અને પોતાની જાતને સર્વમાં અનુભવવી.

પ્રભુમય કર્મ કરવાં અર્થાત્ કે અહંતાપ્રધાન કર્મોનો ત્યાગ કરવો. આપણી પોતાની જરૂરીઆત અથવા આપણા વર્તનનાં માની લીધેલાં ધોરણને અનુસરીને કર્મો પસંદ કે નાપસંદ કરવાં નહિ, પરંતુ દિવ્ય શક્તિની પ્રેરણા પ્રમાણે કર્મોને આપણામાં થવા દેવાં. આપણાં કર્મો આવેશ અને મિથ્યા સ્વતંત્રતા યાને સ્વેચ્છાચારથી દોરાવાં જોઇએ નહિ, પરંતુ જ્ઞાનપૂર્ણ આત્મા–નંદમય પ્રભુની શક્તિથી તે પ્રેરાવાં જોઇએ. તાત્પર્ય કે મનુષ્યે પોતાની અપરા પ્રકૃતિથી પર બની ઇશ્વરની પ્રેરણાથી કર્મોમાં પ્રવૃત્ત થવું જોઇએ.

હવે ઉપર જે આદર્શ જણાવવામાં આવ્યો તેને પ્રાપ્ત કરવાને માટે કયાં પગલાં લેવાં જોઇએ તે વિચારીએ.

આપણે જે પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહ્યા છીએ તેની પરાકાષ્ટા, અંહવૃત્તિ યાને 'હું પણું' અને તેની ક્રિયાઓનો ત્યાગ કર-વામાં સમાયલી છે. કર્મની ગાંઠ તો આપણે સૌથી પહેલી છોડવી છે, એટલે જ્યાં તે ગાંઠનું મૂળ છે ત્યાંથી જ તેને છોડવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણા સ્વભાવમાં બે બંધનો આપણને દૃઢતાથી બાંધી રાખે છે. (૧) કામના કે વાસનાઓ (૨) અહંતા કે "અહં બુદ્ધિ." આપણા મનમાં, લાગણીઓમાં વિગેરેમાં કામનાઓનું રાજ્ય ચાલે છે, અને આપણા અંતઃકરણમાં અહંતાનું બંધન છે. એ બંને અજ્ઞાનની શક્તિઓને દૂર કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ.

કર્મયોગમાં કામનાઓ ફળની ઇચ્છાનું રૂપ લે છે. તે ઇચ્છા કાં તો (૧) આભ્યંતર કે સૂક્ષ્મ અથવા (૨) બાહ્ય કે સ્થૂલ—એ બેમાંથી ગમે તે એક પ્રકારની હોઇ શકે. આભ્યંતર અથવા સૂક્ષ્મ ઇચ્છાઓમાં આપણા કર્મનાં પરિણામરૂપે હૃદયમાં આનંદ પ્રાપ્ત કરવાની વૃત્તિ, અથવા તો લાગણીઓને સંતોષવાની ટેવ કે પછી આપણા આદર્શોને વિજયશાલી કરવાની ભાવના, આશાઓ, મહત્વાકાંક્ષાઓ વિગેરેનો સમાવેશ થાય છે. એ ફળની લાલચથી અહંતા આપણને વશ રાખે છે, એટલુંજ નહિ પણ સ્વતંત્રતા અને સ્વામીત્વના ખોટા ખ્યાલથી આપણને ભમાવે છે. જગત્માં સામ્રાજ્ય ભોગવતી વિવિધ પવિત્ર અપવિત્ર ઇચ્છાઓ પૈકી ગમે તે એકાદને આધીન રહીને જ આપણે આખો વખત વર્તન કરતા હોઇએ છીએ. તેટલાજ માટે ગીતાએ કર્મયોગનો પહેલો નિયમ એ કર્યો છે કે જે કર્તવ્ય કર્મ છે તેને ફળની ઇચ્છા વગર માણસે કરવાં જોઇએ."

કામનાઓ.

એ નિયમ કેટલો સરળ અને સાદો છે! છતાં પણ તદ્દન પ્રમાણિકપણે અને સમગ્રપણે તેનો અમલ કરવો કેટલો બધો અઘરો છે? ઘણી ખરી વખત તો આપણે એ સિદ્ધાંતનો ઉપયોગ કાર્યની તીવ્રતા ઘટાડવામાં અને અહંતાને જરા વ્યવસ્થિત અને ટાપટીપવાળી કરવામાં જ કરીએ છીએ! આપણે આપણી અપૂર્ણ સાધનાને જુદાં જુદાં નામો આપીએ છીએ. જેમકે "ફરજની ભાવના", "કામના અને સિદ્ધાંત વચ્ચેનો વિરોધ", "હઠ યોગીના જેવી સહન શકિત", "ધીરજ", "આત્મસમર્પણ", "ઇશ્વરની ઇચ્છાને શરણે જવું" વિગેરે નામો એ ભાવનાને આપવામાં આવે છે. પરંતુ ગીતા આપણને જે પ્રાપ્ત કરવાનું કહે છે તે તદ્દન જુદુંજ છે. ગીતા તો આપણી પાસે એવા કાર્યની—એવી સાધનાની—માગણી કરે છે કે જેથી આત્માનું આખું દષ્ટિબિન્દુજ બદલાઇ જાય.

ફલ ત્યાગ મુશ્કેલ છે.

સર્વ કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ આપણે બરાબર કર્યો છે કે નહિ

તેની સાબિતી એ છે કે આત્મામાં સમત્વ સ્થાપન થવું જોઇએ. મનમાં અને આત્મામાં સર્વ ફળ પ્રત્યે અને સર્વ બાહ્ય સ્પર્શો પ્રત્યે તદ્દન સમાનતા આવી જવી જોઇએ. શુભ પરિણામ અને અશુભ પરિણામ; માન અને અપમાન; કીર્તિ અને અપકીર્તિ; વિજય અને પરાજય વિગેરેમાં આપણો આત્મા જરા પણ ડગ્યા વિનાનો રહે, એટલું જ નહિ પણ તેમનાથી કેવળ નિર્લેપ રહે. અર્થાત્ કે લાગણીઓમાં, પ્રાણશક્તિનાં કાર્યોમાં કે માનસિક કાર્યોમાં તદ્દન વિકાર રહિત સ્થિતિ જળવાઇ રહે–ત્યારે જ ગીતાએ જે મોક્ષ ઉપર વર્ણવ્યો છે–જે પૂર્ણતા આગળ કહી છે તે આપણને પ્રાપ્ત થઇ છે એમ સમજવું. જરાપણ પ્રતિકાર્ય થાય–જરાપણ લાગણીની ઉર્મી મનમાં ઉઠે તો જાણવું કે આપણી સાધના અપૂર્ણ છે, આપણા અંતઃકરણનો કોઇ પણ ભાગ–આપણું કોઇ પણ હથિઆર–હજી અજ્ઞાનને સ્વીકારે છે, અને તેથી જ આત્માની સ્વતંત્રતા હજી પૂરેપૂરી મળી નથી. ગીતામાં જે સમતા વર્ણવેલી છે તેનો વેશ ધારણ કરનાર બીજી કેટલીક નિર્બળતાઓ પણ છે સમતાને બદલે તેમને સ્વીકારવાની સાધકે ભૂલ કરવી નહિ. અભિમાનને લીધે પણ પણ સમતાનો દેખાવ અંતઃકરણમાં થાય છે, લાગણી શૂન્ય કઠણ પાષાણ જેવા હૃદયમાં પણ સમતા સ્થાપન થઇ છે, એવું કેટલાક ભૂલથી માની બેસે છે. નિરાશાને લીધે સંપૂર્ણ સમર્પણ જેવી અવસ્થા દેખાય છે તે પણ સમતા નથી. એ ત્રણે સ્થિતિઓ અહંતાને લીધે ઉત્પન્ન થાય છે. વળી હઠયોગીના જેવી તિતિક્ષામાં, ભક્તિના આત્મસમર્પણમાં અને જ્ઞાનીની ઉદાસીન વૃત્તિમાં પણ સમતા હોય છે. પરંતુ એ બધી સ્થિતિઓ આત્માને સંપૂર્ણ સમતા પ્રાપ્ત કરવા માટેની પાયરી માત્ર સમજવી.

સમતા સ્થાપન કરવા જેવું મહાન પરિણામ એકદમ ક્યાંથી આવે ?

સમતા.

શરૂઆતમાં તો આપણે જગતના જુદા જુદા સંઘટ્ટોને અડગ અંતઃકરણ રાખીને સહન કરી લેતાં શીખવું જોઇએ અર્થાત્ કે આપણો આત્મા કિંવા પુરૂષ અને પ્રકૃતિનું કાર્ય, એ બન્નેને છૂટાં પાડવાં જોઇએ. ત્યારપછી આત્માની સમતાને ધીમેધીમે પ્રકૃતિમાં વધારતા જવી. આત્મામાં જે

શાંતિ અને સમતા અનુભવતા હોઇએ તે ધીમેધીમે અંતઃકરણમાં–પ્રકૃતિમાં દાખલ કરવા કોશીશ કરવી. એ પગલું ભરવામાં આપણે જુદાં જુદાં તત્ત્વોની વધારે ઓછી મદદ લઇ શકીએ છીએ. કોઇવાર કઠોરતા, કોઇવાર ઉદાસીનવૃત્તિ, ત્યારે વળી શરણાગતનો ભાવ વગેરેનો આશ્રય એવી સ્થિતિમાં લઇ શકાય છે. પરંતુ છેવટ તો આપણે કેવળ સમતા સ્થાપન કરવી જોઇએ જ કે જેથી કરી આત્મા સંપૂર્ણ, અવ્યાહત અને સ્વયંભુ શાંતિ ભોગવે અને પ્રકૃતિ પણ સ્વયંભૂ–અજય–દુર્ભેદ્ય—આનંદનો અનુભવ કરે.

ઇચ્છા રહિત થઇ યજ્ઞરૂપે કર્મ.

પરંતુ એ પ્રમાણે આત્માની શાંતિરૂપ સમતા સ્થાપન થયા પછી અને પ્રકૃતિમાં સ્વયંભૂ આનંદ પ્રગટ્યા પછી, આપણે દુનિઆમાં કર્મો શી રીતે કરી શકીશું ? એવો પ્રશ્ન કેટલાકને થશે; કારણકે સામાન્ય માણસોમાં પ્રથમ ઇચ્છા ઉત્પન્ન થાય છે અને તે ઇચ્છાને યોગેજ તેઓ કર્મ કરવાને પ્રેરાય છે. તેમને કીર્તિ, ધન, સંતોષ, ઐશ્વર્ય, આનંદ, સુખ વગેરે મેળવવાની જરૂર ભાસે છે અને તેમને માટે ઇચ્છા થાય છે. વળી કેટલાકને એમના વિચારો જગતમાં ફેલાવવાની, એમના દેશને વિશ્વમાં વિજયી કરવાની, અથવા તો પોતાના ધર્મનો ઝુંડો આખી દુનિઆમાં ફરકાવવાની ઇચ્છા થાય છે. ઉપર ગણાવી તેવી કોઇપણ ઇચ્છા માણસના મનમાં ઉત્પન્ન થાય નહિ તો પછી કર્મ કરવાની બધી આદ્યશકિત જતી રહે અને પરિણામે બધું કર્મ આપો-આપ બંધ પડી જાય. તો પછી કર્મ કયાંથી થઇ શકે ? ગીતા ઉત્તર આપે છે કે એવાં માણસે સર્વ કર્મો પ્રભુના યજ્ઞરૂપે કરવાં એ પ્રમાણે યજ્ઞરૂપે કર્મ કરવાની ભાવના રજુ કરીને ગીતા, ભકિત, જ્ઞાન અને કર્મ એ ત્રણેનો અપૂર્વ સમન્વય કરે છે.

---

## પ્રકરણ ૮ અભ્યાસ.

સાધકે પોતાની શક્તિને પ્રભુ પ્રાપ્તિના કાર્ય ઉપર એકાગ્ર કરવી જોઇએ. આપણા જીવનમાં કર્મ સિવાય આપણે ચલાવી લઇ શકતા નથી. આંતર કે બાહ્ય, સૂક્ષ્મ કે સ્થૂલ-પણ કર્મો તો કરવાંજ પડે છે. આપણી નિષ્ક્રિય સ્થિતિએ પણ કર્મ છે. માટેજ કર્મનો સંપૂર્ણ ત્યાગ અશક્ય છે.

ગીતામાંથી કર્મયોગનો સાધન માર્ગ નીચે પ્રમાણે આપી શકાયઃ-

સર્વ પ્રાણી પદાર્થો એકજ છે. તેમનો આત્મા એકજ છે. ભેદ અવાસ્તવિક છે, એ સૂત્ર સાધકે સ્વીકાર્યું છે તેની નિશાની એ છે કે તેના સ્વભાવમાં સમતા સ્થાપન થવી જોઇએ. સર્વ બનાવો પરિણામ, ક્રિયા ગમે તે થઇ જાય તોપણ સાધકના મનની સમતાનો ભંગ થવો જોઇએ નહિ.

બાહ્ય જીવનમાં-દ્વૈતમાં જો સ્થિત થઇએ તો અસમાનતા, રાગદ્વેષ, અહંતા, કામના, સુખ દુઃખ વગેરે આવે એટલે જાણવું કે આપણામાં હજી આત્મ ભાવ સ્થિર થયો નથી.

આપણાં સર્વ કરણો પ્રકૃતિનાં કાર્યો છે. આપણી શક્તિ પણ તેનુંજ પરિણામ હોય છે. એટલે આપણે કેવળ સ્વતંત્ર છીએ એ વિચાર ખરો નથી. શરીરની રચના પ્રાણ, મન વિગેરેની જોતાં સર્વ માણસોમાં તે બધું સરખુંજ છે. મનુષ્ય પોતાની સ્વતંત્રતા વાપરીને તેમાં કાંઇ પણ ફેરફાર કરી શકતો નથી. મન પણ સર્વત્ર સમાન પ્રકારનું છે. વિશ્વ પ્રકૃતિના નિયમ પ્રમાણે એ સર્વ કાર્ય કરે છે. માણસ " હું સ્વતંત્ર છું " એમ ધારે છે તે પણ પ્રકૃતિનું એક સાધન છે.

આ પ્રમાણે જોઇને પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે સાધકે ભેદ કરતાં શીખવું જોઇએ. પોતે વિચાર કરવાં પ્રથમ તો અનિષ્ઠ વિચાર આવતાં- " આ વિચાર પ્રકૃતિમાં આવે છે. હું તેનાથી છૂટો છું " એવી ભાવના

દૃઢ કરવી. પોતે આદર્શ, ભાવના અથવા તો વિચાર છે એમ બરાબર મનમાં સમજવું. શરીર કાંઇ પણ કાર્ય કરતું હોય ત્યારે શરીર પ્રકૃતિનું છે. તેના વિષે હું વિચાર કરી શકું છું-અમુક વિચર પાપી છે તે હું જાણી શકું છું-તેથી-હું તેનાથી જુદો છું. પુરૂપ રૂપે માણસ જુદોજ છે. શરીર, પ્રાણ, મન વગેરે બધું પ્રકૃતિનું પરિણામ છે. અંતરનું અવલોકન કરતાં જુની ટેવો પ્રમાણે મનમાં અપવિત્રતા જણાય તોપણ સાધકે તે પોતાની છે એવું માની લેવાની ભૂલ કરવી નહિ કારણ કે તેમ ન હોય તો આપણે તે પાપ છે એવું જાણી શકત નહિ. પુરૂપ સ્થિર, ચૈતન્યમય અને સમાન હોય છે.

પ્રકૃતિમાં બંધાયા છીએ તેની સાબિતી શરીર, પ્રાણ કે મનની અહંતા છે. વળી સમતાનો ભંગ પણ તેનીજ નિશાની છે. કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી. પ્રત્યેક કર્મનું પરિણામ પુરૂપમાં નહિ પરંતુ પ્રકૃતિમાંજ આવે છે એ ભાવના દૃઢ કરવી.

સર્વમાં એકજ આત્મા રહેલો છે, એ ભાવને દૃઢ થતાં પ્રકૃતિમાં સમતા સ્થાપન થવી જોઇએ.

અહંતા અને કામનાઓનો ત્યાગ કરવા ઉપર ખૂબ ધ્યાન આપવું. તેને માટે આંતર કે બાહ્ય કોઇ પણ કર્મનાં ફળની કામનાનો અને કર્તા બુદ્ધિનો ત્યાગ કરવો જરૂરનો છે. એટલે પરિણામે સમતા સ્થાપન થશે અને શક્તિ પોતેજ કાર્ય કરશે. કામનાઓ અંતઃકરણમાં આવે છે કે નહિ તે જોતા રહેવું જોઇએ. ધન, દારા, પુત્ર, પરિવાર; અથવા સત્તા, અધિકાર, મિલ્કત; નામ.-કીર્તિ-શાંતિ, આનંદ, સંતોપ. વિગેરે મેળવવાની, વૃત્તિ; આપણા સિદ્ધાંત, જીવન કાર્ય, દેશ, પ્રજા ધર્મ, પંથ-વિગેરેનો વિજય કરવાની ઇચ્છા-આ બધાનો સમાવેશ કામનામાં થઇ જાય છે. એ સર્વેને ક્રમે ક્રમે છોડવા યત્ન કરવો.

એવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી સર્વ કર્મો યજ્ઞરૂપે પ્રભુને અર્પણ કરવામાં આવે છે.



## પૃથક્કરણ. પ્રકરણ ૯ મું

યજ્ઞ એટલે " અહંતા સર્વસ્વનથી " તેની સાબિતી, યજ્ઞ એટલે આપ લેનો કાયદો. માણસમાં યજ્ઞની ભાવના બુદ્ધિ પૂર્વક જાગ્રત થવી જોઇએ. પ્રજાપતિએ તે નિયમ પ્રજાની વૃદ્ધિને માટે આપ્યો છે. યજ્ઞ એ પ્રકૃતિનો અહંતાના બળ સામે વિરોધ છે. ખરેખરી, એકતા આત્માની જ હોઇ શકે.

ગીતાની યજ્ઞભાવના પ્રમાણે પ્રભુને સર્વસ્વ અપર્ણ કરવું જોઇએ. સર્વ યજ્ઞનો ભોકતા પ્રભુ પોતેજ છે. જે વસ્તુ જેવા ભાવથી અર્પણ કરવામાં આવે છે તે વસ્તુ તેવાજ ભાવથી સ્વીકારાય છે. સિદ્ધાંત, તત્વજ્ઞાન, ગુરૂ, મૂર્તિ કે ભવિષ્યનો આદર્શ-ગમે તે રૂપે પ્રભુને સ્વીકારો.

કઇ રીતે યજ્ઞ કરવો ? કાઇ પણ પ્રકારની સરત શિવાય. બદલાનો વિચાર સુદ્ધાં કર્યા વગર. શું અર્પણ કરવું ?—આહુતિ કઇ આપવી ? નજીવામાં નજીવી વસ્તુથી માંડીને—જીવન સર્વસ્વ. સર્વકર્મો, સર્વ વિચારો, લાગણીઓ વિગેરે. આપણું શરીર, અને હૃદયના ધબકારા પણ અર્પણ કરવા !

પરિણામે, સર્વમાં એકજ વ્યાપી રહેલો જણાશે—અર્થાત્ જ્ઞાન યોગની સિદ્ધિ થશે. સર્વમાં બ્રહ્મભાવ અને અખંડ આત્માનો સાક્ષાત્કાર થશે. યજ્ઞ ભાવનાને પરિણામે સાકારનો સાક્ષાત્કાર પણ થાય છે. છેવટે, વિશ્વ પ્રેમ પ્રગટે છે.



# પ્રકરણ ૯ મું.

## યજ્ઞ અને ત્રિમાર્ગ.

યજ્ઞ એટલે શું ?

આખા વિશ્વમાં નજર કરતાં આપણને જણાશે કે "અહંતા"ના ઉપર પ્રકૃતિ પોતાનો પાયો રચે છે. યજ્ઞની ભાવના એ અહંતાપ્રધાન સ્વભાવનું સંકુચિતપણું દૂર કરે છે, તેને સુધારે છે તથા તેની ભૂલોને ક્રમે ક્રમે બાળીને ભસ્મ કરે છે. **યજ્ઞની ભાવના એટલે પોતાની જાતને અથવા તો જેને આપણે "પોતાનું" કરી માનતા હોઇએ તે સર્વસ્વને ભક્તિ અને પ્રેમપૂર્વક, સ્વેચ્છાથી આપણાથી ભિન્ન, આપણને જેને આપણાથી પર માનતા હોઇએ, તે પરમ તત્ત્વને અર્પણ કરી દેવું તે.** એ કર્મ દૈવી હોઇ વિશ્વના આરંભકાળથીજ જગતમાં પ્રવર્તતાં અહંતાનાં કાર્યોને દાબમાં રાખવાને ઉત્પન્ન કરવામાં આવેલું છે. ગીતામાં કહ્યું છે કે "**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः**" "પ્રજાપતિએ યજ્ઞ સાથે પ્રજાઓ ઉત્પન્ન કરી અને કહ્યું કે" આ યજ્ઞથી તમે વૃદ્ધિ પામશો (ગીતા અ. ૩ શ્લો. ૧૦) એ તમારી સર્વ કામનાઓને પૂર્ણ કરનાર થાઓ !" આખા વિશ્વમાં અહંતા એકલી જ સર્વસ્વ અથવા તો મુખ્ય નથી, એવી જાતની કબુલાતનું નામ **યજ્ઞભાવના** છે. અર્થાત્ કે યજ્ઞભાવના સ્વીકારીને અહંતા એમ કબુલ કરે છે, કે પોતાનાથી પર જે કંઇ છે તે તેના પોતાનાથી વિશેષ તેમજ સંપૂર્ણ પણ છે, અને તેથી તેવી ઉચ્ચ વસ્તુ અહંતાની સેવા અને નોકરીની માગણી કરી શકે છે. જે પ્રાણીઓ સ્વેચ્છાથી યજ્ઞનો આ મહાન નિયમ સ્વીકારતાં નથી, તેમની પાસે પ્રકૃતિ ફરજીઆત અથવા પરાણે યજ્ઞ કરાવે છે. પ્રકૃતિમાં આ યજ્ઞભાવના અનિવાર્ય રીતે પ્રવર્તે છે, કારણ કે તેનો અમલ કેવળ નિષ્પક્ષપાતી અને અપવાદ રહિત છે. વિશેષમાં અહંતા વિખુટી નથી અને ધારે તોપણ તે વિખુટી પડી શકે

એમ નથી. અર્થાત્ કે અહંતાનું ભિન્ન અસ્તિત્વ છે જ નહિ અને સંભવિત પણ નથી. અહંતા પોતાનાં શરીર, પ્રાણ અને મન દ્વારા આજુબાજુની પરિસ્થિતિ સાથે આપ લે કર્યા કરે છે અને એ પ્રમાણે આપ લે કરી અહંતા પોતાની ઉન્નતિ અથવા વિકાસને સાધે છે, તેમજ વિશ્વજીવનમાં પોતાનો ફાળો આપે છે. આ પણ એક જાતનો યજ્ઞ છે.

પરંતુ એ યજ્ઞ અજાણ્યે, વિશ્વયજ્ઞનો મર્મ કળ્યા વિના, માત્ર અહંતાથી પ્રેરાઇને કરવામાં આવે તો તેનું પરિણામ પણ કેવળ સ્થૂલજ આવે છે. અર્થાત્ કે તેનાથી વ્યક્તિની પ્રગતિ દુ:ખકારક રીતે થાય છે. હૃદય, શક્તિ અને બુદ્ધિ એ સર્વ કરણો જ્યારે એ ભાવનાને સ્વીકારે છે ત્યારેજ યજ્ઞની ખરેખરી લ્હેજત અને પૂર્ણતા પ્રગટે છે. યજ્ઞ કરનાર યજમાનને જ્યારે એવું ભાન થાય કે "હું જે યજ્ઞ કરૂં છું તે સર્વ પ્રાણીમાં વ્યાપી રહેલા મારા પોતાના આત્માને માટેજ કરૂં છું" ત્યારે તેને જ્ઞાનની ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત થઇ છે એમ જાણવું. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કય ઋષિએ કહ્યું છે કે "**नवा अरे जायायै कामाय जायाप्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति।**" (૪ બ્રાહ્મણ. ૪ સૂત્ર.) "આપણે પત્નિને પત્નિની ખાતર ચહાતા નથી પરંતુ આત્માને માટે તેને ચહાઇએ છીએ." એજ સિદ્ધાંત આપણા સામાન્ય જીવનમાં જે અહંતા પ્રધાન પ્રેમ છે તેને પણ બરાબર લાગુ પડે છે, તેમજ ઉચ્ચ જીવનમાં અહંતારહિત પ્રેમને માટે પણ તે ખરો છે.

ખરેખરી એકતા કઈ ? જગતમાં જ્યાં જ્યાં આપણને પ્રેમ અને સ્વાર્થત્યાગ જેવું માલમ પડે છે, ત્યાં ત્યાં પ્રકૃતિ અહંતા સામે પોતાનો વિરોધ પ્રગટ કરી રહી છે, અને પોતે કોઇ અપ્રાપ્ત એકતા યાને અદ્વૈત પ્રત્યે પ્રયાણ કરી રહી છે એવું બતાવે છે. અદ્વૈત એટલે આત્માને હાથે આત્માનીજ શોધ. ખરેખરૂં અદ્વૈત કોઇ મંડળી, કે સમાજ જેવું અથવા તો શરીરમાં જે પ્રમાણે જુદા જુદા પૂટો આવી રહ્યા છે તેના જેવું કોઇ સામાન્ય હિત માટે એકત્ર થયેલું બંધારણ માત્ર નથી એ હરદમ લક્ષમાં રાખવું. એક બીજા જોડે સમજુતિ કરી લેવી અથવા સહાનુભૂતિ દર્શાવવી કિંવા સંગીનતા જાળવવી એનું નામ

પણ અદ્વૈત નથી. આપણો પોતાનો આત્મા જ્યારે આપણને બીજાઓમાં દેખાય ત્યારે જ એકતા સિદ્ધ થઇ કહેવાય. મંડળ કરવું એ સ્થૂલ એકતા છે, એમાં વ્યકિતગત છૂટની આહુતિ અપાય છે. સહાનુભૂતિ અને સંગીનતાની ભાવનાને લીધે જે આવેશયુકત એકતા ઉભી થાય છે તેમાં વ્યકિતગત ભિન્ન ભિન્ન સંતોષોની લાગણીઓની આહુતિ અપાય છે એ સાચું, પરંતુ પૂર્ણ એકતા તો આધ્યાત્મિક હોઇ એના યજ્ઞમાં અન્યોન્યના આત્મ સમર્પણની આહુતિ અપાય છે અને તે દ્વારા એક બીજા જોડે અદ્વૈત સધાય છે. પ્રકૃતિમાં યજ્ઞ પણ ધીમે ધીમે વિકાસ પામતો હોય, યાને મદ પણ મક્રમ પ્રગતિ કરતો હોય એવું આપણને જણાય છે. એ પ્રગતિની યાત્રાને અંતે સર્વમાં એકજ આત્મા છે એવો સાક્ષાત્કાર યજ્ઞ કરનાર યજમાનને તથા યજ્ઞના ઇષ્ટને-બન્નેને થાય છે. યજ્ઞ ભાવનો એ ઉત્તમોત્તમ પરિપાક છે. પ્રેમ અને ભકિતની પરાકાષ્ટા પણ એમાંજ આવી રહી છે. અર્થાત્ કે પ્રેમ અને ભકિતની પરાકાષ્ટા પણ દ્વૈતનું અદ્વૈત થવામાં–અન્યોન્યને આત્મસમર્પણ કરવામાંજ સમાયલી છે.

**ગીતામાં યજ્ઞનો ભાવ.**

ગીતાના તત્ત્વજ્ઞાનમાં આ યજ્ઞનો વિશાળ ભાવ રહેલો છે. સાધારરીતે જે યજ્ઞભાવના પ્રચલિત છે તેના કરતાં ગીતાનો એ સિદ્ધાંત જુદો પડે છે, કારણ કે યજ્ઞનો અર્થ આત્મહત્યા નથી એવું ગીતા ભારપૂર્વક પ્રતિપાદન કરે છે. અને તે કારણથીજ શારીરિક કષ્ટ વેઠવાની કિંવા કઠણ વ્રતો કરી દેહને દમવાની વૃત્તિને ગીતા સમૂળગું ઉત્તેજન આપતી નથી. જ્યાં સુધી અહંતાનું પ્રાબલ્ય સવિશેષ હોય ત્યાં સુધી આંતરદમન પૂર્વક તેને વશ કરતી વખતે એવા કઠિન ઉપચારોનો તાત્કાલિક ઉપયોગ કરવામાં આવે તો ભલે, બાકી ગીતા એ માર્ગને મુદ્દલ ટેકો આપતી નથી. આપણામાં આત્મા છે તે સાક્ષાત્ પ્રભુનુંજ સ્વરૂપ છે. તે શ્રીકૃષ્ણ ભગવાન સ્વયં છે. તેને માણસે દુઃખ દેવું, તેને કષ્ટ આપવું યાને દમવો એ કેટલું બેહુદું છે ? દાનવો પોતાનામાં રહેલા ઇશ્વરને એ પ્રમાણે ઘણું કષ્ટ આપતા અને હજી પણ આપે છે. પરંતુ આપણે તો એ અંતરસ્થ પ્રભુને આરાધવા જોઇએ, તેનો આવિ-

ર્ભાવ થાય તેટલા માટે આપણે પ્રયત્નપૂર્વક સહાયભૂત થવું જોઇએ. પ્રભુત્વની વિરોધી ભાવનાઓ જેવી કે કામ, ક્રોધ, અસમાનતા, સુખ દુઃખ તેમજ બીજા બાહ્ય સ્પર્શો પ્રત્યે આસક્તિ વિગેરે ભાવોને ઉત્તેજન નહિ આપતાં તેમને દેશવટો દેવો જોઇએ. યજ્ઞનો અર્થ આત્મસમર્પણ છે; આત્મહત્યા નથી. યજ્ઞનો હેતુ જાતનો વિનાશ કરવાનો નથી પરંતુ અપૂર્ણ અહંતાના ત્યાગપૂર્વક પોતાની પૂર્ણતાને ચરાચર સૃષ્ટિમાં —પ્રભુમાં, નિહાળી આત્માને કૃતકૃત્ય કરવાનો છે. એટલે યજ્ઞમાં માણસ પોતાની જાતને અર્પણ કરે છે ખરો, તથાપિ યજ્ઞનો બદલો તેને મળી રહે છે. તેનાથી યજમાન અને યજ્ઞ બન્નેની અભિવૃદ્ધિ થાય છે. ખરું છે કે યજ્ઞ કરનાર પોતાના યજ્ઞના ફલની ઇચ્છા રાખતો નથી. અને તેણે તે રાખવી પણ ન જોઇએ. તો પણ યજ્ઞનું ફળ તો તેને આપો આપ આવી મળે છે. અંતરસ્થ આત્મા તો જાણતો જ હોય છે કે તે પોતે પ્રભુને જે કંઇ સમર્પણ કરે છે તે નિરર્થક નથી જવાનું!

**યજ્ઞનો ભોક્તા અને તેની વિધિ.**

હવે યજ્ઞનો ભોક્તા અને યજ્ઞની વિધિ આપણે જાણવાનાં રહ્યાં. આપણે બીજા માણસોને ઉદ્દેશીને પણ યજ્ઞ કરી શકીએ. પ્રભુની દિવ્ય શક્તિને, સર્વને અથવા પરાત્પર પરમેશ્વરને પોતાને પણ આપણે આપણો યજ્ઞ સમર્પણ કરી શકીએ. એ યજ્ઞમાં પુષ્પ અને પત્રથી માંડીને તે આચમની પૂર પાણી, મૂઠીભર અક્ષત, રોટલીનો ટુકડો, આપણું સર્વસ્વ રે! આપણો આત્મા પણ આહૂતિ તરિકે આપી શકાય! ગમે તેને યજ્ઞ અર્પણ કરો, ગમે તે આહૂતિ આપો, પરંતુ તેનો ભોક્તા તો સ્વયં પરમાત્માજ છે, કારણકે ચરાચર સૃષ્ટિમાં, ક્ષુદ્ર તેમજ મહાન વિભૂતિઓમાં—સર્વમાં એકજ તત્ત્વ, એ એકજ અક્ષર બ્રહ્મ વ્યાપી રહેલો છે. એટલે જેને અનુલક્ષીને આહૂતિ આપવામાં આવે તે વ્યક્તિ કે વિભૂતિ તેને કદાચ પાછી ઠેલે તો પણ પ્રભુ તેને સ્વીકારી લે છે. સર્વ કર્મોનો અધિષ્ઠાતા પ્રભુ આપણામાં તેમજ અખિલ જગતમાં વ્યાપી રહેલો છે. અને જુદે જુદે સ્વરૂપે આવિર્ભાવ પામેલા એ એકજ પ્રભુને આપણાં સર્વ કર્મો, સર્વ પ્રયત્નો, જાણ્યે કે અજા-

ણ્યે હરઘડી અર્પણ થયાં જ કરે છે. આપણે જે સ્વરૂપમાં અને જેવા ભાવથી તેને આહૂતિ આપીએ છીએ તે સ્વરૂપે અને તેવાજ ભાવથી પ્રભુ તેને સ્વીકારે છે. યજ્ઞનું ફળ પણ ભાવના પ્રમાણે જ મળે છે. ઉપર જણાવ્યા શિવાયના બીજા જે યજ્ઞો કરવામાં આવે છે તે બધા એક-પક્ષી, સંકુચિત અને ઐહિક હોય છે. અર્થાત્ કે જે યજ્ઞો પ્રભુની જુદી-જુદી શકિતઓને, જુદા જુદા અંશોને અર્પણ કરવામાં આવે છે તેનાં ફળ પણ દુન્યવયી અને સ્થૂલ હોય છે; જે યજ્ઞ ભકિત અને જ્ઞાનપૂર્વક સ્વેચ્છાથી, પોતાની જાતને માટે કાંઇ પણ બદલાની આશા રાખ્યા વિના આત્માને, પ્રભુને–સર્વને અર્પણ કરવામાં આવે છે તે યજ્ઞ સૌથી ઉત્તમ પ્રકારનો છે. એવા આત્માને ભગવાન પણ પોતાની જાત અર્પણ કરે છે! અર્થાત્ કે યજ્ઞને પરિણામે આપણે આત્માને જાણીએ છીએ–પ્રભુને પીછા-નીએ છીએ અને સર્વમાં આનંદ અનુભવી શકીએ છીએ.

યજ્ઞની આહૂતિઓ.

વાસ્તવિક રીતે ગીતા પણ આપણી પાસે એજ માગે છે કે આપણે આપણા આખા જીવનને એક સજ્ઞાન યજ્ઞના રૂપમાં ફેરવી શકીએ. અર્થાત્ કે આપણે બુદ્ધિપૂર્વક અને ભાકતભાવથી આપણી જાતને ઇશ્વરને અર્પણ કરી દેતાં શીખીએ. આપણાં નાનામાં નાનાં અને નજીવાં ગણાતાં કાર્યોને પણ આપણે યજ્ઞના સમર્પણ ભાવથીજ કરતાં શીખવું જોઇએ. આપણી અહંતાથી પર જે પરમાત્મા છે તેને એ સઘળાંજ અર્પણ કરી દેવાં જોઇએ. દાન કરતી વખતે પણ ગમે તે વસ્તુ આપતા હોઇએ અથવા ગમે તેને આપણે દાન કરતા હોઇએ, તોપણ આપણે યાદ રાખવું કે આપણે તે સર્વવ્યાપી ઇશ્વરનેજ દાન કરીએ છીએ. ભોજન કરતા હોઇએ ત્યારે પણ આપણો દરેક કોળીઓ પ્રભુને અર્પણ થવો જોઇએ. કેવળ સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવાનો ભાવ આપણા-માંથી નષ્ટ થવો જોઇએ. વળી કોઇપણ મહાનકાર્ય, મુશ્કેલી ભર્યો પ્રશ્ન, અથવા તપશ્ચર્યા કે યોગસાધના જેવું બીજું કોઇપણ સાહસ ખેડવાને તૈયાર થઇએ, કિંવા આપણા કે સમગ્ર મનુષ્ય-

જાતિના ભલા માટે કાંઇપણ કાર્ય આરંભીએ ત્યારે પણ આપણા પોતાના પંડનો કે દુનિયાનો ખ્યાલ તજી દઇને પ્રભુનેજ એ સર્વ કાર્ય આપણે અર્પણ કરી દેવાં જોઇએ. કારણકે તેના પ્રભાવેજ સર્વ આદર્શો-સર્વ અભિલાષાઓ ઉત્પન્ન થાય છે. સર્વ મહાન શક્તિ અને અભિલાષાઓ પ્રભુમાંજ ઉત્પન્ન થાય છે, તેમાંજ કાર્ય કરે છે. પ્રકૃતિ આપણામાં એ સઘળું ઉત્પન્ન કરીને તેનેજ અર્પણ કરે છે. વળી આપણામાં જે કાર્યો પ્રકૃતિ આપોઆપ કર્યે જાય છે, આપણે જે કાર્યોના કેવળ સાક્ષી કિંવા ભર્તાજ છીએ તે કાર્યો પણ આપણે તો પ્રભુને અર્પણ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. આપણો એકેએક શ્વાસ અને ઉચ્છ્વાસ તેમજ આપણા હૃદયના ધબકારાને પણ આપણે એ મહાન યજ્ઞમાં અર્પણ કરી દેવા જોઇએ.

યજ્ઞદ્વારા કર્મ જ્ઞાન અને ભકિતનો સમન્વય.

ઉપર જે ભાવના રાખવાનું અને જે અભ્યાસ કરવાનું કહેવામાં આવ્યું છે તેમાં ત્રણ પરિણામો આવે છે. પ્રથમ તો એ અભ્યાસ ભકિત વિના શરૂ કરવામાં કરવામાં આવે તોપણ અંતે તે માર્ગે પ્રભુની ભકિત પ્રાપ્ત થયા વિના રહેતી નથી. સર્વ પદાર્થોમાં પ્રભુનીભાવના, સર્વ વિચારો દ્વારા તેની જોડે સંબંધ, સર્વ કર્મો દ્વારા તેની પ્રાપ્તિ તથા દરેક ક્ષણે તેને સમર્પણ કરવાથીજ ઉપર જણાવેલી યજ્ઞભાવના સિદ્ધ થઇ ગણાય. એ અભ્યાસમાંથી આપોઆપ પ્રભુપ્રેમ પ્રગટી આત્મામાં સ્થાપન થાય છે એટલુંજ નહિ, પરંતુ તેની જોડે વિશ્વ-પ્રેમ-ચરાચર સર્વ કંઇ પ્રભુનુંજ સ્વરૂપ હોવાથી સર્વ પ્રત્યે સમાન પ્રેમ-દૃષ્ટિ પણ જન્મે છે. અર્થાત્ કે યજ્ઞભાવના સિદ્ધ થતાં સમગ્ર અને સંપૂર્ણ ભક્તિયોગ સિદ્ધ થાય છે.

યજ્ઞમાં જ્ઞાનયોગ.

વળી એ યજ્ઞના અભ્યાસમાં સતત્ સ્મરણ અને સતત્ ધ્યાનનો પણ સમાવેશ થઇ જાય છે. કારણ "એકજ પ્રભુ સર્વમાં છે," "સર્વ કંઇ પ્રભુમય છે", "પ્રભુ પોતેજ સર્વ છે છતાં તે એક,

અદ્વૈત છે" એવું નિત્ય સ્મરણ અને ધ્યાન કરવું પડે છે. એ પ્રમાણે યજ્ઞભાવનાનો અભ્યાસ કરતાં કરતાં છેવટે, વિરાટ્ અને પરાત્પર પરબ્રહ્મનો સાક્ષાત્કાર પણ ખસુસ થાય છે. વળી આપણે જે કાંઇ જોઇએ છીએ કે સાંભળીએ છીએ તથા જેનું આપણને ભાન થાય છે તે, સઘળામાં આપણે પ્રભુનેજ જોઇશું—એક અખંડ આત્માનેજ સર્વમાં વિલસતો અનુભવીશું. અર્થાત્ કે યજ્ઞ ભાવનાની સિદ્ધિ થતાં સંપૂર્ણ અને સમગ્ર જ્ઞાનયોગ પણ આપો આપ સિદ્ધ થાય છે.

યજ્ઞમાં કર્મયોગ

છેવટે, યજ્ઞની સાધનામાં આપણી અહંતા પણ ગળી જાય છે. સર્વ કર્મોમાંથી અહંભાવનો નાશ યજ્ઞ કરતાં અવશ્ય થાય છે, કારણકે સર્વ કર્મો પ્રભુને માટે, પ્રભુને અનુલક્ષીનેજ કરવામાં આવે છે. આપણી અહંતાની ખાતર, બીજાં માણસોની ખાતર, મિત્ર કે કુટુંબની ખાતર, કિંવા દેશ કે દુનિઆની ખાતર કોઇપણ કાર્ય કરવામાં આવતું નથી. સર્વ કર્મ પરમાત્માને માટે—પરમાત્માની ખાતર જ કરવામાં આવે છે. ઉપર ગણાવેલી વસ્તુઓ આપણી સાથે સંબંધ ધરાવે છે માટે, અથવા તો અહંતા એમનામાં રસ લેછે, એટલા માટે કોઇપણ કાર્ય તેમની ખાતર કરવામાં આવતું નથી. નાનાં મોટાં સર્વ કાર્ય પ્રભુની ખાતરજ કરવામાં આવે છે. એ પ્રમાણે અભ્યાસથી, છેવટે, સર્વ કર્મો પ્રભુને પ્રભુ રૂપે અર્પણ થાય છે. **ब्रह्मार्पणं ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।** ગીતા. અ. ૪ શ્લો. ૨૪ " બ્રહ્મ રૂપ અગ્નિમાં, બ્રહ્મ રૂપ આહૂતિ, બ્રહ્મને હાથેજ, બ્રહ્મનેજ અપર્ણ થાય છે. અર્થાત્ કે એ રીતે યજ્ઞ ભાવનાને અંતે સંપૂર્ણ અને સમગ્ર કર્મયોગ પણ સિદ્ધ થાય છે. આ રીતે યજ્ઞ ભાવથી ત્રણે યોગનો સુંદર સમન્વય થાય છે.

ત્રણે માર્ગમાં રહેલી અનંત શક્યતાઓ વ્યક્ત કરવા માટે આપણને કેટલીક વધારે ચોક્કસ માહિતી મેળવવાની જરૂર રહે છે. **પ્રભુના આવિર્ભાવ અનંત હોવાથી આપણી સંપૂર્ણતા, સર્વ પ્રકારના આધ્યાત્મિક સાક્ષાત્કારોને એકતામાં ગુથવાથી સિદ્ધ થશે.** પૂર્ણયોગની સાધના કરવાનો હેતુ અને ઉપયોગ પણ એ જ છે.

પરમાત્માના જ્ઞાન વિષે ગીતામાં જુદા જુદા ખ્યાલો રજુ કરવામાં આવ્યા છે. સૌથી પ્રથમ જરૂરીઆત તો એ છે કે પ્રભુને તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રાપ્ત કરવો—એટલે કે વિશ્વ સાથે જેનો આદિ સંબંધ છે તે બ્રહ્મને પ્રાપ્ત કરવો, કારણકે તે વિના ખરૂં જ્ઞાન મળી શકે જ નહિ. પ્રભુનું સત્ય અને તેનો વિશ્વ સાથેનો સંબંધ, "ક્ષર અને અક્ષર," "સત્ અને ભવત્", "અસ્તિત્વ અને ભૂતાનિ" એ શબ્દથી દર્શાવવામાં આવે છે, પણ યોગનો હેતુ માત્ર ખરો વિચાર કરવાનો નથી, પરંતુ સાક્ષાત્કાર કરવાનો છે. આપણે અનંત બ્રહ્મનો અનુભવ કરવો જોઇએ. તેના સહવાસનો આનંદ લુંટવો જોઇએ, તથા તેમાંજ સર્વ પ્રાણીઓ અને પદાર્થો પોતપોતાનું જીવન ધારણ કરી રહ્યાં છે, એમ આપણે અનુભવવું જોઇએ. તાત્પર્ય કે "સર્વમાં એકજ આત્મા રહેલો છે" એવો વિચાર માત્ર કરવો એટલું બસ નથી પણ સર્વમાં એકજ આત્મા છે એવો સાક્ષાત્કાર અનુભવવો એ ગીતાનો પ્રથમ નિયમ છે.

આત્મા અને અહંતાનો ભેદ.

સર્વ વસ્તુનો આત્મા એકજ છે તથા સર્વનો એકતામાં લય કરનાર અનંત સત્ એકજ છે—જુદા જુદા પ્રાણીમાં તે જુદો નથી એવો સાક્ષાત્કાર પ્રથમ આપણે આપણા પોતાનામાં કરીને પાછળથી વિશ્વ અથવા અન્ય સર્વ પ્રત્યે તેનો વિકાસ કરવાથી આપણે સર્વમાં તેનો સાક્ષાત્કાર કરીશું. આસુરી પ્રકૃતિનાં મનુષ્યો જ પોતાની અહંતાને સર્વોપરિ માની લઇ, સર્વના ઉપર બળાત્કારે તેની છાપ બેસાડવા તથા પોતાનીજ અહંતાપ્રધાન ઇચ્છા પ્રમાણે સર્વને ચલાવવાને મથે છે. માટે "આત્માનો સાક્ષાત્કાર પ્રથમ આપણા પોતાનામાં કરી પછી સર્વમાં તેનું દર્શન કરવાનું ઉપર જે કહેવામાં આવ્યું તેમાં એ સાવચેતી ખાસ રાખવી જોઇએ કે અસુરની પેઠે આપણી અહંતા પણ પ્રાધાન્યને પામે નહિ. અર્થાત્ કે આત્મા અપૌરૂષેય હોઇ અહંતાથી તટસ્થ છે એવો ખ્યાલ આપણને હરદમ રહેવો જોઇએ. આત્માની શોધ આપણે પ્રથમ પોતાનામાંજ કરીએ છીએ, કારણ કે બીજાનામાં તેને પામવાનું કામ ઘણું અઘરૂં છે. પરંતુ આત્માનું ભાન જાગ્રત થતાંજ આપણી અહંતા

જો તેમાં લય પામવા માંડે નહિ તો જાણવું કે આપણો સાક્ષાત્કાર અસત્ય છે. એટલે કે હજી આપણામાં અહંતા રહેલી છે. પ્રભુને પ્રથમ બીજા બહારના પદાર્થો અને પ્રાણીઓમાં અનુભવીને પણ આપણે શરૂઆત કરી શકીએ. એ રીત પ્રમાણે આપણને પ્રભુ સર્વને પોતાનામાં સમાવી દેનાર શુદ્ધ, સ્વયંભૂ સત્ તરીકે જણાઇ તેમાં આપણી અહંતા લય પામી જાય છે. ગમે તે માર્ગે આપણે શરૂઆત કરીએ તેનો વાંધો નથી. મુદ્દાની વાત એ છે કે ગમે તે રસ્તે અંતિમ અને સમગ્ર સત્ય સ્વરૂપ પરમેશ્વરને તેના શુદ્ધ સ્વરૂપમાં અને તેના આવિર્ભાવમાં પ્રાપ્ત કરવો.

ભક્તિ-પ્રેમની આવશ્યકતા

પરંતુ આત્માનો સાક્ષાત્કાર થતાં સઘળું કાર્ય સિદ્ધ થઇ ગયું હોય એમ રખે સમજતા. આપણે આત્માને કેવળ બુદ્ધિગ્રાહ્ય, અને અવ્યક્તિત્વપૂર્ણ, અપૌરૂષેય અસ્તિત્વ તરીકે જ સ્વીકારીએ, અને તેનું વ્યક્તિત્વ સ્વીકારીએ નહિ તો પછી આપણને જ્ઞાન થઇ આપણી બુદ્ધિને સંતોષ થશે તથાપિ આપણા હૃદયને મૂર્ચ્છા આવી જશે, અર્થાત્ કે હૃદયને સંતોષ નહિ થાય. એ પ્રમાણે પક્ષપાત કરવાથી ભક્તિ અને પ્રેમની ખરી લ્હેજત આપણી પૂર્ણતામાં નહિ આવે. એટલે કે આપણું જ્ઞાન એટલું અપૂર્ણ રહેશે. જ્ઞાનસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર આપણને થશે ખરો, પરંતુ હૃદયની ભક્તિથી જ મળતું પ્રભુનું વિવિધ જ્ઞાન આપણને નહિ મળે. ખરૂં જોતાં આપણી પૂર્ણતામાં એ બંનેનો સમાવેશ થવો જોઇએ. એટલા માટે ગીતા નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કારની જોડે સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની પણ આજ્ઞા આપે છે.

સાકાર સાક્ષાત્કાર

પ્રભુના સાકાર સ્વરૂપનો-તેના વ્યક્તિત્વનો-જે અનુભવ આપણને થાય છે તે અસ્પષ્ટ, વિચારમય, અને શુદ્ધ હોતો નથી. પરંતુ શુદ્ધ અને સાક્ષાત્ છતાં અનિર્વચનીય હોય છે. તેની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે; કારણકે તે અનંત છે. તો પણ તેમાં સર્વ વસ્તુઓનો સમાવેશ થાય છે, સર્વ સંબંધો, માનુષી સંબંધો, પણ તેની જોડે શક્ય છે.

ઇશ્વર મનુષ્યત્વને બાતલ ન કરતાં પોતાનામાં સમાવી દે છે. તેટલા માટેજ આપણે પ્રભુમાં માણસના જેવા સંબંધોનું આરોપણ કરીએ છીએ, અને તેમ કરવું કાંઇ ખોટું કે અજુક્તું નથી. પરંતુ માત્ર સ્થૂલ માનુષી સંબંધને જ વળગી રહીને અનંતના બીજા ભાગોને ન સ્વીકારીએ તો આપણી ભૂલ થાય છે. માટે આપણા યોગાભ્યાસમાં પ્રભુ જોડે સખ્ય, દાસ્ય, વાત્સલ્ય અને મધુર વગેરે સંબંધો સ્વીકારવામાં આવે છે, કારણ કે એ સંબંધો દ્વારા પ્રભુનું એવા પ્રકારનું જ્ઞાન મળે છે કે જે બુદ્ધિ-પ્રધાન મગજને કદી પણ મળી શકે નહિ. ગીતા પણ કેવળ અક્ષર, શાંત નિર્ગુણની પ્રાપ્તિને બદલે સગુણ સાક્ષાત્કારને જ વધારે અગત્યનો ગણે છે. ગમે તેમ હો, પણ આપણી પૂર્ણતાને માટે એ બંને ભૂમિકા પ્રાપ્ત કરવાની જરૂર છે.

મનુષ્ય જાતિમાં પ્રભુ

તેથી કરી સર્વ પ્રાણીના સ્વામીરૂપે, સખારૂપે, અને પૂજનીય પ્રભુ-રૂપે તેની ભક્તિ કરતાં કરતાં તેના સમીપ જવું જોઇએ. એ તો જાણે પ્રભુના શુદ્ધ સ્વ-રૂપનું જ્ઞાન થયું. પરંતુ આપણે તેને મનુષ્યના રૂપમાં છુપાઇ રહ્યો છે ત્યાં પણ શોધી કાઢવો જોઇએ. સર્વ વ્યાપી વિભૂતિ તરીકે પણ તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. એ પ્રમાણે કરતાં દ્વૈતમાં આપણે અદ્વૈત સાધીશું. વળી આ પ્રમાણે કરવાથી પરાત્પર પુરૂષ જોડે એક્તાનો અનુભવ થવા ઉપરાંત, આપણે વિશ્વને હૃદયની એકતામાં ભેટીશું. એ એકતાને લીધે સર્વ સંબંધો સત્ય ઠરે છે, અને તેમના વિના દુનિઆમાં જીવન ટકાવવું અશક્ય લાગે છે. અર્થાત્ કે દુનિઆના સર્વ સંબંધોનું સત્ય પણ પ્રભુની એકતામાં જણાશે.

વિશ્વ અને કર્મમાં પણ પ્રભુનું જ્ઞાન મેળવી તેનો સાક્ષાત્કાર અને તેનો સંબંધ અનુભવવો જોઇએ. એ જ્ઞાન કર્મયોગના માર્ગને માટે ખાસ જરૂરી છે. અહીં પણ પ્રભુ વ્યક્તિરૂપે અને અવ્યક્તિત્વ અપૌરૂષેય રૂપે જણાય છે. કર્મમાં અપૌરૂષેયનું જ્ઞાન પુરૂષ અને પ્રકૃતિના રૂપમાં થાય છે. પુરૂષ જ્ઞાતા, ભોક્તા અને ભર્તા છે. પ્રકૃતિ ક્રિયાત્મક જ્ઞાનનું સાધન અને આનં-

દની સામગ્રી રજુ કરનાર છે. વ્યક્તિરૂપે પુરૂષ પ્રકૃતિના સ્વામી તરીકે જણાતો હોઇ દરેક પ્રાણી તેનો આવિર્ભાવ માત્ર છે. પ્રથમ પ્રકારનો સાક્ષાત્કાર કર્મના રગડામાંથી આત્માને પાછો ખેંચી લઇને પુરૂષમાં સ્થિત કરવાથી સિદ્ધ થાય છે. પુરૂષને તો પોતાનાં કર્મનું બંધન હોતું જ નથી. બીજા પ્રકારનો અનુભવ જ્ઞાન અને ભક્તિથી પ્રભુની પ્રાપ્તિ કરી તેના પ્રતિનિધિ રૂપે જગતમાં કાર્યો કરવાનું ધોરણ સ્વીકારવાથી આપણને મળે છે. એવાં કર્મો આપણે માટે નહિ, પરંતુ પ્રભુને ખાતર કરવામાં આવે છે. એ કર્મ કરવાની પ્રેરણા પણ પ્રભુ કરે છે. અહંતાનો સ્વાર્થ કે કામના એ કર્મનાં પ્રેરક હોતાં નથી.

આ પ્રમાણે ભક્તિ અને કર્મ સાથે સંપૂર્ણ જ્ઞાનનો પણ વિકાસ થાય છે. એ જ્ઞાનને પરિણામે આપણે વિશ્વ જોડે પણ સત્ય સંબંધ ખીલવી શકીએ છીએ–આપણો આત્મા તો–વિશ્વ અને જીવન એ જેના આવિર્ભાવ માત્ર–એક કલા માત્ર છે તે–પરમાત્મામાં નિશ્ચિંત ભાવે સ્થિત થઇ રહે છે.



# અભ્યાસ.

બીજાને માટે પોતાને ખૂબ લાગણી થઇ હોય અથવા તો બીજાને માટે શુદ્ધ નિ:સ્વાર્થી પ્રેમ અનુભવ્યો હોય એવા પ્રસંગો વારે વારે મનમાં તાજા કરવા. નિ:સ્વાર્થ પરોપકારી મહાત્માઓ–દેશી વિદેશી–સર્વના: જીવન ચરિત્રો વાંચવાં.

આપણે અહંતાને ગૌણ રાખીનેજ સુખ પ્રાપ્ત કરી શકીએ છીએ તેનો વ્યવહારમાં અનુભવ કરી વારે વારે તે ખરૂં પડે છે કે નહિ તે જોતા રહેવું. આપ્યા શિવાય કાંઇ પાછું મળતું નથી. સર્વસ્વ અર્પણ કરવાની શક્તિની ખાસ જરૂર યોગમાં છે.

સિદ્ધાંતનું પાલન, નીતિના નિયમનો સ્વીકાર, દેશનું કાર્ય, મનુષ્યજાતિની ઉન્નતિ વિગેરેમાંનું એક પણ સ્વીકારી તે આપણી અહંતાથી પર છે અને તેને માટે સર્વસ્વ અર્પણ કરવાની વૃત્તિ કેળવીએ તો પછી યજ્ઞની શરૂઆત થાય.

યજ્ઞનો ભોકતા પ્રભુ આપણા મસ્તકની ઉપર આવી રહેલો છે. આપણા મસ્તકમાં બ્રહ્મરંધ્રની બરાબર ઉપર યજ્ઞનો અગ્નિ ચેતે છે તેમાં સર્વ પ્રભુની શકિત જળહળે છે. તે વેદીના અગ્નિમાં સર્વ માનસિક અને કાયિક કાર્યો હોમવાં–અને તે સર્વ પ્રભુને અર્પણ કરવા માટે તે શકિતને વિનંતી કરવી.

યજ્ઞ રૂપે સમર્પણ સિદ્ધ કરવું બહુ મુશ્કેલ નહિ લાગે. આપણી અહંતા તો જાણે યજમાન, સાક્ષી–રૂપ છે એમ ધારવું. ભોજન કરતાં કોળીઆ પણ પ્રભુને અર્પણ કરવા અને હૃદયના ધબકારાઓ, મનના વિચારો, યજ્ઞ, વ્રત, જ્ઞાન, ધ્યાન, વિગેરે સઘળું તેની વેદીમાં હોમવું. શ્વાસ લેતાં પ્રત્યેક શ્વાસ પણ મસ્તકની ઉપર લઇ જઇ તેને અર્પણ કરો !

જ્ઞાન અને ભક્તિનાં તત્વો પણ તેમાં આવી જશે, યજ્ઞનો અભ્યાસ

કરતાં આપણને એવા સાક્ષાત્કારો થાય કે, જે ચમત્કારિક હોય, તોપણ તે અનુભવ થતાં આપણામાં રહેલી અહંતાની ભાવના તેમાં લય પામવા માંડે નહિ પરંતુ ઉલટી દ્રઢ બને, તો જાણવું કે એ સાક્ષાત્કાર કેવળ માનસિક અથવા તો પ્રગતિમાં અંતરાય રૂપ છે. અહંતાનો લય થાય તોજ સાક્ષાત્કાર પ્રભુ પ્રત્યે દોરનાર છે એમ જાણવું.

છેવટે, **શક્તિ** પોતે બ્રહ્મરંધ્ર ઉપરથી કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે. તેજ, વિચાર પ્રેરે છે. આપણે અર્પણ કરેલું શરીર, અને મન તે સ્વીકારે છે. પાછી આપણી અહંતા જાગે છે, આપણે તે શક્તિથી જુદા પડીએ છીએ અને પાછો યજ્ઞ શરૂ થવો જોઇએ !

આપણામાં પુરૂષ તે પરમાત્માજ છે અને આપણી પ્રકૃતિ તે તેની શક્તિનુંજ સ્વરૂપ છે. આપણાં સર્વ કર્મો તેનાંજ છે એવું જોતા થવું જોઇએ.

છેવટ, શરીર કેવળ ગૌણ આધાર થઇ રહે છે. બીજાઓમાં પણ તેજ **શક્તિ** કાર્ય કરે છે. તેજ યજ્ઞ ચાલી રહ્યો છે. જડ ચેતનમાં પણ તે છે એવું અનુભવવા પ્રયત્ન કરો. કોઇને માટે કામ કરો ત્યારે તેનામાં રહેલા પ્રભુને આહૂતિ આપીને કરો. અંગત ભાવના, સ્વાર્થી ઇચ્છા વિગેરેથી પ્રેરાઓ નહિ.



## પ્રકરણ ૧૦ મું. પૃથક્કરણ.

આહૂતિઓ ત્રણ પ્રકારની છે. ૧. જ્ઞાનમય ૨. ભક્તિમય. ૩ કર્મમય.

૧. જ્ઞાનયજ્ઞની આહૂતિઓ. ૧ વિદ્યા એટલે પરબ્રહ્મ પરમાત્માનું જ્ઞાન આપનાર શાસ્ત્ર. તે પ્રભુને અર્પણ કરીને જાણવું.

૨ અવિદ્યા એટલે પરમાત્માના આવિર્ભાવનું જ્ઞાન આપનાર શાસ્ત્રો–ભૌતિક શાસ્ત્રો. તે પણ પ્રભુને અર્પણ કરવાં.

એ શાસ્ત્રો અર્પણ કરવાં એટલે કે ઇશ્વર પ્રાપ્તિ એજ તેમનો હેતુ રહેવો જોઇએ. અવિદ્યાથી નાસી છૂટવાની વૃત્તિ રાખવી નહિ, તેમના પ્રત્યેનું ખોટું દૃષ્ટિબિંદુ બદલી નાખવું જોઇએ.

૨. ભક્તિની આહુતિ. તેનાથી આનંદનો સાક્ષાત્કાર થાય છે. સર્વ પ્રકારનો પ્રેમ અર્પણ કરી શકાય છે. છેવટે, ભગવાનને તે પ્રેમ અર્પણ કરવો. કર્મદ્વારાભક્તિ કેવળ કર્મની આહૂતિ કરતાં વધારે શ્રેષ્ઠ છે. અહિં ભક્તિ અને કર્મ–યોગ મળી જાય છે.

સર્વ લાગણીઓ પ્રભુને અર્પણ કરી દેવાનો અભ્યાસ પાડવો. તેનાથી સર્વત્ર આનંદ મળે છે કારણ કે સર્વ વસ્તુમાં પ્રભુનું દર્શન થશે.

૩ કર્મની આહુતિ–તે પણ જ્ઞાન અને ભક્તિ પૂર્વક આપવી જોઇએ. કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરીને નિઃસ્વાર્થી–અને નિષ્કામ કર્મો કરવાથી તે આહૂતિની શરૂઆત થાય છે. આપણામાં અને સર્વમાં પ્રભુ રહેલો છે તેને યજ્ઞરૂપે કર્મો અર્પણ કરવાં. કર્મનું ધોરણ આપણા નીતિના નિયમોથી પણ પર હોઇ શકે છે.

સર્વ કર્મો પ્રત્યે, માણસો પ્રત્યે, સમતા ધારણ કરવી. છેવટ, સર્વ કર્મો પણ તેને અર્પણ કરી દેવાં. એટલે તેની શક્તિજ સાધકના આધારમાં કાર્ય.

તેવું ન થાય ત્યાંસુધી પોતાનામાં ઉચ્ચમાં ઉચ્ચ ધોરણ હોય તેને સ્વીકારીને વર્તવું.

# પ્રકરણ ૧૦ મું.

---

## ત્રણ પ્રકારની આહૂતિઓ.

આગલા પ્રકરણમાં પ્રભુને યજ્ઞ અર્પણ કરીએ છીએ તેનું જ્ઞાન કેવા પ્રકારનું હોય છે તેનો આપણે વિચાર કર્યો. આપણે પ્રભુને જ્ઞાન, ભક્તિ અને કર્મની આહૂતિઓ અર્પણ કરીએ છીએ. કર્મની આહૂતિમાં સૂક્ષ્મ અને સ્થૂલ બંને કર્મોનો સમાવેશ થાય છે. સૂક્ષ્મ કર્મમાં યોગ સાધના, સંયમ વગેરેનો પણ સમાવેશ થાય છે. તેનાથી આપણો આત્મા યજ્ઞના ભોક્તા પ્રભુ જોડે એકતા પામે છે, અને આપણી પ્રકૃતિ પ્રભુની પ્રકૃતિ રૂપ થઇ રહે છે, એટલે કે દિવ્ય જ્ઞાન, દિવ્ય પ્રેમ અને દિવ્ય ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે. આત્માની એકતાએ વેદાંતનું અંતિમ ધ્યેય છે, અને સમગ્ર જીવનની પ્રભુ જોડે એકતા સાધવી એ વેદનો આદર્શ છે.

જ્ઞાનયજ્ઞ બે પ્રકારનો હોઇ તેના ક્ષેત્રમાં પરમાત્મા પરબ્રહ્મનો સમાવેશ થાય છે. એકતો અદ્વૈતનું જ્ઞાન કે જેને વિદ્યા કહેવામાં આવે છે, અને બીજું અપરા વિદ્યાનું જ્ઞાન, જેમાં પ્રભુના આવિર્ભાવનું જ્ઞાન સમાતું કોઇ એને અવિદ્યા એવું નામ પણ આપવામાં આવે છે. એ બે પ્રકારનાં જ્ઞાન વચ્ચે ઘણી વાર તીવ્ર ભેદ

જ્ઞાનયજ્ઞ અને તેની આહૂતિ

જોવામાં આવે છે. ધર્મ અને તત્વજ્ઞાન વિદ્યામાં ગણાય છે અને તેઓ પોતાની કહેવાતી ઉચ્ચ ભૂમિકા ઉપરથી બીજી બધી વિદ્યાઓને હલકી ગણી કાઢે છે, અગર તો તેમની કેવળ ઉપેક્ષા કરે છે. તેમના મત પ્રમાણે એ બધાં શાસ્ત્રો ભૌતિક હોઇ, નશ્વર, અનિત્ય પદાર્થોના જ્ઞાનની પ્રાપ્તિ એ તેમનો હેતુ છે. બીજી બાજુથી ભૌતિકશાસ્ત્રો તેમજ કલા અને જીવન અપરા વિદ્યાની પાછળ જ મંડયા રહે છે એટલુંજ નહિ પણ ધર્મ અને તત્વજ્ઞાનના પ્રદેશને ઘણીજ શંકાની નજરે નિહાળે છે. તથા એમ પણ માને છે કે તેમનો આદર્શ

અસ્પષ્ટ, અનિશ્ચિત, અવ્યવહારૂ અને ફળહીન છે. પરંતુ એ પ્રમાણે એ બે વિદ્યાઓએ પરસ્પર વિરોધવૃત્તિ રાખવાની જરૂર નથી. વાસ્તવિક રીતે તે બંને વિદ્યાઓ પરસ્પર ન્યૂનતાપૂરક કોઇ એકજ જ્ઞાનના બે વિભાગો છે. ખરૂં છે કે વિદ્યા યાને બ્રહ્મજ્ઞાન તદ્દન આવશ્યક છે, કેમકે તેના વિનાં અવિદ્યા યાને ભૌતિક શાસ્ત્રોની પ્રગતિ અજ્ઞાનમય થઇ જાય છે. તોપણ જે જ્ઞાન સમગ્રતાવાળું છે, તે પ્રભુના કાર્યોની તો ઉપેક્ષા ન જ કરી શકે. વળી કેટલાક જણ જગતને સ્વપ્નવત્ માને છે તે સ્વપ્ન પણ પ્રભુનું હોઇ તેનો તિરસ્કાર કે ત્યાગ કરવો એ પણ સમગ્ર જ્ઞાનને અણછાજતું છે. વ્યક્તિ રૂપે પ્રભુ જે મહાન વિજયો મેળવી રહ્યો છે, તેમાંથી અથવા તો સંસારના રગડામાંથી સમગ્ર જ્ઞાન અને ભક્તિ કદી પણ ભાગતાં નથી, ભાગી જવાની ઇચ્છા સરખી કરતાં નથી ! અવિદ્યા અને તેનાં પરિણામો પણ પ્રભુને અર્પણ થવાં જોઇએ. જ્ઞાનપૂર્વક, વ્યવસ્થિત રીતે અને આત્માની સ્વતંત્રતા જાળવીને આપણે એ સમર્પણ કરતાં શીખવું જોઇએ, અને નહિ કે પ્રકૃતિના ગુલામ બનીને કે અહંતાથી પ્રેરાઇને.

જ્ઞાનયજ્ઞની આહૂતિમાં સર્વ શાસ્ત્રો અને સર્વ જ્ઞાનનો સમાવેશ થાય છે. માનસ અને ભૌતિક શાસ્ત્રો, પદાર્થોના બાહ્ય સ્વરૂપનું નિરૂપણ કરનારાં શાસ્ત્રો, મનુષ્ય અને પશુના જીવનનું નિરીક્ષણ કરનારાં શાસ્ત્રો, તેમજ સામાજીક, રાજકીય, સાહિત્યવિષયક અને ઐતિહાસિક શાસ્ત્રો સ્થૂલ જીવન ઉપર માણસનું સામ્રાજ્ય સ્થાપન કરનારી વિદ્યાઓ તથા વિવિધ લલિતકલાઓ વિગેરે સર્વને પૂર્ણયોગનો સાધક જ્ઞાનયજ્ઞની વેદીમાંઆહૂતિ તરીકે અર્પણ કરી શકે છે. 'કલા' એ તો જ્ઞાન અને કર્મનું સુંદર સંમેલન છે, કારણ કે એકે એક કવિતા, ચિત્ર, મૂર્તિ અથવા મકાન એ જ્ઞાનનું કાર્ય હોઇ વ્યષ્ટિ તેમજ સમષ્ટિના વિચારનું તે સ્થૂલ સ્વરૂપ છે. તેથી તે પણ પ્રભુને આહૂતિરૂપે અર્પણ કરી શકાય છે. મનુષ્ય જાતિ ભગવાનની પ્રાપ્તિ પ્રત્યે જે કૂચ કરી રહી છે, તેમાંથી આપણે એ વિભાગને બાતલ ન કરી શકીએ. પરંતુ એ બધાં શાસ્ત્રો, એ બધી

જ્ઞાન યજ્ઞમાં શું હોમતું ?

વિદ્યાઓને આપણે યજ્ઞ તરીકે જ સ્વીકારવાં જોઇએ. **તેમનો હેતુ પ્રભુ પ્રાપ્તિ હોવો જોઇએ.** માનસિક અને ભૌતિક શાસ્ત્રોમાં પણ આપણો હેતુ પ્રભુને શોધી કાઢી તેને વધારે સૂક્ષ્મતાથી સમજવાનો હોવો જોઇએ. ભૌતિક શાસ્ત્રોમાં શોધખોળ કરવાનો હેતુ પણ પ્રભુના વિધવિધ માર્ગો, તેની અગમ્ય અને ગૂઢ શકિતઓ, તેની કાર્ય કરવાની પદ્ધતિઓ અને સાધનો વગેરે જાણી લઇ માણસનું સામ્રાજ્ય, તેનો આનંદ અને તેની પૂર્ણતામાં વૃદ્ધિ કરવાનો હોવો જોઇએ. કલામાં પણ આપણો હેતુ કેવળ આપણી સૌંદર્યગ્રાહક શકિતને સંતોષવાનો હોવો જોઇએ નહિ. પરંતુ આદર્શ સ્વરૂપોમાં, આદર્શ સિદ્ધાંતોમાં તેમજ માણસમાં, પશુમાં, કે પદાર્થ માત્રમાં ભગવાનને દર્શાવવાનો હોવો જોઇએ. ધર્મની પ્રેરણા અને ઉત્તમોત્તમ કલા એ બન્ને વચ્ચે એકતા રહેલી છે, એ મત ખરો છે. મનુષ્ય જાતિમાં પ્રભુ રહેલો છે એ સત્યને કલા જેટલા પ્રમાણમાં સ્વીકારે છે તેટલા પ્રમાણમાં તે સમર્થ, રહસ્યપૂર્ણ, સરળ અને સહજ બને છે. એજ સત્ય—એજ સિદ્ધાંત વ્યષ્ટિ તેમજ સમષ્ટિના જીવનમાં જુદાં જુદાં શાસ્ત્રો અને વિદ્યાઓને પણ લાગુ પડે છે.

અવિદ્યા પ્રત્યે વલણ.

ટુંકામાં, જે માણસને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે માણસે એ બધી ક્રિયાઓમાં ફરજીઆત ઝંપલાવવું જોઇએ. આ ઉપરથી, અલબત્ત, એમ નથી સમજવાનું કે તેના ઉપર તેમ કરવાને કોઇ જાતનું દબાણ થાય છે. પરંતુ સમગ્ર જ્ઞાનપ્રાપ્તિવાળો માણસ એ બધાં શાસ્ત્રોને નજીવાં ગણીને તેમનો ત્યાગ તો નિદાન નથી જ કરતો. જે પ્રમાણે પ્રભુ પોતે એ બધાં કાર્યો લોક સંગ્રહયાને જનસમાજના હિતને માટે કરે છે, તે પ્રમાણે યોગી લોકો પણ લોકસંગ્રહની ખાતરજ તેમનો સ્વીકાર કરી તેવાં કાર્ય કરે છે. ગીતામાં પણ કહેવામાં આવ્યું છે કે જે માણસને પોતાને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેણે બીજાં અજ્ઞાની માણસોને (**जोषयेत् सर्व कर्माणि विद्वान् युक्तः समाचरन्।**) (ગી. અ. ૩ શ્લો. ૨૬) બધી જાતનાં કર્મોમાં પોતાના ઉદાહરણથી દોરવાં, કારણ કે તેમ કરવાથી સમગ્ર મનુષ્યજાતિ પોતાના અંતિમ લક્ષ્ય પ્રત્યે પ્રયાણ કરી શકે છે. તમોગુણી

જડતાવાળા માણસો, નિષ્ક્રિયતાને પામી અંતે નાશ પામે છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે—

"न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥

ગીતા અ. ૩ શ્લો. ૨૨-૨૪.

"હે અર્જુન ? ત્રણે લોકમાં મારે કોઇ પણ કર્તવ્ય કરવાનું નથી. અને મારે અપ્રાપ્ત એવું મેળવવાનું પણ કાંઈ રહ્યું નથી, તે છતાં પણ હું કર્મ કરૂં છું, કારણ કે જો હું કર્મ ન કરૂં તો સર્વ ધર્મોનો ખીચડો થઇ જાય—બધું જગત અવ્યવસ્થિત થઈ જાય, આખી માણસજાત નાશ પામે, અને તેનો નાશ કર્તા હું ગણાઉં." પ્રાચીન વેદાંતનો સિદ્ધાંત પણ બરોબર સમજવામાં આવે તો તેમાંયે બ્રહ્મ સિવાય બીજી સર્વ વસ્તુઓ—ભૌતિકશાસ્ત્ર, કલા, જીવન વગેરેમાંથી રસ લેવાની વૃત્તિનો ત્યાગ કરવાનું શીખવવામાં આવતું નથી, પરંતુ બ્રહ્મજ્ઞાનને લીધે તે સર્વ વસ્તુઓને માણસ યોગ્ય સ્થાન આપી શકે છે, અને પદાર્થને લીધે મનમાં જે અજ્ઞાનમય આનંદ થતો તેને બદલે સ્વતંત્ર સર્વવ્યાપી અને સહજ આનંદ લેવાની શકિત આવે છે. વળી બ્રહ્મજ્ઞાનના પ્રભાવે તેને પદાર્થોનું જ્ઞાન મળે છે, અને વ્યવહારને માટે તે પદાર્થોની અનંત શકિત પણ માણસ યોજી શકે છે. એક અદ્વૈત, અક્ષર બ્રહ્મને આપણે પ્રાપ્ત કરવાનો છે, અને તેને માટે ખાસ સતત પ્રયત્ન કરવો જરૂરી છે એ ખરૂં, પરંતુ તેના જ્ઞાનમાં ઉપર જે વિદ્યાઓ ગણાવી તેનોએ સમાવેશ થવો જોઇએ.

એ બધાં કાર્યોમાં આપણે દિવ્ય આનંદ અને સર્વભાવે પ્રભુની ભક્તિનો અનુભવ કરવો જોઇએ. ભક્તિનો યજ્ઞ પણ સમગ્ર, સર્વગ્રાહી, વિશાળ અને બંધન મુક્ત હોય તો જ તે પૂરો થયલો ગણાય.

પ્રેમ, સર્વ પ્રકારનો-ઉત્તમ છે. સંકુચિત અને પરિમિત પદાર્થને

પણ અજ્ઞાન વશ અર્પણ કરવામાં આવે છે, તે પણ સારો છે. કારણ કે એવો પ્રેમ પણ એક જાતની મહત્વાકાંક્ષા હોઇ આપણે માટે એક ઉત્તમ શરૂઆત છે. તેથી દેવની, મૂર્તિની, અધિકારીઓ કે મહાપુરૂષોની પૂજાનો આપણે એકદમ તિરસ્કાર કરવાનો નથી. તે ના શિવાય મનુષ્યજાતિથી આગળ વધી શકાય તેમ નથી. અર્થાત્ કે આપણી પ્રગતિના માર્ગમાં વિસામાઓ છે તેમને પણ સ્વીકારવા જોઇએ. ખરો જ્ઞાની, ભક્તના હૃદયમાંથી મૂર્તિની ભાવના દૂર કરવાની ઉતાવળ કરતો નથી. ભક્તના હૃદયમાં દેવની સ્થાપના થયા પછીજ તે મૂર્તિનો ત્યાગ કરતાં શીખવે છે, તે પહેલાં નહિ. ભક્તિની ઉત્તમોત્તમ સ્થિતિને માટે એ તત્ત્વ જરૂરનું પણ છે. નામ રૂપથી પર એવા પરમાત્માને જાણ્યા પછી પણ તેને પ્રત્યેક પ્રાણીમાં, પ્રત્યેક પદાર્થમાં, જુદી જુદી પ્રજાઓમાં, જીવજંતુમાં ઝાડપાનમાં, આપણાં પોતાનાં કાર્યોમાં તેમજ પ્રકૃતિનાં અનંત કાર્યોમાં હાજરાહજુર ગણી નમસ્કાર કરી શકીએ ત્યારે જ્ઞાન અને ભક્તિ પૂર્ણ થયાં ગણાય. એ દરેકમાં આપણને વિશ્વવ્યાપી વિરાટ્નું જ સ્વરૂપ જણાવું જોઇએ.

પ્રેમની પૂર્ણતા.

ભક્તિ પણ છેવટે તો પરમાત્માને અર્પણ કરવામાં આવે છે. પરંતુ જ્યાંસુધી તે તેના વ્યક્ત કે અવ્યક્ત કે સ્વરૂપમાં અર્થાત્ કે માણસ કે પદાર્થરૂપે ગમે ત્યાં અર્પણ કરવામાં આવતી નથી ત્યાં સુધી તે પૂર્ણ નથી. અજ્ઞાન હોય છે તે જ્ઞાનને ઢાંકે છે, સત્યને અસત્ય ઠરાવે છે, તથા માણસના આત્માને માયાના આવરણમાં રૂંધે છે. એટલા માટે જ દરેક પંથ અને સંપ્રદાયની અંદર કે જેમાં પ્રભુની સંકુચિત ભક્તિને જ ઉત્તેજન આપવામાં આવે છે તે બધામાં અજ્ઞાનના પડદા નીચે સત્યને ઢાંકવાની વૃત્તિ હોય છે. આથી કરી અંતે સત્યનો લોપ થાય છે, પરમાત્માને બદલે એકલી મૂર્તિજ રહે છે. એ પ્રમાણે ગૌણ ભક્તિનું પરિણામ આવે છે. તેવી રીતે જ્ઞાનજ ખરૂં અને તે સિવાયનું બીજું બધું નકામું એવું ગુમાન પણ સંકુચિતપણાનુંજ પરિણામ હોઇ પહેલાના જેટલુંજ બંધનકર્તા છે.

પ્રેમની આહૂતિ.

ભક્તિની સમાપ્તિ પ્રેમ અને આનંદમાં રહેલી છે. ભક્તિયોગને અંતે પરમેશ્વર માટે અનંત પ્રેમ અને અનિર્વચનીય આનંદ આપણને મળે છે. એટલુંજ નહિ પરંતુ સર્વપ્રાણીપ્રત્યે પ્રેમ–સર્વમાં એકજ પ્રભુનું દર્શન લીધે ઉત્પન્ન થતો પ્રેમ–અને સર્વમાં સમાન આનંદ પણ આપણને મળે છે. દુનીઆમાં જે વિરોધો અને દેખીતા દ્વંદ્વો જણાય છે, તેની એવા માણસ ઉપર અસર થતી નથી, કારણકે તે સર્વની પાછળ એને તો એકજ પરમતત્ત્વ દેખાય છે. આવી રીતે જ્ઞાન અને કર્મયોગની ઉદાસીન સમતા ભક્તિના ચમત્કારિક સ્પર્શથી સર્વવ્યાપી–સર્વગ્રાહી આનંદના રૂપમાં પરિણામ પામે છે. ભક્તિની પરાકાષ્ટામાં સર્વ શરીરો અને સર્વ પદાર્થો આપણા હૃદયના સ્વામીની લીલા માત્ર થઇ રહે છે.

ભક્તિની આહૂતિ.

ભક્તિ કરવાની વિધિમાં પણ જુદા જુદા પ્રકારો અને ભૂમિકાઓ છે, " **पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥** "( ગી. અ. ૯. શ્લોક ૨૬)" જે માણસ ભક્તિપૂર્ણ હૃદયથી મને પુષ્પ, પત્ર, ફળ અથવા પાણી અર્પણ કરે છે તેનું એ સમર્પણ હું સ્વીકારૂં છું." કર્મ અથવા તો પદાર્થ ભક્તિમાં બહુ મહત્ત્વની વસ્તુ નથી. એમાં તો હૃદયનો ભાવજ મુખ્ય છે. પ્રભુને અર્પણ કરવામાં આવતો પદાર્થ માત્ર હૃદયના ભાવનુંજ સ્થૂલ સ્વરૂપ છે. (૧) વૈધિક ભક્તિ અથવા તો પ્રતીક ભક્તિ (૨) વ્યવહારૂ ભક્તિ અને (૩) આંતર ભક્તિ. એમ ભક્તિની ત્રણ ભૂમિકાઓ છે. મૂર્તિ, વિધિ વગેરે માણસના અંતરમાં જે ભાવના ગુપ્ત હોય છે તેને પ્રગટ કરી સ્થાપન કરવા માટેનાં સ્થૂલ સાધનો છે. હૃદયમાં ભાવના ન હોય તો તે બધાંય નકામાં છે. દરેક સ્થૂલ બાહ્યાચારની એ તો વૃત્તિજ હોય છે કે તે ધીમે ધીમે શુષ્ક વિધિનું રૂપ ધારણ કરે, રૂઢિપ્રધાન થઇ જાય, અને છેવટે કેવળ નિર્માલ્ય થઇ રહે. એવા વિધિઓ અને એવા આચારો જે માણસ તેમનું ખરૂં રહસ્ય સમજે છે તેને ફલદયી નિવડે છે. બાકી ઘણા ખરા માણસો એવા આચાર અને સૂચકોને કેવળ યંત્રની પેઠેજ વાપરે છે, અને એ રીતે ધર્મના આત્માનું ખૂન કરે છે. દરેક

આચારનું એમજ પ્રમાણે થાય છે. તેથી આચારો વારે વારે બદલવા પડે છે, અને જુનાને દૂર નાખી દેવા પડે છે. એવી આચારપ્રધાન ભકિત શિવાય ચલાવી લે એવા તો ઘણાજ થોડા માણસો મળી આવે છે, કારણકે માણસના સ્વભાવમાં કેટલાંક તત્વો એવાં છે કે જેમને તેમના શિવાય મુદ્દલ ચાલતું નથી. એટલા માટે આચાર અને પ્રતીક બંને જ્યાં સુધી સત્ય, સહૃદય, આનંદદાયી અને સૌંદર્યયુકત હોય છે ત્યાં સુધીજ તે સ્વીકારવા યોગ્ય છે.

તો પણ કર્મદ્વારા ભકિતનો યજ્ઞ કરવો એ વધારે ઉત્તમ છે. આ અભ્યાસમાં ભકિત અને કર્મ બંને એક થઇ જાય છે. એકલા કર્મયોગમાં જે આનંદ શરૂઆતમાં મળતો નથી અને પાછળથી પણ ઘણી પ્રગતિ થયાને અંતે મળે છે, તે કર્મદ્વારા ભકિતનો યજ્ઞ કરવાથી શરૂઆતમાંજ પ્રાપ્ત થાય છે. તેનાથી કર્મમાં પ્રેમ અને આનંદનું ઉમેરણ થાય છે. માણસજાત પ્રત્યેના પ્રેમથી પ્રેરાઇને જે કર્મ કરવામાં આવે છે, તથા જે પ્રભુ પોતે જગતરૂપે આવિર્ભાવ પામ્યો છે તે પ્રભુની ભક્તિથી પ્રેરાઇને જે કર્મો કરવામાં આવે છે તે બધાંનો આ યોગમાં સમાવેશ થાય છે.

ભક્તિ અને કર્મ.

બાહ્ય સૂચક અને કર્મની પાછળ આંતર ભકિત અને આંતર યજ્ઞનો અભ્યાસ પણ ચાલુ કરવો જોઇએ. આપણી સર્વ લાગણીઓ પ્રભુને અર્પણ કરી દેવી. એ પ્રમાણે કરવાથી સૂચક અને કર્મ બન્નેની કિંમત વધી જાય છે. સર્વ ભાવે પ્રભુને અર્પણ કરવાથી આત્મશુદ્ધિ ઘણીજ વેગ પૂર્વક થાય છે, કારણ કે સર્વ આવેશો અને લાગણીઓ પ્રેમ અને આનંદમાં પરિણમી જાય છે. એ લાગણીઓ જ્યારે સર્વ પ્રાણીઓ પ્રત્યે સરખી રીતે વિકાસ પામે છે ત્યારે સમાનતા સ્થાપન થાય છે. ભ્રાતૃભાવ, વિશ્વ બંધુત્વ, વગેરેના કરતાં વધારે સંગીન અને વધારે સબળ સમાનતા એનાથી સ્થાપન થાય છે. તેમજ નીતિના કરતાં પણ વધારે ઉચ્ચ ધોરણ ઉપર જગતમાં એકતા અને એકરાગ સ્થપાય છે.

ભક્તિ અને જ્ઞાન.

એ અંતરની ભક્તિ અંતે પ્રભુની જોડે સંપૂર્ણ એકતામાં પરિણમે છે, અને ભક્તિ યોગ જ્ઞાન જોડે મળી જાય છે. જ્ઞાનમાં જે કેવળ નિશ્ચેષ્ટ શાંતિ અને અકર્મ સ્થિતિનો અનુભવ થાય છે, તેમાં ભક્તિને લીધે આનંદનું તત્વ ઉમેરાય છે. વળી પ્રભુ જોડે એકતા થાય છે, તેમાં દ્વૈત કિંવા વિવિધતાનો ત્યાગ કરવામાં આવતો નથી, પરંતુ તેનો તેમાં સમાવેશ કરવામાં આવે છે. મતલબ કે આ યોગ સંપૂર્ણ સિદ્ધ થાય છે ત્યારે સર્વપ્રાણી જોડે એકતાનો અનુભવ થાય છે એટલુંજ નહિ પણ પ્રભુ જોડે તે સર્વેના આત્માના અદ્વૈતનો સાક્ષાત્કાર પણ થાય છે.

આપણે આગળ જોઇ ગયા છીએ કે ભક્તિયોગમાં સર્વ માનુષી સંબંધોનો સ્વીકાર કરી તે બધાને પ્રભુ પ્રત્યે દોરવામાં આવે છે. ભગવાન જોડે એકતા થયા પછી પણ એ સર્વ સંબંધોનું દેખીતું દ્વૈત જળવાઇ રહેવા છતાં એકતામાં રહેલો આનંદ ભક્તને મળે છે. અર્થાત્ કે તેના અદ્વૈતનો ભંગ થતો નથી. એજ પ્રમાણે માણસનો આત્મા જગત સાથેના સર્વ સંબંધોને સ્વીકારતો છતાં તે પ્રત્યેકમાં પ્રેમનું ખરૂં પાત્ર જે ભગવાન તેનુંજ દર્શન કરે છે. અર્થાત્ કે પદાર્થ માત્રમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવામાંજ તે પોતાના સર્વ માનુષી સંબંધોનો ઉપયોગ કરે છે.

આ પ્રમાણે જ્ઞાન તેમજ હૃદયની ભક્તિપૂર્વક જે યજ્ઞ કરવામાં આવે છે તેનાથી કર્મયજ્ઞ સંપૂર્ણ અને સ્ખલન રહિત થાય છે. માટે જ્યાં સુધી યજ્ઞમાં એવી પૂર્ણતા આવે નહિ ત્યાં સુધી પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે યજ્ઞ ચાલુજ રાખવો જોઇએ. અત્યાર સુધીમાં આપણને એતો સ્પષ્ટ જણાઇ ચૂક્યું છે કે એકતરફી અને ખંડિત આદર્શોને આપણે જેવા દૂર કરીએ છીએ કે તરતજ ભક્તિ, જ્ઞાન અને કર્મ એક બીજા જોડે ગુંથાઇ જાય છે, અને પરિણામે આપણને યોગનું જીવન પ્રાપ્ત થાય છે. મતલબ કે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ જીવનના ત્રણ તાંતણાઓ હોઇ એક બીજાથી છુટા પાડી શકે તેમ નથી.

'નિષ્કામ કર્મ' એ કર્મયોગનો મુખ્ય સિદ્ધાંત હોવાથી આપણે કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરીનેજ સર્વ કર્મ કરવાનો અભ્યાસ પાડવો. તે સિદ્ધ થયા પછી કામના અથવા ઇચ્છા આપણને કર્મમાં પ્રેરે છે, તેને બદલે પરમેશ્વરને યજ્ઞરૂપે કર્મો અર્પણ કરવાનો અભ્યાસ કરવો. તે યજ્ઞ બીજા માણસો પ્રત્યે અથવા તો આપણા પ્રત્યે કરવાનો હોય તો પણ પ્રભુનેજ અર્પણ કરવાના હેતુથી કરવામાં આવે છે તે ધ્યાનમાં રાખવું. એ પ્રમાણે કર્મ અને ભક્તિ યોગ એકતાને પામે છે. કર્મયોગના અભ્યાસને અંતે આપણી શક્તિ પ્રભુની દિવ્ય શક્તિ જોડે એક થાય છે, અને પરિણામે કર્મોના **સ્વામી** જોડે આપણું અદ્વૈત સધાય છે. એટલે પછી કર્મયોગ જ્ઞાનયોગ જોડે મળી જાય છે.

કર્મ યજ્ઞ

આપણે આગળ એ પણ જોઇ ગયા છીએ કે નિષ્કામ કર્મોનો પાયો સમતા ઉપર રચાયચલો છે તેથી સર્વ અનુભવો અને સર્વ પરિણામો પ્રત્યે સમાનતા હોવી જોઇએ. નહિ તો અંગત પસંદગી અને વ્યક્તિની ઇચ્છા બાકી રહી જાય છે. પરંતુ જ્યારે આપણે સર્વમાં પ્રભુનું દર્શન કરીએ છીએ ત્યારે એ સમતા સર્વ પદાર્થ અને સર્વ પ્રાણી વિષે આપો આપ સ્થાપન થાય છે. હર્ષ શોક, સુખદુઃખ, વિજય પરાજય, સારા માઠા બનાવ વિગેરે પ્રત્યે પણ સમતા ધારણ કરવા ઉપરાંત માણસે મનુષ્ય અને પ્રાણી, ઉચ્ચ અને નીચ, સાધુ અને દુર્જન, મિત્ર અને શત્રુ પ્રત્યે પણ સમતા ધારણ કરવી જોઇએ, એવો ગીતાનો મત છે. છતાં એનો અર્થ એવો નથી થતો કે આપણે ભેદ જોઇ શકીશુંજ નહિ. કિંવા જુદા જુદા આવિર્ભાવમાં રહેલા ભેદને સ્વીકારીશું પણ નહિ. એનો ખરો અર્થ તો એજ છે કે એ સર્વ ભેદભાવ દ્વારા આત્મા-ઘટઘટ વ્યાપી રહેલા એક પરમાત્માને જ જોશે તથા હૃદય અને પ્રકૃતિ એ દર્શન પ્રમાણે વર્તશે. આપણા કર્મ, લાગણી, જ્ઞાન વિગેરે એ ઇશ્વર દર્શનથી દોરાશે અને નહિ કે આપણી ભેદ બુદ્ધિ એ કાર્યોની પ્રેરણા કરશે. એ પ્રમાણે ભેદ બુદ્ધિની પ્રેરણાથી જો આપણે કર્મમાં પ્રવૃત્ત થઇએ તો તો આપણે પ્રકૃતિના ગુલામજ રહીશું; વિરાટ પ્રભુની સ્વતંત્રતા આપણને કદાપિ પ્રાપ્ત નહિ થાય.

સમતા.

ઉપર બતાવેલા ધોરણ પ્રમાણે વ્યવહારમાં વર્તન કરવું ઘણુંજ અઘરૂં લાગે છે, અહંતા પ્રધાન પ્રકૃતિને તો તેનાથીદશોજ માર્ગ તાત્કાલિક સૂઝતો નથી કારણે કે અંગત ઇચ્છાઓનું ધોરણ એકદમ સ્થાન ભ્રષ્ટ થઇ ગયું હોય છે—પલટાઇ ગયું હોય છે. તે પછી આપણે જે કર્મ કરીએ છીએ તે આપણા પોતાના સ્વાર્થને માટે નથી હોતાં અથવા તો આપણા મિત્ર, કુટુંબ, દેશ, ધર્મ, આદર્શ વગેરે આપણાં પોતાના છે એટલા માટે પણ નથી હોતાં; કારણ કે આપણી અહંતા ગળી ગઇ હોય છે. આપણું પોતાનું ન હોય તે બધામાં પણ આપણને ઇશ્વર વ્યાપી રહ્યો છે એવો સાક્ષાત્કાર થાય છે તો પછી આપણી ગણાતી વસ્તુની તો વાતજ શી કરવી ? એ સ્થિતિમાં પાપ અને પુણ્ય, સારૂં નઠારૂ, એ દ્વંદ્વ વચ્ચેના ભેદ પણ નાબુદ થઇ જાય છે. એ ભેદવૃત્તિનું ધોરણ સ્વીકારવામાં આવે તોજ મનુષ્ય, ધર્મ, દેશ, પ્રજા વગેરેમાં જે સત્ય હોય તેનો પક્ષ લેવાનું માણસને સૂઝે છે. પણ આપણે મન તો સાધુ તેમજ અસાધુ બંને સરખાજ જણાય છે ! અર્થાત્ કે આપણે કોઇની પણ સેવા કરવી હોય તો સર્વમાં પ્રભુ રહેલો છે તેની સરખી રીતેજ પૂજા કરવી જોઇએ. એકમાં વ્યાપી રહેલા ઇશ્વરનો પક્ષ લઇને આપણે બીજામાં પ્રભુનો વિરોધ કેવી રીતે કરી શકીએ ? પ્રભુ તો સર્વત્ર એક જ છે !

*વ્યવહારમાં દેખાતો વિરોધ અને કર્મમાં વર્તનનું ધોરણ.*

ઉપર જે મુશ્કેલી ભરેલો પ્રશ્ન રજુ થયેલો છે તેના જવાબમાં પરોપકાર, પ્રેમ, સેવાવૃત્તિ વિગેરે આદર્શો આગળ મૂકવામાં આવે છે. એવા સાધુ માણસે તો જીવનમાં કેવળ પ્રેમનાંજ કર્મો કરવાં, કલહ, કંકાસ વગેરે વિરોધાત્મક કાર્યો કરવાં નહિ, તેણે તો સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરવાનોજ પ્રયત્ન નિષ્પક્ષપાતપણે કરતા રહેવું જોઇએ, તેણે માણસ વચ્ચે અથવા તો માણસ અને પશુ વચ્ચે ભેદ કરવો નહિ. બૌદ્ધ, ખ્રિસ્તિ તેમજ અખિલ માનવ સમાજની સેવાના ધર્મનું નવનીત આ ઉત્તરમાં સમાયલું છે એમ કહીએ તો ચાલે. એ આદર્શ ઉત્તમ, સુંદર અને તેજસ્વી પણ છે પરંતુ

ગીતા એ નિર્ણય સ્વીકારતી નથી, કારણકે ગીતાનો આખો પ્રસંગ એક કૌટુમ્બિક કલહ–મહાભારતનું પ્રચંડ યુદ્ધ–પર નિર્ભર છે. માણસજાતની સેવાનો આદર્શ, અથવા તો કેવળ પ્રેમનાંજ કાર્યો કરવાનો આદર્શ કદાચ વ્યક્તિના પોતાના મોક્ષને માટે પૂરતો હોય તો ભલે, અગર તો તે કદાચ તેને આધ્યાત્મિક સંતોષ આપનાર પણ નીવડે, પરંતુ મુક્તકર્મનો જે સિદ્ધાંત ગીતા આપણી સમક્ષ મૂકે છે, તેની જોડે તો તેના મેળ ખાતો નથી, કારણકે ગીતાજીનો તો એ એક સિદ્ધાંત છે કે મહાન કટોકટીને પ્રસંગે માણસજાતની પ્રગતિ સાધવાને માટે મુક્ત આત્માઓએ તેની પરિસ્થતિમાં ભાગ લઇ તેને મદદ કરવી જોઇએ. વિશ્વપ્રેમનાં, પરોપકારનાં, વિગેરે જે જે કાર્યો આપણે કરીએ છીએ, તેનાથી જગતનાં દુઃખો કંઇક ઓછાં થાય છે ખરાં, પરંતુ તેટલુંજ કરીને બેસી રહેવાથી જગતનાં દુઃખનાં મૂળ કારણો દૂર થઇ જતાં નથી. દરેક કાર્યને આપણે બરાબર તપાસીશું તો જણાશે કે તે ગમે તેટલું ઉત્તમ હોવા છતાં તેની આજુ-બાજુ* અપૂર્ણતાનું વાદળું આવી રહેલું હોય છે, માણસજાતિનું જે એક પ્રકારનું યુદ્ધ ચાલી રહ્યું છે તેનો ત્યાગ કરવાથી અર્થાત્ કે યોદ્ધાનો ધર્મ છોડી દેવાથી અને કેવળ મલમપટ્ટા કરીને અને પાટાઓ બાંધીને પ્રાથમિક મદદ માત્ર આપવાનું કામ સ્વીકાર્યાથી આપણે યુદ્ધના દોષમાંથી કેવળ મુક્ત થઇ શકીએ નહિ. યુદ્ધમાં ભાગમાં લઇને આપણે જેનો નાશ કરીએ છીએ, તેને આપણે દુઃખ દઇએ છીએ તે ખરૂં છે. પરંતુ એ યુદ્ધમાં ભાગ લેવાની ના પાડયાથી જગતે અત્યંત કટોકટીના પ્રસંગે આપણી સહાય માટે કરેલી માગણીનો આપણે અસ્વીકાર કર્યો એમ નહિ ગણાય વારૂ ? એવે પ્રસંગે અનંત પીડામાંથી મનુષ્યજાતિને મુક્ત કરવા માટે તેના સર્વ બળવાન અને સર્વ સમર્થ આત્માઓએ તેની વહારે ચઢવું એ પણ કેમ ધર્મ્ય ન હોય ? પ્રભુ એ આ વિશ્વની લીલા અકળિત રચી છે! તેણે આપણા આગળ એવો ગહન પ્રશ્ન ઉભો કર્યો છે કે એનો

---

* આપણે સારામાં સારૂં કેવળ સારૂં તો કહી શકતાજ નથી તેની જોડે હમેશાં કંઇક ખરાબ કાર્ય તો થાય છે જ. શ્વાસ લેવા જેવા નિર્દોષ કાર્યમાં પણ હજારો જંતુઓ મરી જાય છે.

**નિકાલ માત્ર એકજ દૈવી સિદ્ધાંતનું અનુસરણ કરવાથી આવતો નથી !**

યજ્ઞ રૂપે કર્મો કરવાનો નિયમ આપણને ઇચ્છારહિત થઇને કર્મ કરવાની પ્રેરણા કરી શકે છે ખરો, છતાં કયું કર્મ કરવું તેને માટે અંગત પસંદગી કરવાનું ધોરણ તે સ્થાપન કરતો નથી. એનું ખરૂં કારણ છે કે સાધકે પોતે જાતે કોઇ પણ કર્મની પસંદગી કરવાની હોતીજ નથી. આપણે જે પસંદગીને અને ધોરણોને ઉંચામાં ઉંચાં ગણીએ તે બધાંય સત્વગુણમાં આવેલાં છે. આપણે તો પ્રકૃતિનું રાજ્ય છોડવું છે. એ સર્વ ધોરણો આપણી અહંતાને સંતોષવા માટે હોઇ આપણી અહંતા સત્ય છે એવું સ્વીકારવાથીજ શરૂ થાય છે પરંતુ આપણે તો અહંતા જેમાં મુખ્ય કેન્દ્ર મનાય છે તે દશામાંથી છુટવું છે. આપણા કર્મમાંથી કામનાઓ દૂર થઇ જાય, અને આપણે સર્વ કર્મો યજ્ઞરૂપે કરી શકીએ, ત્યાર પછી આપણે કર્મમાત્રના ફળનો ત્યાગ કરવો જોઇએ એટલુંજ નહિ પણ કર્તૃત્વાભિમાન પણ દૂર કરીને સર્વ કર્મો પ્રભુને સોંપી દેવા જોઇએ. અર્થાત્ આપણે આપણામાં દૈવી **શકિતને** સ્થાપન કરવી જોઇએ. તે દૈવી**શકિતજ**—તે જગજ્જનનીજ આપણે કરવાનાં કર્મો પસંદ કરશે, અને આપણા મન, પ્રાણ, તથા શરીરને પોતાના આજ્ઞાંકિત હથિયાર તરીકે વાપરીને તે પોતાનું કાર્ય કરશે.

પસંદગીનું ધોરણ શક્તિના હાથમાં છે.

એ સ્થિતિ પ્રાપ્ત થતા પહેલાં આપણે સર્વ કર્મો યજ્ઞ રૂપે કરવાનો અભ્યાસ ખૂબ કરવો જોઇએ, અને એ કર્મો પસંદ કરવામાં આપણી હમણાંની સ્થિતિમાં જે કાંઇ ઉચ્ચમાં ઉચ્ચ ધોરણ હોય તે પ્રમાણે દોરાવું: એ ધોરણ તે આપણા પોતાના અંતરાત્માનો અવાજ હોય, અથવા તો આપણી ફરજને બરાબર અદા કરવાની ભાવના હોય, આપણા ધર્મની આજ્ઞા હોય, કોઇ દેવી સિદ્ધાંત કે ઉચ્ચ આદર્શ હોય, કે પછી આપણી પ્રકૃતિનો પરમ ધર્મ હોય—ગમે તે એક હોય તો પણ

તે પહેલાંનું ધોરણ

ચાલે. ધોરણને એકવાર સ્વીકારીને વર્તન કરવા માંડયા પછી જગતની દૃષ્ટિએ ખોટું ગણાતું કામ કરવાનો પ્રસંગ આવે તો તે પણ જરૂર કરવું, એમાં કાંઇજ હરકત નથી. કારણ કે સહૃદયતા અને શ્રદ્ધાપૂર્વક યજ્ઞ રૂપે કરેલા ગમે તે કાર્યથી આપણી પ્રગતિજ થાય છે. અલબત્ત એ પ્રમાણે કર્મનો અમલ કરતાં સાધકે હમેશાં વિશ્વચૈતન્યમાં યાને પ્રભુ ભાવમાં લીન રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ; તેમજ પોતાના અંતરમાં ખુણે ખોચરે છુપાયલી અહંતાને શોધી કાઢી તેને વખતો વખત દૂર કરતા રહી પોતાના અંતરાત્માના અવાજને સાંભળવાનો પ્રયત્ન કરવો જોઇએ.

એ પ્રમાણે કર્યાં પછી આપણી અહંતા સમૂળગી લય પામે છે, કારણ કે હમણાં જેને આપણું ગણીએ છીએ તે બધું પ્રભુના હથીઆર રૂપ થઇ રહે છે. પરંતુ એ ખ્યાલ એટલો બધો મહત્વનો અને આપણી વર્તમાન સ્થિતિથી એટલો બધો જુદો છે કે તેને માટે જુદુંજ પ્રકરણ આપવું ઠીક થશે.



## પ્રકરણ ૧૦ અભ્યાસઃ—

પોતાનાં સર્વ કર્મો પોતાનામાં રહેલા પુરૂષોત્તમને અર્પણ કરવાનો અભ્યાસ પાડવો. આપણાં મસ્તકના ઉપર તેની વેદી આવી રહેલી છે એમ સમજીને સર્વ કર્મો તેમાં સમર્પણ કરવાં, જ્ઞાન પણ અર્પણ કરવું જોઇએ. એટલે કે સ્થૂલ પદાર્થોનું જ્ઞાન તથા તત્વજ્ઞાન તે પ્રભુની પ્રાપ્તિ માટે છે, એવું સમજીને તે બધું હોમવું જોઇએ. યોગ, સંયમ, વ્રત, વિગેરે સર્વે આધ્યાત્મિક પ્રયત્નો પણ અર્પણ કરવા.

કર્મ બે પ્રકારનાં છે. સૂક્ષ્મ અને સ્થૂલ. સર્વ આંતરિક ક્રિયાઓ તથા અંતઃકરણની પ્રવૃત્તિઓ પણ યજ્ઞમાં હોમાવી જોઇએ. શક્તિજ કામ કરેછે એવો અનુભવ મળે ત્યારે આહૂતિઓ આપોઆપ બંધ પડે છે. પ્રેમનાં સર્વે સંબંધો પણ આહુતિરૂપે હોમી દેવાં. લાગણીઓને અંગત થવા દીધા વિના તેમને અર્પણ કરવી જોઈએ.

કર્મયોગની આહૂતિ આપનાર સાધકે પ્રથમ તો ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મની શરૂઆત કરવી જોઇએ. શરૂઆતમાં તો આપણે પરિણામને વિષે બેદરકાર છીએ એવું આપણને લાગે છે. પરંતુ ફળની નિરાશા થતાં આપણને તુર્ત મનમાં લાગણી થઇ આવે છે. એવે વખતે કર્મનું ફળ પ્રભુનું છે, આપણે તો ફક્ત તે કર્મ જ કરવાનું છે એવો ભાવ વારંવાર સ્થિર કરવો. બીજાં માણસોને આપણે ચાહીઇએ ત્યારે પણ આપણે તેમનામાં રહેલા પ્રભુને જ ચહાઇએ છીએ તે ધ્યાનમાં રાખવું. અર્થાત્ તેને પરિણામે સર્વ પદાર્થ, પરિસ્થતિઅને પરિણામ વિશે મનમાં સમતા ઉત્પન્ન થવી જોઇએ.

કામનાઓનો સંપૂર્ણ ત્યાગ એ યજ્ઞ ભાવના સ્થિર થયાની નિશાની છે.



# પ્રકરણ ૧૧ મું પૃથક્કરણ.

સર્વ કર્મો અવિભક્ત છે. વ્યક્તિનાં કાર્યો પણ વિશ્વ પ્રકૃતિને લીધેજ બને છે. સર્વ કર્મો વિરાટ્ પુરૂષનોજ આવિર્ભાવ છે અને તે પરાત્પર પુરૂષોત્તમનો આવિર્ભાવ છે. સાધારણ માણસ પોતાની શક્તિ, પસંદગી બુદ્ધિ વિગેરેને ઘણી અગત્ય આપે છે. પરંતુ વિશ્વ સમગ્ર છે અને અનાથ નથી. સર્વ કર્મો તે વિરાટ્ કરે છે.

વ્યક્તિમાં કર્તાબુદ્ધિ છે તે વિરાટ્ના કાર્યનું કેન્દ્ર છે. પ્રભુ પોતે વિરાટ્ છે, વ્યક્તિ અને સમષ્ટિ બન્ને સ્વરૂપમાં તે રહેલો છે. વ્યવહારનાં સર્વ ધોરણો કામચલાઉ જ હોઇ શકે. "સારૂ" અને "નરતુ"—પણ બદલાતું રહે છે.

વ્યવહારનાં ચાર ધોરણો—૧. વ્યક્તિની કામના, જરૂરિઆતનું ધોરણ.
૨. સમાજના કલ્યાણનું ધોરણ.
૩. નીતિ અથવા આદર્શનું ધોરણ.
૪. આધ્યાત્મિક સ્વભાવનું ધોરણ.

૧,૨ પ્રાણશક્તિ ઉપર આધાર રાખે છે. અને પ્રાણીઓની ટોળામાં વસવાની વૃત્તિનું પરિણામ છે.

વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સામ્યવાદ (સમાજ સત્તાવાદ) બન્ને અપૂર્ણ છે. સમાજ વ્યક્તિને દાબે છે; વ્યક્તિ સમાજની સામે થાય છે!

૩. ૧,૨,નાં કરતાં નીતિનું ધોરણ ચઢીઆતું છે. ન્યાય, પ્રેમ, સત્ય, કલ્યાણ વિગેરે ભાવનાઓ તેમાં હોય છે. તેનો આધાર વ્યક્તિ ઉપર છે.

પરંતુ નીતિનું ધોરણ પણ અપૂર્ણ છે. પ્રેમ, દયા અને ન્યાય સંપૂર્ણ થઇ શકેજ નહિ. તેઓ વિરોધી થઇ પડે છે.

૪. આધ્યાત્મિક ધોરણ. ૧. આત્મસમર્પણદ્વારા } સ્થાપન
૨. અહંતાનો ત્યાગ કરવાથી } થાય છે.

વ્યવહાર એટલે પ્રભુ પોતેજ વ્યક્તિના સ્વભાવદ્વારા પોતાનો આવિર્ભાવ કરે છે તે. લોકસંગ્રહ માટેજ કર્મો કરવાં જોઇએ. આખી માણસજાતને તે સ્થિતિ પ્રાપ્ત કરાવતાં પહેલાં વ્યક્તિએ પોતે શરૂઆત કરવી જોઇએ.

# પ્રકરણ ૧૧ મું.



## વ્યવહારનું ધોરણ.

કર્મયોગીએ પોતે કર્મ કરવામાં એકવાત હમેશાં યાદ રાખવાની છે અને તે એ કે સર્વ કર્મો અવિભક્ત સમગ્ર

**વિશ્વકાર્યની સમગ્રતા.**

વિશ્વકર્મનાંજ અંગરૂપ છે. વ્યક્તિનાં બધાં કર્મો તેણે પોતે પસંદ કર્યાં હોય છે, તોપણ તેઓ વિશ્વ રૂપી સમગ્ર કર્મથી વિખૂટાં નહિ પરંતુ, આખા વિરાટ્ કર્મનોજ વિભાગ માત્ર હોય છે. આખી વિશ્વશક્તિનું કાર્ય સમગ્ર છે, અને તે દ્વારા પ્રભુ પોતાનો આવિર્ભાવ કરીને વ્યક્તિમાં આત્મ જાગ્રતિ પ્રત્યે પ્રગતિ કરાવે છે. આપણે હમણાં જેટલું વિશ્વ–બ્રહ્માંડ–જાણીએ છીએ તેટલામાંજ પ્રભુનું કાર્ય થાય છે અને બીજે થતું નથી એવું યે નથી. આપણે જે વિશ્વકાર્યને જાણીએ છીએ તેની નીચે માનસિક શક્તિના અભાવ-વાળો યાને અચેતન જીવનનો આખો સમુદ્ર પાયારૂપે આવી રહ્યો છે અને તેની ઉપર આપણી બુદ્ધિથી પર એવો ઇંદ્રિયાતીત વિજ્ઞાનનો સમુદ્ર તેને ઉપરની બાજુએ આકર્ષણ કરી રહ્યો છે. કર્મનો જે સિદ્ધાંત વિશ્વ ક્રિયાની સમગ્રતાની ઉપેક્ષા કરે છે તે અજ્ઞાન મૂલક અને અપૂર્ણ છે.

ઉપર જણાવેલો વિચાર આપણે સ્વીકારીએ અને બુદ્ધિદ્વારા તે ખરો છે એમ સમજીએ તથા આપણા ચૈત-

**વિરાટ્નું કાર્ય.**

ન્યમાં તેને સ્થાન આપીએ તે છતાં પણ વિશ્વનું ધોરણ અને આપણા પોતાના અભિ-પ્રાય તથા અંગત પસંદગી, શક્તિ, લાગણી અને કામનાઓ વચ્ચે મેળ બેસાડવો મુશ્કેલ છે. આપણાથી વિખૂટી પાડી ન શકાય એવી જે પ્રાણની ક્રિયાઓ ચાલે છે તેને આપણે વ્યક્તિત્વના અભાવવાળો સમૂહ માત્ર ગણી કાઢીએ છીએ; અને એવું માનીએ છીએ કે અહંતાએ તેમાંથી

પોતાની શક્તિ (will) અનુસાર અથવા મનના તરંગ પ્રમાણે જાત મહેનતથી કોઇ પ્રકારનો આકાર ઉત્પન્ન કરવાનો છે. સામાન્ય માણસ પોતાની આજુબાજુની પરિસ્થિતિ પ્રત્યે ઉપર જણાવ્યું તેવું વલણ રાખે છે. એ વલણ જ્યાંસુધી વ્યક્તિત્વનો માણસે સ્વિકાર કર્યો છે અને તેનો વિકાસ થયો નથી–ત્યાંસુધી તદ્દન ખરૂં પણ છે. પરંતુ એ વલણનો કાબુ આપણા જીવન ઉપર એવો બેસી જાય છે કે જ્યારે વ્યક્તિત્વના ધોરણોને છોડીને આપણે વિરાટ્ જોડે અદ્વૈત કરવા માગીએ છીએ ત્યારે તે આપણને છોડતું નથી. આપણે એ વાત અહીં સ્વીકારવી જોઇએ કે આ વિશ્વક્રિયા આધાર વિનાની, અપૌરૂષેય અસ્તિત્વનું મોજું માત્ર, નથી; પરંતુ તે વિરાટ્ પુરૂષ હોઇ પોતાના કાર્ય–ક્ષેત્રને બરાબર જાણે છે, અને પોતાની ક્રિયાશક્તિનો સ્વામી છે. અર્થાત્ એ વિશ્વકાર્ય પ્રત્યેક અહંતાની મરજી ઉપર, તેના જોર ઉપર કે તેના દબાણ ઉપર આધાર રાખતું નથી. પ્રત્યેક કાર્યનું પરિણામ એ વિરાટ્ પુરૂષના ઉપર જ આધાર રાખે છે, એટલુંજ નહિ પરંતુ તેની શરૂઆત, ક્રિયા અને પદ્ધતિનો મુખ્ય આધાર પણ તેના તેના ઉપર જ છે; વ્યક્તિ અથવા પ્રાણી ઉપરનો તેનો આધાર ગૌણ છે.

**વ્યક્તિ અને વિરાટ્નો સંબંધ.**

હવે વ્યક્તિએ કર્મના કર્તા તરીકે, આ વિરાટ્ પુરૂષ અને વિશ્વક્રિયા પ્રત્યે કેવું વલણ રાખવું જોઇએ એ પ્રશ્ન ઉભો થાય છે. વ્યક્તિ તે વિરાટ્ને કાર્ય કરવાનું એક કેન્દ્ર માત્ર છે. માણસ માત્રમાં જાગ્રત જે વ્યક્તિત્વ છે તે વિરાટ્ પુરૂષને પ્રતિબિંબિત કરતું એક મોજું છે. એ પ્રતિબિંબ પણ અપૂર્ણ છે કારણ કે આપણી જાગ્રત અવસ્થા આપણા દિવ્ય આત્માની અપૂર્ણ પ્રતિમા દર્શાવે છે. આપણા પોતાના અંગત વિચારો, અભિપ્રાયો, સિદ્ધાંતો, ધોરણો વિગેરે વિરાટ્ પુરૂષ અને તેની ક્રિયાને આપણામાં પ્રતિબિંબિત કરવાનો અપૂર્ણ પ્રયત્ન છે. એ પ્રમાણે વિરાટ્ને આપણામાં પ્રતિબિંબિત કરતાં કરતાં ક્રમેક્રમે આપણી અને તે વિરાટ્ પુરૂષ વચ્ચેનો અંતર દૂર થઇ જાય છે, અને આપણે પ્રભુત્વના આવિર્ભાવની સમીપ વધારેને વધારે જઇ શકીએ છીએ. ભગવાન વિશ્વની એકતાને રૂપે વિશ્વમાં પોતાનો આવિ-

ર્ભાવ કરવા માગે છે એટલુંજ નહિ પરંતુ પ્રત્યેક વ્યક્તિમાં પણ તે પોતાને પ્રકટ કરવા માગે છે. તેટલા માટેજ વિરાટ્માં, વિશ્વક્રિયામાં સમાજોમાં, પ્રજાઓમાં તેમજ પ્રત્યેક વ્યક્તિમાં પોતે પૂર્ણતાને પામશે એવો દૃઢ વિશ્વાસ આવી રહેલો માલૂમ પડે છે. વ્યષ્ટિ અને સમષ્ટિ યાને દરેક વ્યક્તિ અને સમાજમાં પોતાની પ્રગતિ અને આત્મ વિકાસ માટે જે સતત પ્રયાસ થતો જોવામાં આવે છે, તેનું કારણ પણ ઉપર જણાવ્યું તે જ છે. એ પ્રગતિ અને આત્મ વિકાસ બુદ્ધિમાં જ્ઞાનથી, હૃદયમાં લાગણીઓથી, વર્તનમાં ચારિત્રથી, ચિત્તમાં સૌંદર્યગ્રાહક શક્તિથી અને જીવનમાં કર્મથી દર્શાવાય છે.

**"સારૂં" અને "નઠારૂં" એટલે શું?**

ઉપર જે કારણ જણાવ્યું તેથી આપણી ખાતરી થશે કે આપણે વ્યવહારનાં જે ધોરણો હમણાં સ્વીકારીએ છીએ તે કદીપણ નિત્ય અથવા સંપૂર્ણ હોઇ શકેજ નહિ. ઉત્તરોત્તર વધારેને વધારે ઉચ્ચ ધોરણો સ્વીકારતા જવું એતુંજ નામ પ્રભુના આવિર્ભાવમાં સહાય કરી ગણાય. આપણાં વર્તનને માટે કેવળ અડગ અને જરા પણ ચસે નહિ એવું કડક ધોરણ ગ્રહણ કરવું, એ પ્રભુના સનાતન જળના દૈવી પ્રવાહની ગતિ રોકવા માટે બંધ બાંધવા જેવું છે. નીતિને ઉત્તરોત્તર બદલતા રહેવાની જરૂર સ્વીકારવાથી માણસ સારૂં અને નઠારૂં બન્નેથી મુક્ત થાય છે. વ્યક્તિ અને જગતને દિવ્ય પૂર્ણતા પ્રત્યે પ્રગતિ કરવામાં સહાય કરે તે સારૂં અથવા ઉત્તમ; અને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી પૂર્ણતાનો જેનાથી અવરોધ થાય છે તે નઠારૂં અથવા પાપ. પરંતુ પ્રભુની પૂર્ણતા ક્રમેક્રમે વિકાસ પામે છે અને વખત જતાં વૃદ્ધિ પામે છે. આ ઉપરથી સમજાશે કે "સારૂં" અને "નઠારૂં" પણ વિકારી હોય છે અને જુદે જુદે કાલે તેના જુદા જુદા અર્થ થાય છે. અત્યારે આપણે જેને નઠારૂં અથવા પાપ ગણીએ છીએ તેનો તો ત્યાગ જ કરવો જોઇએ. એ વસ્તુ ભૂતકાળમાં કદાચ ઉપયોગી અને સારી હશે તેમ ભવિષ્ય કાળમાં પણ અમુક સંજોગોમાં તે સારીયે લેખાય, છતાં આપણે તો તેનો ત્યાગ કર્યેજ છૂટકો; કારણ કે એમ કર્યાથી

વ્યક્તિ અને સમાજ બંનેની પૂર્ણતા પ્રત્યે પ્રગતિ થઇ શકશે. જે લોકો અમુક નિશ્ચિત ધોરણોને સ્વીકારનારા હોય છે તેમને ઉપર જણાવેલો સિદ્ધાંત કદાચ ઘણોજ ભયંકર લાગશે, કારણ કે એ પ્રમાણે કરવાથી નીતિનો પાયો ઉખડી જવાનો તેમને ભય લાગશે. પરંતુ તેમ થવાનો ભય નથી; કારણ એવું પરિણામ ક્યારે આવે છે તો કે જ્યારે આપણે હમેશને માટે એકજ નિશ્ચિત ધોરણ તથા નીતિનો અભાવ એ બેની સરખામણી કરી નીતિના અભાવને પસંદગી આપીએ ત્યારેજ.

જીવનનાં ધોરણો વારે;વારે બદલવાની જરૂર.

આપણા સ્વભાવમાં આપણે એવી સ્થિતિસ્થાપકતા લાવી શકીએ કે જેથી આપણે વ્યવહારના અમુક એક ધોરણને અનિત્ય જણવા છતાં તે તુરત માટે જરૂરનું અથવા ઉપયોગી છે એવું સ્વીકારીને બીજું ઉચ્ચ ધોરણ સ્થાપન થાય ત્યાં સુધી તેજ પ્રમાણે વર્તન કરી શકીએ તો તેથી આપણને નુકસાન નહિ થાય. ઉલટું તે પ્રમાણે વર્તવાથી આપણે ધર્માંધતા, અપૂર્ણતા, અસહિષ્ણુતા ઇત્યાદિ અવગુણોની જાળમાંથી મુકત થઇએ છીએ. એટલુંજ નહિ પરંતુ સતત નૈતિક પ્રગતિ કરવાની શકિત પણ પ્રાપ્ત કરી શકીએ છીએ. વળી એ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ થવાથી આપણને આ વિશ્વમાં જુદા જુદા અનેક માણસો પ્રત્યે સહાનુભૂતિ રાખવી સરળ થઇ પડે છે, અને પરિણામે આપણે તેમને સહાય કરવાને પણ વધારે લાયક બનીએ છીએ. આથી એટલું તો નક્કી થયું કે વ્યવહારનાં બધાં ધોરણો તત્કાળ પુરતાં, વિકારી, અપૂર્ણ અને ક્રમેક્રમે વિકાસ પામનારાં હોઇ તેઓ પ્રભુના આવિર્ભાવની પ્રગતિ દર્શાવવાના પ્રત્યનો છે. એ વિશ્વની ક્રિયાને કોઇ પણ ધોરણ બંધનકારક નથી. આ સિદ્ધાંત ગ્રહણ કર્યા પછી વ્યકિત અને સમાજના વિકાસ માટે જે જુદાં જુદાં ધોરણ સ્વીકારાયલાં છે તેમને બરાબર સમજી લઇને તેમાનાં દરેકને યોગ્ય સ્થાન આપી શકીશું. અલબત્ત, એ સિદ્ધાંત સ્વીકારતાં આપણી વિવેક બુદ્ધિને નિરાશ થવું પડે એ સભંવિત છે, કારણ કે બુદ્ધિની કેવળ નિરપેક્ષતા ( હમેશાં સારી જ હોય એ સામાન્ય માન્યતા ) ઉપર એનાથી ફટકો પડે છે. એ સિદ્ધાંતમાંનાં કેટલાક સર્વસામાન્ય તત્વો ઉપર આપણે દૃષ્ટિ નાખીશું તો તે નિરપેક્ષ યાને ધોરણ રહિત વિશ્વ ક્રિયાની

પદ્ધતિની આપણા સામાન્ય ધોરણો ઉપર શી અસર પહોંચે છે તે માલુમ પડશે. યોગનો અભ્યાસ કરીને વિશ્વક્રિયામાં ભાગ લેવા માટે આપણે આત્મ સમર્પણ કરવાનો સિદ્ધાંત આગળ બતાવેલો છે. તેમજ તેના અભ્યાસથી દિવ્ય **શકિત** સાથે સાધકે એકતા કરવાનું પણ આગળ કહેવાઇ ગયું છે.

માણસજાતિ વ્યવહારમાં ચાર ધોરણો પોતાના વર્તન માટે સ્વીકારી શકે છે:—(૧) વ્યકિતની પોતાની જરૂર અને કામનાઓનું ધોરણ (૨) સમષ્ટિ અથવા સમાજના કલ્યાણનું ધોરણ (૩) નીતિનું અથવા આદર્શનું ધોરણ અને (૪) સ્વભાવનો ધર્મ.

એ ચારમાંથી પહેલાં બે ધોરણો સ્વીકારીને માણસ જીવનની શરૂઆત કરે છે. એ નિયમો તેના પાશવ અને કામનામય જીવનના નિયામકો છે.

૧. જરૂરીઆત અને કામના.

આ દુનિઆમાં માણસનું ઉત્તમ કર્તવ્ય એ છે કે તેણે મનુષ્યજાતિના સ્વરૂપમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા પ્રભુનો આવિર્ભાવ કરવો. જાણ્યે અજાણ્યે પણ પ્રકૃતિ માણસમાં એજ કાર્ય કરી રહી છે. પરંતુ પશુવૃત્તિવાળા માણસમાં પ્રકૃતિનું કાર્ય કરવાને પોતાની ઇચ્છાઓ અને જરૂરિયાતો શિવાય બીજું ધોરણ હોતું તથી. શરીરની અને પ્રાણની વાસનાઓને પ્રથમ તૃપ્ત કરવી અને ત્યાર પછી આવેશો અથવા બીજી કામનાઓ ઉદ્ભવે તેમને સંતોષ આપવો એ તેનો નિયમ હોય છે. એ નિયમમાં કુટુંબ અથવા સમાજની જરૂરિયાતનો નિયમ કાંઇક ફેરફાર કરાવી શકે છે અથવા તો તેનો વિરોધ કરી શકે છે.

સમાજની જરૂર.

જો માણસ તદ્દન સ્વતંત્ર હોત અને તેના વ્યકિતત્વનો વિકાસ કરવો એટલોજ માત્ર પ્રકૃતિનો હેતુ હોત તો સમાજની જરૂરીઆતનો નિયમ અસ્તિત્વમાં આવ્યોજ ન હોત. પરંતુ સમગ્ર જીવન વ્યષ્ટિ, અને સમષ્ટિ, યાને વ્યકિત અને સમાજના, અન્યોન્યના કાર્ય પ્રતિકાર્ય

ઉપર આધાર રાખે છે. આર્યાવર્તના તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહીએ તો પ્રભુ વ્યષ્ટિ અને સમષ્ટિ બંનેમાં આવિર્ભાવ પામે છે. એ નિયમને લીધે માણસ પોતાની અંગત ઇચ્છાઓને પણ બીજાં માણસોની સહાય અને સહાનુભૂતિ શિવાય પૂર્ણ કરી શકતો નથી. એજ પ્રમાણે સમાજની જરૂરનો નિયમ વ્યક્તિની જરૂર અને ઇચ્છાના નિયમ કરતાં વધારે વ્યાપક હોય છે,

વ્યક્તિ અને સમાજ.

ખરૂં જોતાં વ્યક્તિમાં જે કામનાઓ અને જરૂરીઆતોનો નિયમ પ્રચલિત હોય છે તેનુંજ વ્યાપક સ્વરૂપ સમાજ અથવા સમષ્ટિની જરૂરનો નિયમ હોય છે. એ નિયમ એટલે પશુઓમાં જેમ સંઘનો, જૂથનો અથવા ધણનો નિયમ હોય છે તેનાજ જેવો માણસજાતિએ કબુલ કરેલો સમાજનો સર્વમાન્ય નિયમ સમજવો. એક વ્યક્તિઓ જોડે એકતા કરે છે અને પોતાનું જીવન એવી વ્યક્તિઓની બનેલી સમાજ ઉપર આધાર રાખતું હોવાથી પોતે તે સમાજની જરૂરિયાતોને પોતાની અંગત જરૂરિયાતો અને ઇચ્છાઓ કરતાં સ્વાભાવિક રીતેજ વધારે અગત્યની ગણે છે. અર્થાત્ કે પોતાની જરૂરિઆતો અને ઇચ્છાઓ કરતાં સર્વની જરૂરીઆતો અને ઇચ્છાઓ વ્યક્તિને વધારે ઉપયોગની જણાવા લાગી અને પરિણામે વ્યક્તિની જરૂરિયાતો અને ઇચ્છાઓને સંતોષવાનું કાર્ય સમાજની જરૂરીઆત કરતાં ગૌણ ગણાવા લાગ્યું.

જગતના ઇતિહાસ પ્રત્યે જોતાં જણાય છે કે માણસ કેટલાંક પશુઓની પેઠે કેવળ અતડો અથવા તો માત્ર પોતાની પ્રિયતમાની સોબતમાંજ એકલો રહ્યો નથી. અત્યાર સુધીના બધા ઐતિહાસિક પુરાવાઓ ઉપરથી તો માણસ એક સામાજીક પ્રાણી હોય એવું જણાઇ આવે છે, અને તેમાં વ્યક્તિની પ્રગતિ અને સંતોષના નિયમ કરતાં સમાજની પ્રગતિ અને સંતોષ હમેશાં વધારે અગત્યનાં ગણાતાં આવ્યાં લાગે છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં, અને પ્રકૃતિનું અવલોકન કરતાં, વ્યક્તિની જરૂર અને કામનાઓનો નિયમ સમાજની પ્રગતિ અને જરૂરીઆતનો નિયમ કરતાં વધારે અગત્યનો હોઇ સમાજની પ્રગતિ અને જરૂરીઆતો ગૌણ ગણાવી જોઇએ. આપણને જણાય છે કે માણસમાં મુખ્ય બે તત્વો

છે: એક તો વ્યક્તિભાવ અને બીજું સમષ્ટિભાવ, એટલે વ્યક્તિગત જીવન અથવા તો વ્યક્તિના વ્યવહારનું ધોરણ; અને સમષ્ટિભાવ એટલે સામાજીક જીવન યાને સમાજના વ્યવહારનું ધોરણ, એ બંને એક બીજાના વિરોધી હોય એ શક્ય છે. છતાં એ બન્નેને એક કરવાના પ્રયત્નને લીધે જ માણસજાતિની પ્રગતિ યાને સંસ્કૃતિ થઇ છે. અર્થાત્ કે આપણે જેને 'સંસ્કૃતિ', 'સુધારો', 'સભ્યતા', વગેરે નામથી ઓળખીએ છીએ તે એવા પ્રયત્નનુંજ પરિણામ છે.

બન્ને ધોરણો.

વ્યક્તિને બહારથી લાગુ કરવામાં આવતો સમાજની જરૂર અને પ્રગતિનો નિયમ એક પ્રકારે માણસના જીવનમાં પ્રભુનો વિકાસ થવામાં મદદ કરે છે, અને બીજી રીતે જોવા જતાં તે અડચણ કર્તા પણ છે. એ નિયમ મદદ કર્તા છે કારણકે તેને લીધે વ્યક્તિની અહંતાની બહાર એક એવી સત્તા ઉભી થાય છે કે જેને લીધે અહંતામાંથી જન્મતા દોષો દૂર થાય છે અને સમાજની વિશાળ અહંતામાં વ્યક્તિની સંકુચિત અહંતાનો લય થવાનો સંભવ પણ વધે છે. એ નિયમ હાનિકારક છે કારણકે તે વ્યક્તિની બહારનું ધોરણ તેનામાં દાખલ કરે છે અને કેટલીક વાર અણઘટતું દબાણ કરી તેને પોતાને વશ વર્તાવવાનો પ્રયત્ન કરે છે. પ્રગતિનો ખરો નિયમ તો એ છે કે પૂર્ણતા પ્રત્યે માણસે પોતેજ પોતાના અંતરમાંથી પ્રગતિ સાધવી. આંતર સ્વતંત્રતા વધવાથી માણસનો વિકાસ થાય છે ત્યારે બહારના દબાણથી, બળાત્કારથી, તેનો વિકાસ અટકે છે. વ્યક્તિએ પોતાના બંધનોથી પર થઇને પૂર્ણતા મેળવવાની છે અને નહિ કે પોતાના વ્યક્તિત્વનો નાશ કરીને.

વચ્ચે રહેલો વિરોધ.

આ પ્રશ્નનો નિકાલ ફક્ત જનસમાજના હિતની દષ્ટિએજ કરવા જઇશું તો વ્યક્તિએ સમાજમાં લય પામવું એજ સામાન્ય વલણ જણાશે. અર્થાત્ કે નાના પેટા વિભાગે સમગ્ર માટે પોતાના અસ્તિત્વનો લય કરવો જોઇએ, વ્યક્તિએ સમાજની જરૂ-

આદર્શ વ્યક્તિ અને આદર્શ સમાજ.

રીઆતને પોતાની જરૂરીઆત તરીકે સ્વીકારવી જોઇએ, સમાજની ઇચ્છાને તેણે પોતાની ઇચ્છા બનાવી દેવી જોઇએ તથા તેણે પોતાને માટે પોતાનું જીવન ગાળવું જોઇએ નહિ; પરંતુ જે સમાજ, જ્ઞાતિ, દેશ કે પ્રજામાં તે જન્મ્યો હોય તેને માટે તેણે પોતાનું જીવન સર્વસ્વ ગાળવું જોઇએ એવું જણાશે. વ્યક્તિની દૃષ્ટિએ જોતાં એ પ્રશ્નનું નિરાકરણ જુદુંજ આવશે! તેની દૃષ્ટિએ જે સમાજ પોતાની વ્યક્તિઓના હિતને ખાતરજ અસ્તિત્વ ધરાવતો હોય તેજ સમાજ આદર્શ ગણાય. અર્થાત્ વ્યકિતના કલ્યાણ અને પ્રગતિને માટે જ સમાજનું અસ્તિત્વ છે; પ્રત્યેક વ્યકિતની સ્વતંત્રતાને સમાજે માન આપવુંજ જોઇએ અને સમાજે પોતાનું અસ્તિત્વ બાહ્ય નિયમો દ્વારા નહિ પરંતુ વ્યકિતની પોતાની કુદરતી અનુમતિથી ટકાવી રાખવું જોઇએ એવું તેને લાગશે. પરંતુ આદર્શ સમાજ હજી સુધી ઉત્પન્ન થઇ નથી અને જ્યાંસુધી વ્યકિતમાં પોતાનામાં અહંતા છે ત્યાં સુધી એવી સમાજ સ્થાપન થવી પણ શકય નથી. અર્થાત્ "વ્યકિત ઉપર સમાજનો અધિકાર," એજ સિદ્ધાંત અત્યાર સુધી મનુષ્યજાતિએ સ્વીકારેલો છે. પ્રાચીન સમાજમાં સામાજીક નિયમોનાં બંધનો ઘણાં સખ્ત હતાં એવું જણાઇ આવે છે. તેનું કારણ પણ ઉપરના સિદ્ધાંતમાં સમાયલું છે. તે સમયના કાયદાઓ કડક હોઇ જ્ઞાતિના કાયદાઓ તો અચળ અને વજ્રલેપ ગણાતા! હજી પણ એ આદર્શ છેક મરી ગયો નથી. છેલ્લામાં છેલ્લી પ્રગતિનું વલણ તો પ્રાચીન સામાજીક નિયમોની સુધારેલી આવૃત્તિ કાઢવા તરફજ હોય, એવું લાગે છે! પરંતુ એકંદરે એ વિચાર સમગ્ર વિકાસને ઘણો નુકસાન કર્તા છે કારણ કે **વ્યક્તિની ખરાબમાં ખરાબ અને અહંતાથી ભરેલી કામનાઓમાં પણ આખી માણસજાતિને માટે જરૂરનાં તત્ત્વનું બીજ રહેલું હોય છે.** તેમાં દિવ્ય આદર્શને માટે જરૂરી સઘળાં તત્ત્વો સમાયલાં હોઇ આપણે તો ફકત તેમનું રૂપાંતરજ કરવાનું હોય છે. **સમાજવાદની પૂર્ણતા માટે વ્યકિતવાદની જરૂર છે. વ્યકિતને દબાવી દેવી એ પ્રભુને ગુંગળાવવા બરોબર છે.** મનુષ્યજાતિની હાલની પરિસ્થિતિ જોતાં વ્યકિતના દબાણથી સમાજના ટુકડા થવાનો સંભવ નહિ જેવોજ છે, ત્યારે સમાજ વ્યકિતત્વના સંપૂર્ણ વિકાસની આડે

આવીને તેને નિરર્થક દબાવી દે અગર તેને નિરૂત્સાહી કરે એવો સંભવ વધારે છે.

વ્યક્તિનો સ્વભાવ સમાજના એવા દબાણની સામે થાય છે. વ્યક્તિના એ બળવાનાં જુદાં જુદાં સ્વરૂપ હોય છે. તેમનાથી પર નીતિનું ધોરણ. ગુન્હેગારના છુટા છવાયા બંડથી માંડીને તે સંન્યાસીના સંપૂર્ણ ત્યાગ સુધીની કોઇ પણ અવસ્થા એ વ્યક્તિનો સમાજ સામે બળવોજ છે. દરેક સમાજમાં વ્યક્તિ વ્યક્તિપ્રધાન ધોરણો દાખલ કરીનેજ, પોતાનો વિકાસ સાધે છે, અને એ પ્રમાણે વ્યક્તિ અને સમાજ એ બન્ને વચ્ચે સમાધાની કરે છે. પરંતુ સમાધાની કરવી એ કાંઇ સમન્વય ન કહેવાય. એ બન્નેનો બરાબર સમન્વય કરવા માટે તો બન્ને વિરોધી સિદ્ધાંતોથી પર એવો કોઇ આદર્શ આપણે સ્વીકારવો પડે છે. એટલા માટે કામના, વાસના, જરૂરીઆત વિગેરેને સંપૂર્ણ સંતોષ આપવાનો વ્યક્તિનો નિયમ તથા સમાજની જરૂરીઆત અને પ્રગતિને સંતોષવાનો સામાજીક નિયમ એ બન્નેથી પર હોય એવા આદર્શનું અથવા એવી નીતિનું ધોરણ સ્વીકારવામાં આવે છે. એ આદર્શમાં ઇચ્છા કે વાસનાનું સામ્રાજ્ય હોતું નથી. નીતિના નિયમમાં અથવાતો ઉચ્ચ આદર્શમાં તે તત્ત્વોને યાને ઇચ્છા કે વાસનાઓને કોઇ મહાન આદર્શ અથવા સિદ્ધાંતને ખાતર સંયમમાં લાવવામાં આવે છે. હવે આવો આદર્શ માનસિક હોય છે; પ્રાણમય કિંવા શારીરિક હોતો નથી. માણસમાં જ્યારથી આદર્શ નીતિનું ધોરણ સ્વીકારવાનો વિચાર ઉદ્ભવે છે ત્યારથીજ તે પ્રાણ અને શરીરનાં બંધનોમાંથી છૂટીને માનસિક જીવનમાં પ્રવેશ કરે છે. પ્રકૃતિનાં ત્રણ પગલાંઓમાંથી બીજું પગલું તે ચઢે છે. તેની જરૂરીઆતો અને કામનાઓ પણ ઉચ્ચ સ્વરૂપ ધારણ કરે છે. પ્રથમ તેની જરૂરીઆતો અને ઇચ્છાઓ પ્રાણમય યાને વાસનાયુક્ત હતી. પરંતુ હવે તે સઘળી માનસિક બને છે એટલુંજ નહિ પણ બુદ્ધિપ્રધાન સૌંદર્યગ્રાહક શકિતનું કાર્ય પણ તેનામાં તે વખતથી શરૂ થાય છે.

વ્યક્તિ અને સમાજમાં જે પશુત્વવાળું ધોરણ હતું તેમાં આપણને પ્રકૃતિનાં બળો વચ્ચે સંઘટ્ટ માલૂમ પડતો અને કામનાઓ તથા

શક્તિઓ વચ્ચે ખેંચતાણ થઇ એક પ્રકારનું સમતોલપણું જાળવવાનો પ્રયત્ન થતો હતો. પરંતુ જ્યારથી માણસમાં નીતિનું ધોરણ દાખલ થયું છે ત્યારથી, માનસિક અને નૈતિક શક્તિઓનો વિકાસ કરવો ફરજીઆત થયો છે. એ વિકાસ કોઇ ઉચ્ચ ગુણની પ્રાપ્તિના સંબંધમાં હોઇ તે ગુણોમાં ન્યાય, પવિત્રતા, પ્રેમ, વિવેક, સત્ય, સત્તા, ઐશ્વર્ય, સૌંદર્ય વિગેરેનો સમાવેશ થાય છે; એ ગુણોમાંથી કોઇપણ એકનો અથવા સર્વનો વિકાસ કરવો એ નૈતિક ધોરણોમાં આદર્શ તરીકે સ્વીકારવામાં આવે છે.

વ્યક્તિની અગત્ય.

આ ધોરણ વ્યક્તિપ્રધાન હોય છે, કારણકે માનસિક શક્તિને વાપરનાર વ્યક્તિ છે. અર્થાત્ વ્યક્તિ પોતે તે વિચારોને બહાર મૂકે છે અને વિશ્વમાં તેમનું કાર્ય શરૂ કરે છે. નૈતિક ઉન્નતિની શરૂઆત કરનાર પણ વ્યક્તિજ હોય છે. સનાતન સિદ્ધાંત પ્રમાણે આત્મસંયમન કરવું ત્યજી દઇને તેને બદલે પોતાના અંતરના આદર્શને અનુસરીને આત્મસંયમ મેળવવાનો યત્નજ વ્યક્તિપ્રધાન છે. એ પ્રમાણે વ્યક્તિ પોતે અંતરના નિયમને અનુસરીને પોતાના જીવનને માટે નવું ધોરણ સ્વીકારે છે એટલુંજ નહિ પરંતુ પોતાના વિચારનો બીજી વ્યક્તિઓમાં પ્રચાર કરે છે! સમય જતાં વ્યક્તિઓનો બહોળો સમૂદાય એ વિચારનો થાય છે, એટલે પછી સમાજને પણ તે નૈતિક ધોરણ સ્વીકારવાની ફરજ પડે છે. એ પ્રમાણે નવાં ધોરણને આધારે સમાજ નવાં નવાં સ્વરૂપો રચે છે. પરંતુ સમાજની ખોડ એ છે કે તે નીતિના ધોરણને એકવાર સ્વીકારી લીધા પછી તેને કેવળ રૂઢિના રૂપમાંજ જાળવી રાખે છે. અથવા તો વ્યક્તિના ઉપર બહારનું દબાણ કરીને તેનો અમલ તેની પાસે જોરજુલમથી કરાવે છે. એનું કારણ એ છે કે વ્યક્તિમાં માનસિક શક્તિઓનો વિકાસ શરૂ થઇ ગયા પછી પણ ઘણા લાંબા સમય સુધી, સમાજ કેવળ યાંત્રિક તેમજ પાર્થિવ અને આર્થિક વૃત્તિઓવાળોજ રહે છે, અને તેનો અર્થાત્ કે સમાજનો મુખ્ય હેતુ આત્મસંરક્ષણ અને જડતા હોઇ પોતાનો વિકાસ કરી પૂર્ણતા પ્રાપ્ત કરવાની તેને ઇચ્છાજ થતી નથી. છતાં સમાજમાં અત્યારે સામાજીકન્યાય, પવિત્રતા, ધાર્મિકતા, અનોન્ય પ્રેમ, પરસ્પરદયાભાવ, એકતા, રૂઢિને બદલે વિવેક બુદ્ધિ વગેરેનાં ધોરણો સ્વીકારાવા લાગ્યાં છે

એ સ્થિર અને પશુવૃત્તિવાળી સમાજની ઉપર વ્યક્તિનો જેવો તેવો વિજય ન કહેવાય ! વળી સમાજના નિયમો અને રૂઢિઓની યોગ્યતા પણ બુદ્ધિ અને નીતિનાં ધોરણોએ સ્વીકારાવા લાગી છે, પશુબળ કરતાં જ્ઞાનબળની ઉચ્ચતા સ્વીકારવાની નિશાનીઓ માલુમ પડે છે; ગુન્હેગારને શિક્ષા કરવાનો હેતુ પણ તેની નૈતિક ઉન્નતિ સાધવાનો હોઇ તેના ઉપર વેર લેવાનો કિંવા તેની સ્વતંત્રતા છીનવી લેવાનો નથી એવું મનાવા લાગ્યું છે. એ બીના વ્યક્તિનાં ધોરણો સમાજ ઉપર માનસિક-નૈતિક અસર કરવા લાગ્યાં છે તેની નિશાની નહિ તો બીજું શું છે ? વિચારપ્રધાન વ્યક્તિનો સૌથી મહાન વિજય તો હજી ભવિષ્યમાં જ્યારે તે ધોરણ વ્યક્તિ અને સમાજ બન્નેને બાહ્ય નિયમથી અંતરનું સંયમન કરવાને બદલે અંતરના નિયમથી બહારના વર્તન ઉપર કાબુ મેળવતાં સચોટ રીતે શીખવશે, તથા તે બન્નેને પોતાનું જીવન એકતા અને સંગીનતા માટે સ્વેચ્છાપૂર્વક કુદરતી અનુમતિ ઉપર છોડી દેવડાવવામાં સાધનભૂત થશે ત્યારેજ સિદ્ધ થયો ગણાશે.

વ્યક્તિમાં નીતિનું ધોરણ.

વ્યક્તિનો એ વિજય હજી વ્યવહારમાં સિદ્ધ થયો નથી, તથાપિ એ વિજય મળવાની શક્યતાઓ વધી છે. વ્યક્તિના અને સમાજનાં નૈતિક ધોરણ વચ્ચે આપણને હમેશાં વિરોધ માલૂમ પડે છે. એક બાજુ વ્યક્તિનાં નૈતિક ધોરણ અને તેની જરૂરિયાતો, કામનાઓ વિગેરે વચ્ચે ખેંચતાણ ચાલે છે; ત્યારે બીજી બાજુ સમાજમાં જે નૈતિક ધોરણ સ્થાપન થયું હોય તેની તથા સમાજની, જ્ઞાતિની અથવા મંડળની જરૂરિઆતો, ઇચ્છાઓ, સ્વાર્થી આવેશો વિગેરે વચ્ચે ઝગડો જામે છે. નૈતિક માણસ આવા ઝઘડાઓમાં નીતિનો નિરપેક્ષ નિયમ સ્વીકારે છે. તેના મત પ્રમાણે વ્યક્તિની જરૂરીઆતો અને ધોરણો જો નીતિનાં ધોરણોના વિરોધી હોય તો તેઓ તદ્દન અસત્ય ઠરે છે. તેજ પ્રમાણે જો સમાજનો કોઇ પણ નિયમ તેના નીતિના ધોરણની આડે આવે છે કિંવા તેના હૃદયની માન્યતામાં આડ ખીલી રૂપ નીવડે છે, તો તેના જેવી સત્તા પણ તે ધુત્કારી કાઢે છે. વ્યક્તિને આ નીકાલ છેવટનો લાગે છે. તાત્પર્ય કે વ્યક્તિએ

પોતાનામાં એવી એક પણ ઇચ્છા રહેવા દેવી નહિ કે જેના યોગે, પ્રેમ, સત્ય, ન્યાય વિગેરેના આદર્શોનો ભંગ થાય. વળી સમાજે પણ સત્ય, ન્યાય અને મનુષ્યજાતિના કલ્યાણ માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા ને જરૂર પડે પોતાનું જીવન સુદ્ધાં ત્યાગ કરવાને તૈયાર થવું જોઇએ.

નીતિની અપૂર્ણતા.

અત્યાર સુધીમાં જેટલા સમાજો અસ્તિત્વમાં આવ્યા છે તેમાંથી એક પણ આ આદર્શની સરતો પૂરી પાડતો નથી ! તેમ મનુષ્યજાતિની અત્યારની પ્રગતિ અને નૈતિક સ્થિતિ જોતાં કોઇ સમાજે એ સરતો પૂરી કરવી જોઇએ પણ નહિ. પ્રકૃતિ એને તેમ કરવાની રજા પણ નહિ જ આપે. કારણ કે એ પ્રમાણે ન થવું જોઇએ એમ તે જાણે છે. વિશેષમાં આપણા નીતિના વિચારોજ હજી અપૂર્ણ, અજ્ઞાન પૂર્ણ અને સ્વચ્છંદી છે. એ વિચારો નવાં માનસિક–કેવળ તાત્વિક ધોરણો ઉભાં કરે છે. પરંતુ જ્યારે તેમને વ્યવહારમાં મૂકવામાં આવે છે ત્યારે નીતિની એકે એક પદ્ધતિ ચ્હાય તો અમલમાં આવવાને નાલાયક–અવ્યવહારૂ–ઠરે છે અથવા તો તેના ઉચ્ચતમ નિરપેક્ષ ધોરણથી તે ઘણી જ દૂર, અસ્પષ્ટ ઘણી જ અપૂર્ણ જણાય છે. જો કદાચ નીતિના ધોરણમાં છૂટછાટ મૂકવા દેવામાં આવે છે તો સમાજ અને વ્યક્તિ હમેશાં વધારે છૂટ લેવાનો જ પ્રયત્ન કરે છે. વળી તેવા આદર્શો કેવળ નીતિના કેટલાક ગુણો ઉપર અત્યંત ભાર મૂકે છે અને તેમને માટે ખાસ આગ્રહ ધરાવે છે, પરંતુ મનુષ્યજાતિનાં બીજાં કેટલાંક તત્ત્વો કે જે જીવન ટકાવવા સરખાંજ જરૂરી છે તેમને તે સ્વીકારતા નથી. જે પ્રમાણે વ્યકિતની ઇચ્છાઓ અને જરૂરીઆતોમાં અંતિમ પૂર્ણતાનાં ઉપયોગી કીંમતી તત્ત્વો સમાયલાં છે અને તેમનું સમાજના જુલમથી રક્ષણ કરવું પડે છે, તેજ પ્રમાણે વ્યકિત અને સમાજ બંનેની પ્રેરણાઓમાં નીતિના નિયમથી વધારે વ્યાપક એવું એક તત્ત્વ આપી રહેલું છે, અને એ હજી સુધી નહિ શોધાયલા તત્ત્વને જાળવીને માણસજાતે પોતાનામાં રહેલા પ્રભુનો આવિર્ભાવ કરવાનો છે.

વળી મનુષ્યજાતિની અત્યારની સ્થિતિમાં નિરપેક્ષ ન્યાય, સંપૂર્ણ ધાર્મિક

સત્ય વિગેરે સિદ્ધાંતો એક બીજાના વિરોધી જણાય છે. પ્રેમ જે કાર્ય કરવાનો તિરસ્કાર કરે તેજ કાર્ય જો ન્યાયસર મનાતું હોય તો આપણે ન્યાયની જરૂરીઆત સ્વીકારવી કે પ્રેમની ? બુદ્ધિ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે થોડો ફેરફાર કર્યા વિના તો સંપૂર્ણ ન્યાય અથવા સંપૂર્ણ પ્રેમના આદર્શો આપણી બુદ્ધિ સ્વીકારી શકે તેમ છેજ નહિ. આપણા વ્યવહારના બધા ધોરણો એ પ્રમાણે બાંધછોડ અથવા માંડવાળની સ્થિતિમાં આવી પડે છે. મનુષ્યજાતિ એક બાજુથી બીજી બાજુ અને આમથી તેમ ઘસડાય છે, અને અવળે માર્ગે ચાલીને અંતે તો પ્રકૃતિનો વિચાર હોય છે તેનેજ અમલમાં મૂકે છે. એ પ્રમાણે કરવામાં તે ઘણાં દુઃખ ખમે છે, નકામો વ્યય પણ ઘણો કરે છે, અને છતાં જે કરવાની પોતાની ઇચ્છા હોય છે અથવા તો પોતાને જે ખરૂં લાગે છે તે કરવાનું બાજુ ઉપર રહી જાય છે ।

અધ્યાત્મિક ધોરણ.

ખરી બીના એ છે કે નીતિના નિરપેક્ષ ગુણોનો આદર્શ બાંધીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે આપણે મનુષ્યજાતિની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત થયા છીએ. **નીતિનાં ધોરણ સ્વીકારવાથી આપણે અંતિમ લક્ષ્ય પ્રાપ્ત કર્યું નથી.** સ્થૂલ શરીર અને વાસનામય પ્રાણની જરૂરીઆતો અને બંધનોમાંથી આપણે નીતિનું ધોરણ સ્વીકારીને મુક્ત થઇ શકીએ ખરા. વળી સામાજીક અને વ્યકિતગત કામનાઓથી છૂટીને આપણામાં જે મનોમય પુરૂષ છે, નૈતિક શકયતાઓ છે તેનો વિકાસ પણ કરી શકીએ છીએ. પરંતુ મન અને નીતિથી પર એવું આધ્યાત્મિક જીવન આપણામાં આવી રહ્યું છે. એ આધ્યાત્મિક જીવનને આપણે જ્યારે પ્રાપ્ત થઇએ છીએ ત્યારે નીતિનાં ધોરણોનાં પરસ્પર વિરોધી તત્વોનો સમન્વય કરવો સરળ થઇ પડે છે, અને પછી અન્નમય, પ્રાણમય અને મનોમય પુરૂષના વિરોધો દૂર થઇ જઇ તેને બદલે તે સર્વના મૂળને આપણે પ્રાપ્ત કરીએ છીએ. આધ્યાત્મિક જીવનમાંજ નિરપેક્ષ સત્ય તથા પૂર્ણ ન્યાય અને પ્રેમ–દિવ્ય જ્ઞાનમાં એકતાને પ્રાપ્ત કરે છે, અને આપણાં શરીર, પ્રાણ અને મન એ ત્રણે આપણા આત્માના દિવ્ય ધર્મને અનુસરે છે. અર્થાત્

સમાજના બાહ્ય નિયમ અને વ્યક્તિના નૈતિક ધોરણથી પર એવું એક એક દિવ્ય ધોરણ આવી રહેલું હોઇ તેના પ્રત્યે-ઉપર જણાવેલાં બે ધોરણનો ઉપયોગ કરીને-મનુષ્ય પાશવ સ્થિતિમાંથી પ્રગતિ કરી શકે છે. તે દિવ્ય ધોરણ એજ આપણી પ્રકૃતિનો ઉચ્ચમાં ઉચ્ચ ધર્મ હોવો જોઇએ. કારણકે આપણામાં રહેલ પ્રભુ પોતાનાજ સ્વરૂપ પ્રત્યે અને પૂર્ણતા પ્રત્યે ગતિ કરી રહ્યો છે. વળી આપણામાં રહેલું મનુષ્યત્વ આખી મનુષ્યજાતિમાં પણ આવી રહેલું છે. છતાં પણ વ્યક્તિઓ અનિત્ય અને વિકારી છે, એટલે આપણામાં જે આધ્યાત્મિક જીવનનો ધર્મ છે તે મનુષ્યજાતિમાં સામાન્ય હોવો જોઇએ અને તેનું વ્યક્તિગત સ્વરૂપ વ્યક્તિના પોતાના સ્વભાવનો ધર્મ હોવો જોઇએ. અર્થાત્ કે આધ્યાત્મિક ધર્મ સર્વ માણસોનો સરખો હોવો જોઇએ અને આપણા પોતાના સ્વભાવમાં વિવિધતાનો આવિર્ભાવ થઇને તેજ આપણા જીવનનો ઉત્તમોત્તમ ધર્મ હોવો જોઇએ. અનુભવથી આપણને જણાશે કે જ્યારે એ આધ્યાત્મિક ધોરણ આપણે સ્વીકારીએ છીએ ત્યારેજ આપણને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છે.

નીતિ અવતાર, શાસ્ત્ર વિગેરેનું વર્ણન.

જે માણસોના સ્વભાવમાં નીતિની ભાવના પ્રબળ છે, તે માણસો નીતિના સિદ્ધાંતોમાંજ જીવનનું ઉચ્ચમાં ઉચ્ચ ધોરણ આવી રહેલું માને છે. તેઓ ઉપયોગીતા બુદ્ધિ, વિવેક વિગેરેમાંથી એક સિધ્ધાંત સ્વીકારે છે, પરંતુ તેમના બધા પ્રયત્નો નિષ્ફળ જાય છે. કેમકે તેમના પ્રયત્નો સંગીન તેમજ વ્યાજબી નથી હોતા. મનુષ્યસ્વભાવ એકજ સિદ્ધાંતની સારણીમાં બંધાઇ જાય એ શક્ય નથી. કારણકે માનુષી પ્રકૃતિદ્વારા પ્રભુનો ક્રમેક્રમે આવિર્ભાવ થાય છે. અર્વાચીન ધર્મમાં વ્યવહારનું ધોરણ નક્કી કરવા માટે, અવતારના. વચનો અને આજ્ઞાઓનું પ્રમાણ વખતોવખત આપવામાં આવે છે, પરંતુ એ ધોરણ પણ નીતિનાં સિદ્ધાંતોના અને તેમને આદર્શભૂત બનાવવાની વૃત્તિ જેવાજ માલૂમ પડી આવે છે. ક્રીશ્ચીયન ધર્મ અથવા બૌદ્ધ ધર્મની પેઠે પ્રકૃતિ એવા ધર્મોને પણ સ્વીકારતી નથી, કારણકે તેઓ અવ્યવહારૂ સિદ્ધાંતોને ગ્રહણ કરીને તેમના વિષે અતિશય

આગ્રહ ધરાવે છે, અથવા તો તેવા ધર્મો છેવટે બાંધછોડ કિંવા છૂટછાટની પ્રવૃત્તિમાં પડી કાલની ગતિમાં ઘસડાઇ જાય છે. પ્રાચીન ધર્મ શાસ્ત્ર ઉપર આધાર રાખતાં, મનુસ્મૃતિ જેવાં કે કોનફ્યુશીયસના જેવા સમાજનાં શાસ્ત્રોને તેઓ પ્રમાણ ગણતા. તે શાસ્ત્રોમાં સામાજીક ધોરણ, નીતિના નિયમો તથા કેટલાંક સનાતન સત્યોનો સમાવેશ થતો હોઇ તેમાંના પહેલા બે તત્વો વિકારી અને ક્રમેક્રમે આગળ વધનારા છે, અને ત્રીજું તત્વ સામાજીક અને નૈતિક શાસ્ત્રને લાગુ કરેલું હોવાથી, તે પણ તેમના ભેગું ઘસાઇ ગયું. અર્થાત્ કે વખત જતાં શાસ્ત્ર નવા જમાના માટે નકામું થઇ પડે છે અને તેથી કાંતો ક્રમેક્રમે તેને બદલવું પડે છે, અગર તો દૂર ફેંકી દેવું પડે છે. નહિ તો માણુસજાતિની પ્રગતિમાં તે બાધક થઇ રહે છે. વળી તે શાસ્ત્રો બાહ્ય યાને સામાજીક ધોરણ ઉભું કરે છે અને વ્યક્તિની અંદર રહેલાં પ્રગતિનાં તત્વોને ગૌણ ગણે છે, કિંવા તેની પ્રકૃતિના ઉપર દબાણ કરે છે તેથી કાંઇજ ફળ નથી, કારણ વ્યક્તિ એ પ્રમાણે સહેલાઇથી બુઝાઇ જતી નથી. તે પોતાની જરૂરીઆતોની માગણી બુલંદ અવાજે કરે છે અને તેની માગણી આગળ માર્ગ મૂકયેજ છૂટકો છે. વ્યક્તિને સ્વચ્છંદ આચાર કરવા દેવામાં આવે તો તેથી અવ્યવસ્થા અને અંધાધુંધી ઉત્પન્ન થાય એ ખરૂં. તથાપિ વ્યક્તિનું છેકજ દમન કરવાથી અગર તો યાંત્રિક નિયમોનું ધોરણ તેની પાસે બળજોરીથી સ્વીકારાવવાથી તો વ્યક્તિત્વની ક્ષીણુતા અને મૃત્યુનીજ શરૂઆત થાય છે.

**આધ્યાત્મિક ધોરણ વ્યક્તિએ શોધવું**

સત્ય માર્ગ તો એ છે કે જે પ્રમાણે નીતિના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો પ્રથમ વ્યક્તિ પોતાનામાં શોધીને પછીથી સમાજમાં તેમનો વિસ્તાર કરે છે, તેજ પ્રમાણે આધ્યાત્મિક ધોરણ પણ પ્રથમ વ્યક્તિએ પોતે શોધી કાઢીને પછી તેનો બીજાં માણસોમાં વિસ્તાર કરવો. એ પ્રચાર બાહ્ય આજ્ઞા અથવા ધોરણને બીજાઓ ઉપર જોર જુલમથી લાદવાથી કદી પણ સિદ્ધ થતું નથી. પરંતુ બીજાં માણસોને પણ તેમના પોતાનાજ આત્મામાં એ ધોરણ શોધી કાઢવાનો માર્ગ બતાવાથી તેનો પ્રચાર થઇ શકે છે. એથી વ્યક્તિ આધ્યાત્મિક બંધ

નમાં પડવા ના પાડે છે તેમ યાંત્રિકતા પણ તેને માન્ય નથી હોતી. આધ્યાત્મિક જીવનના વિકાસની કેટલીક વિશાળ રેખાઓ આવી રહેલી હોય છે, પરંતુ બાહ્ય ધોરણ કિંવા યાંત્રિક નિયમના સકંજામાં સપડાયા વગર વ્યક્તિના પોતાના સ્વધર્મ પ્રમાણે તેઓ વ્યવહારમાં વિકાસ પામે છે. આધ્યાત્મિક જીવનને જનસમાજમાં આપણે સર્વ સામાન્ય કરી દરેકે દરેકને તે જીવન આપીએ તોજ વ્યક્તિ અને સમાજ પૂર્ણતાને પ્રાપ્ત કરે. આપણે જેમ વધારેને વધારે નિરપેક્ષ આત્માની સમીપ જઇએ છીએ છીએ તેમ તેમ તેનું સ્વરૂપ આપણા જીવનમાં અને સમાજમાં પણ ઘડાતું ચાલે છે.

એ પ્રમાણે પ્રભુ જોડે આત્માને સતત જોડવાથી અંતે પ્રભુની વિરાટ્શક્તિને આત્મા પોતાનું સંપૂર્ણ સમપણ કરે છે, અને પ્રભુથી વિખૂટો પડેલો "અહં" પાછો એક અદ્વૈતમાં સર્વમાં લય પામે છે. આત્માને સમષ્ટિભાવથી પરિપૂર્ણ કરવો અને સર્વ સાથે એકતા કરવી એ આધ્યાત્મિક જીવનનો પાયો છે. એ સ્થિતિ તો સ્વભાવિક થઇ જવી જોઇએ. તે એકતા અને સર્વમયતામાંજ આપણને આપણો ધર્મ મળશે, અને મનુષ્યત્વમાં પ્રભુનો આવિર્ભાવ થશે. વળી તે એકતા અને સર્વમયતામાંજ આપણને વ્યક્તિના સ્વભાવનો ધર્મપણ જણાશે. આપણા જીવનના સર્વ નહાના મોટા વિરોધો પણ વિજયી એકતામાંજ લય પામશે.

**પ્રભુજ આપણો નેતા.**—આ પ્રકરણમાં ઉપર આપણે જોયું કે સર્વ વ્યવહાર એ વ્યક્તિ અને સમાજરૂપે આવિર્ભાવ પામનાર પ્રભુનુંજ સ્વરૂપ છે. પ્રથમ તે પ્રભુ માણસને તેની ઇચ્છાઓ, કામનાઓ વિગેરેથી દોરે છે. ત્યાર પછીથી તે એ ઇચ્છાઓ, જરૂરીઆતો વિગેરેને વ્યાપક બનાવીને વિશાળ બનાવી મૂકે છે, અને તેમાં બુદ્ધિપ્રધાન અથવા નૈતિક સિદ્ધાંતોને ભેળવી તે દ્વારા માણસને દોરે છે. છેવટે તે વ્યક્તિને આધ્યાત્મિક સાક્ષાત્કાર સ્વીકારાવે છે એટલુંજ નહિ પણ તેની જરૂરીઆતો, કામનાઓ તથા બુદ્ધિ અને નીતિ બધાને સંતોષ આપે છે. અર્થાત્ કે આધ્યાત્મિક ધોરણ વ્યક્તિની પોતાની એકલાનીજ ઇજ્ઞાયદી ગડમથલને બદલે વ્યક્તિની સર્વમયતાનો

સિદ્ધાંત સ્થાપન કરે છે. એ વ્યક્તિત્વ સર્વમયતાવાળું યાને વિરાટ્ સાથે ઐક્ય પામેલું હોય છે. એટલે તે પોતાના સ્વાર્થી મોક્ષ ખાતર પ્રયત્ન કરવાને લલચાતું નથી પરંતુ પોતાના સત્ય ઇશ્વર સ્વરૂપનો આવિર્ભાવ કરવાનો પ્રયત્ન કરે છે. અને પ્રભુતો સર્વમય છે, તેમ પ્રત્યેક વ્યક્તિનું પણ ઉચ્ચતમ સ્વરૂપ છે.–તે કદીપણ પોતાના પ્રાણીઓની અહંતાથી બંધાતો નથી. ઉપર જે સાક્ષાત્કાર વર્ણવ્યો તે જ્યારે થાય છે, ત્યારે વિરોધોની સંપૂર્ણ શાંતિ થઇ જાય છે અને ત્યાર પછીજ શુદ્ધ, પૂર્ણ કર્મો થઇ શકે છે. તે કર્મ અમુક એકજ સિદ્ધાંત પ્રમાણે કરવામાં આવશે એવો કંઇ નિયમ નથી.

**મનુષ્ય જાતિની સેવા.**

અહંકારપ્રધાન અને વ્યવહારકુશળ અથવા તો નીતિપ્રધાન સ્વભાવવાળા દેશભક્ત, વિશ્વસેવક, પરોપકાર પરાયણ કિંવા તત્વવેત્તાના ધોરણોને તે કર્મો કદાચ સંતોષ ન આપી શકે એ સંભવિત છે. તથાપિ તે કર્મો અસ્તિત્વના ઉંડાણમાંથી આપોઆપ જન્મે છે. તે કર્મો વિચારપૂર્વક બુદ્ધિપૂર્વક અથવા તો અમૂક ધોરણો પ્રમાણે કાંઇ કરવામાં આવતા નથી. તે કર્મોનો કેવળ એકજ હેતુ હોય છે, અને તે એ કે માણસજાતને પ્રભુ પ્રત્યે પ્રગતિ કરવામાં સહાય કરવી. વળી માણસજાતની સેવા કરવાનો વિચાર પણ એક હેતુ તરીકે સ્વીકારી તે કાર્યો કરવામાં આવતા નથી. પરંતુ એવું વર્તન કરવું એ સ્વભાવનો એક ધર્મજ થઇ પડે છે. પ્રકૃતિમાં કાર્યો જેમ અચૂક જ્ઞાન અને અનિવાર્ય શક્તિમાંથી આપોઆપ ઉત્પન્ન થાય છે, તેમ એ કર્મો પણ વ્યક્તિમાં ઉત્પન્ન થાય છે, એ જ્ઞાન અને શક્તિ વ્યક્તિમાં અજ્ઞાનપૂર્ણ નથી હોતાં, પરંતુ અસ્તિત્વના સહજ આનંદયુક્ત અને દ્વૈતનાં બંધનોથી સ્વતંત્ર હોય છે. દૈવી શક્તિવ્યક્તિની મુંઝવણોને દૂર કરીને આપોઆપ કર્મમાં પ્રવર્તે છે.

**સત્યયુગ એટલે શું ?**

પ્રભુના દૈવી ચમત્કારને લીધે આખી મનુષ્યજાતિ જો એ ભૂમિકાને પ્રાપ્ત કરે તો પુરાણોમાં અને ધાર્મિક શાસ્ત્રોમાં જેને સુવર્ણયુગ, સત્યયુગ કિંવા કૃતયુગ કરી વર્ણવ્યો છે તે પૃથ્વી ઉપર પ્રવર્તો ગણાય.

તે યુગમાં પ્રત્યેક માણસમાં તેનો પોતાનો આધ્યાત્મિક નિયમ અચૂક કાર્ય કરે છે અને તેમાં વ્યક્તિની પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા પણ આવી જાય છે. તે વખતે તે યુગમાં મનુષ્યજાતિની ચૈતન્યશક્તિમાં દ્વૈત નાશ પામ્યું હશે અને એકતાનો સિદ્ધાંત સ્થાપન થયો હશે. અર્થાત્ કે એ યુગમાં પ્રેમ પૂર્ણતાને પામશે, પ્રત્યેક વ્યક્તિ પોતાના સ્વભાવમાં રહેલા અંતિમ સત્ય પ્રમાણે વર્તન કરશે એટલે સંપૂર્ણ ન્યાય પણ જળવાઇ રહેશે. અને સત્ય સંબંધોનો સ્વભાવિકપણે સંતોષવામાં પૂર્ણ વિવેક બુદ્ધિ પણ સંતોષ પામશે. તે સ્થિતમાં વ્યક્તિ અને સમાજ અથવા પ્રજા અને પ્રજા વચ્ચે કલહ હોઇ શકેજ નહિ.

પરંતુ મનુષ્યજાતિની હાલની સ્થિતિમાં તો વ્યક્તિએ પોતેજ આ માર્ગે એક શોધક તરીકે પ્રમાણ કરવાનું સાહસ ખેડવું જોઇએ.

વ્યક્તિની આધ્યાત્મિક સ્થિતિ કે જે તેના કર્મનું મૂળ છે, તેતો એકજ રહેશે, જોકે બાહ્ય દૃષ્ટિએ એ કર્મો જૂદાં જૂદાં દેખાશે. પૂર્ણયોગના સાધકે તો એ દૃષ્ટિબિંદુથીજ આત્મસમર્પણનું પરિણામ માપવું જોઇએ. તેણે માત્ર બાહ્ય ધોરણ અથવા નીતિનો આદર્શ પકડીને બેસી રહેવું જોઇએ નહિ, પરંતુ પોતાનું સર્વસ્વ સમર્પણ કરીને યાને સર્વ દોરી તેને હાથ સોંપી દઇને પોતાની આંતર સ્થિતિ એક સરખી રહે છે કે નહિ તેના ઉપર તેણે નિશદિન નજર રાખવી.

## પ્રકરણ ૧૨ મું પૃથક્કરણ.

સર્વ ધર્મોનો ત્યાગ કરીને પ્રભુમાં શરણ લેવું એ આધ્યાત્મિક જીવનનો નિયમ છે. નીતિ, આદર્શ, સમાજ વિગેરેનાં ધોરણો યોગ સાધના કરનારે ધીમેધીમે છોડવાં જોઇએ.

ત્રણ નિયામકો:
૧. શારીરિક જીવનમાં કામનાઓ અને સમાજના હિતનો આદર્શ.
૨. માનસિક જીવનમાં ઉચ્ચ આદર્શો.
૩. આધ્યાત્મિક જીવનમાં વિશ્વના પ્રભુ.

૧. વ્યક્તિમાં પ્રથમ આદર્શોનું પછી સામાજીક હિતનું ધોરણ સ્વીકારાય છે, પરંતુ છેવટ સર્વ અંગત કામનાઓનો લય થઇને મનુષ્યજાતિના કલ્યાણની કામનાજ બાકી રહે છે; મોક્ષની ઇચ્છા પણ વ્યક્તિમાંથી જતી રહે છે.

કામનાઓનો પરાજય કરવો ઘણો મુશ્કેલ છે તે માટે સર્વ કામનાઓ પ્રભુને અર્પણ કરવી જોઇએ. કામનાઓનું શમન થયા પછી શુદ્ધ પ્રવૃત્તિ બાકી રહે છે.

૨. સમાજનું સુવ્યવસ્થિત ધોરણ પણ સાધકે છોડીને તે પણ પ્રભુને ચરણે અર્પણ કરી દેવું જોઇએ.

૩. નીતિનાં ધોરણો ન્યાય, સત્ય, દયા, પ્રેમ વિગેરે પણ પ્રભુને અર્પણ કરી દેવાં જોઇએ. સત્વગુણની સોનેરી સાંકળનો પણ ત્યાગ થવો જોઇએ.

ત્યાર પછી શક્તિ સાધકના સ્વભાવ પ્રમાણે કાર્ય કરે છે. છેવટ, શક્તિ પોતેજ કાર્ય કરે છે.

એ શક્તિ એટલે શું ? અને કેવી રીતે ઓળખાય ? આપણું

સર્વસ્વ પણ આપણું પોતાનું નથી. તે વિરાટ્ શકિતનું છે "હું કરૂં છું" એ ભાવના પણ પ્રકૃતિની છે. પરંતુ તે પ્રકૃતિ શેનાપર આધાર રાખે છે? પુરૂષ ઉપર! હવે પુરૂષ સર્વ સત્તાધારી છે. પુરૂષના ઉપર જીવાત્માનો આધાર રહેલો છે. અને એ પુરૂષનાં સાક્ષીત્વનો પાયો ઇશ્વર ઉપર છે.

તે પ્રભુમાં જ્ઞાન અને શકિત બન્ને સંયુક્ત હોય છે. શકિત જાગ્રત થતાં પ્રેરણાથી કાર્ય કરે છે.

પરંતુ અજ્ઞાન દશામાં તેજ પ્રભુ પોતે અહંતારૂપે બંધાય છે અને પ્રકૃતિને પોતાને વશ કરવાનો હક્ક આપે છે. તે સમય ઘણો મુશ્કેલી ભર્યો હોય છે માટે સાધકે શ્રદ્ધા રાખી સતત અભ્યાસ કર્યા કરવો.



# પ્રકરણ ૧૨ મું.

## સર્વોપરિ દિવ્ય શક્તિઃ–કાલી.

છેલ્લા પ્રકરણમાં જણાવેલા વિચારોની મદદથી ગીતામાં " **सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं वृज** " ગીતા અ. ૧૮ શ્લો. ૬૬ " સર્વ ધર્મોનો ત્યાગ કરીને તું મારા એકલાને શરણે આવ "–એવી જે આજ્ઞા આપી છે તેનું રહસ્ય જલદી સમજી શકાશે. જગતમાં માણસો પોતાના વર્તનને માટે જે ધોરણો બાંધે છે તે બધાં શું છે? તે બધાંએ કેવળ તાત્કાલિક જરૂર જોગાં બંધારણો છે અને અહંતાને અજ્ઞાન દશામાંથી આત્મજ્ઞાન મેળવવાની ક્રિયામાં સહાય કરે છે. એ બધાં ધોરણો આવશ્યક છે ખરાં, તથાપિ જ્યાં સુધી આપણે મધ્યમાગતિ યાને વચલી સ્થિતિમાં સંતોષ માનીને બેસી રહીએ ત્યાં સુધીજ તે બધાં સંતોષ આપે છે.

ઉત્તમ ગતિમાં પ્રભુનો અધિકાર.

અર્થાત્ કે શારીરિક જીવન, પ્રાણમય જીવન અથવા મનોમય જીવનમાં સંતોષ માનીને બેસી રહીએ ત્યાં સુધીજ એ બધાં નીતિનાં ધોરણો આવશ્યક હોય છે. પરંતુ જો આપણે સંપૂર્ણ આધ્યાત્મિક જીવનમાં પગ માંડવોજ હોય તો એ બધાંને છોડીને ઇશ્વરના ઉપર શ્રદ્ધા રાખવાની હિંમત કેળવવી જોઇએ. કારણકે પ્રભુ સર્વનો સખા હોઇ સ્વતંત્ર, અનંત અને નિરપેક્ષ છે. શરૂઆતમાં તો આપણે નિયમોના કાબુમાં રહેતાં શીખીએ અને પાછળથી સ્વતંત્રતા મેળવીએ છીએ; શરૂઆતમાં વ્યક્તિગત, સામાન્ય–તેમજ સામાજીક, વિદ્યમાન ધોરણો છોડી દઇને પછીથી દિવ્ય સ્વતંત્રતા અને અપૌરૂષેય સુગમતા મેળવવી જોઇએ. આરંભમાં તો આપણે આધ્યાત્મિક પ્રગતિના કપરા ચઢાણપર સીધા ચઢવું પડે છે, પણ ત્યાર પછી પર્વત ઉપરના સપાટ મેદાનોની સ્વતંત્રતાનો સ્વાદ ચાખવા મળે છે.

આપણી આધ્યાત્મિક પ્રકૃતિનાં ત્રણ પગથીયાં છે. (૧) શારીરિક કિંવા સ્થૂલ જીવન. (૨) સૂક્ષ્મ અથવા માનસિક જીવન અને (૩) આધ્યાત્મિક જીવન. ત્યારપછી વ્યકિતનું પોતાનું અથવા તો સમાજનું જેમાં કલ્યાણ રહ્યું હોય તેવું વર્તન સારૂં ગણવા માંડે છે. માનસિક જીવનમાં આદર્શોનું સામ્રાજ્ય ચાલે છે. એ આદર્શો મન પોતાની પ્રેરણા અથવા અનુભવ પ્રમાણે બાંધે છે. મનોમય જીવન શારીરિક જીવન કરતાં વધારે ઉચ્ચ પ્રકારનું છે. એટલે પ્રથમ તો એવા આદર્શોથી વ્યકિતનું પોતાનું જીવન ઘડાય છે, અને પાછળથી આખા સમાજનું જીવન એ આદર્શ પ્રમાણે તૈયાર થાય છે, આધ્યાત્મિક જીવનમાં તો પ્રભુને પોતાને જ વ્યકિતનાં જીવનને ઘડવું પડે છે. કેવળ સ્વતંત્ર રહીને વ્યકિતના ઉચ્ચમાં ઉચ્ચ ધર્મ પ્રમાણે એણેજ તેના આખા જીવનનો અવિર્ભાવ કરવાનો હોય છે. આપણી પ્રકૃતિ પણ કેવળ સ્વતંત્ર થઇને વર્તે ત્યારે એ આદર્શ પૂર્ણ થયો ગણાય. **વ્યકિતની સર્વ કામનાઓનો લય થઇ જાય અને એક પણ ઇચ્છા વ્યકિતને પૂર્ણ કરવાની બાકી ન રહે ત્યારે આધ્યાત્મિક જીવન પૂર્ણ થયું કહેવાય.** પ્રભુપ્રાતિપ્નો અંતિમ આદર્શ પ્રાપ્ત કરવામાં માણસ જાત આગળ વધી રહી છે, તેને સહાય કરવા ઉપરાંત બીજી કોઇપણ ઇચ્છા એવા માણસમાં રહેવા પામતી નથી.

પ્રગતિનાં ત્રણ પગથીયાં ૧. સ્થૂલ ૨. સૂક્ષ્મ ૩. અધ્યાત્મિક.

જે માણસે કર્મયોગનો અભ્યાસ શરૂ કર્યો હશે તેણે કામનાઓનું રાજ્ય એકવાર તો જરૂર અનુભવ્યું હોવું જ જોઇએ. શરૂઆતમાં કામનાઓજ કર્મ કરવાનું આદિકારણ થઇ પડે છે! **એમાંની કોઇ કામનાઓ રહી ગઇ હોય તે બધીને હવે કર્મયોગીએ પ્રભુને સમર્પણ કરી દેવી જોઇએ.** પોતાના અંતરમાં પ્રભુ છે તેને એ સર્વ ઇચ્છાઓ અર્પણ કરી દઇને, સાધકે પોતાના અને સર્વના કલ્યાણ માટે એ કામનાઓનો જે રીતે નિકાલ કરવો ઘટિત હોય તે પ્રમાણે કરી દેવાને પ્રભુને પ્રાર્થના કરવી જોઇએ. વસ્તુતઃ એ પ્રમાણે બાકી રહી ગયેલી

કામનાઓ ઉપર વિજય.

કામનાઓ પ્રભુને અપર્ણ કરી દીધા પછી પણ થોડા સમયને સારૂ કામનાઓનું પરિબળ ચાલુ રહેલું જણાય છે, તથાપિ ધીમે ધીમે તેની સત્તા નબળી પડતી જાય છે. એ કામનાઓના મૃત્યુથી માણુસની સૂક્ષ્મ પ્રાણુશક્તિ, આવેશો, લાગણીઓ, જ્ઞાનતંતુઓ અર્થાત્ સ્થૂલ પ્રાણુશક્તિ વિગેરે હઠીલા અને તોફાની કારણો પણ "મુમુક્ષુ જીવનને માટે કામનાઓ કર્મની નિયામક હોવી જોઇએ નહિ," એ સત્યને અનુભવીને સ્વીકારે છે. શરૂઆતમાં કામનાઓના વાવાઝોડાંઓ શમી ગયા પછી આધ્યાત્મિક જીવનની ઉન્નત ક્ષણો અને ઉચ્ચ અનુભવો યાદ આવે છે. એટલે એ બન્નેની સરખામણી કરીને માણુસ કામનામય જીવનની અધોગતિ બરાબર સમજે છે, અને કામનાઓનું ધોરણ આધ્યાત્મિક જીવન માટે ઇષ્ટ નથી એવું જ્ઞાન તેને તુર્તજ થાય છે. ત્યારપછી કામનાઓનું તત્ત્વ જીવનમાંથી ઓછું થઇ જાય છે, અને તેમને બદલે કર્મ કરવાની શુદ્ધ પ્રવત્તિજ બાકી રહે છે. પ્રકૃત્તિ કિંવા શકિત સર્વ કર્મો કરવામાં સરખો આનંદ લઇ શકે છે અને સર્વ પરિણામોમાં પણ સરખીજ રાચે છે. પ્રાણમયશકિતનો હક્ક છે કે તેણે કર્મ કરવાં જોઇએ, અને આનંદ ભોગવવો જોઇએ. પરંતુ વ્યકિતએ કેવળ પોતાનીજ ઇચ્છાને વશ થઇને એ કર્મો અથવા ઉપભોગો પસંદ કરવાના નથી. એ પ્રમાણે કરવું એતો અજ્ઞાનનું પરિણામ છે. આપણામાં રહેલી પ્રભુની દિવ્ય યાને વિરાટ્ **શક્તિએજ** એને પસંદ કરવા જોઇએ !

સમાજનું ધોરણ.

સામાજીક નિયમો વિષે પણ આપણે આગળ જોઇ ગયા છીએ તેવાં વિશાળ ધોરણોથી માણુસની અહંતા વિશાળ કિંવા સામાજીક કે પ્રજાકીયઅહંતાને વશ વર્તતાં શીખે છે. માણસના વર્તન ઉપર અસર કરનાર સામાજીક ધોરણ, સમાજની જરૂરીઆત અથવા સમાજના કલ્યાણની દિશા બતાવી આપે છે. એ જરૂરીઆતો કાંતો કોઇ ઉચ્ચ નીતિના નિયમને અનુસરીને સ્વીકારવામાં આવે છે, અથવા તો પછી કોઇ ઉચ્ચ આદર્શને અનુસરીને તે જરૂરીઆતોમાં ફેરફાર કરવામાં આવ્યો હોય છે. પ્રાણમય કોશની અગત્ય વ્યકિતના જીવનને માટે ફરજીયાત

ગણવામાં આવી છે. જ્યારે વ્યક્તિમાં રહેલા અંતરાત્માના અવાજની વિરૂદ્ધ તે જાય છે ત્યારેજ તેનો ભંગ કરવો યોગ્ય ગણાય છે. પરંતુ કર્મયોગના સાધકે તો આ ધોરણને પણ પ્રભુને ચરણે અર્પણ કરી દીધેજ પાર. એ પ્રમાણે પોતાના સામાજીક ધોરણોને અર્પણ કર્યા પછી સાધકમાં જે સામાજીક વૃત્તિઓ બાકી રહી હશે તે બધી પણ કામનાઓની પેઠે ધીમે ધીમે ઘસાઇ જશે. અર્થાત્ જ્યાં સુધી સાધકનું મન આખી મનુષ્યજાતિ જોડે એકતા પામતું નથી, ત્યાં સુધીજ સમાજ, દેશ કે પ્રજાની જુદી જુદી ઇચ્છાઓ, અભિલાષાઓ અને આદર્શો જોડે તેની એકતા કરાવવામાં એ વૃત્તિનો ઉપયોગ કરવામાં આવે છે.

મુક્ત કર્મનું ધોરણ.

એ પ્રમાણે વ્યક્તિ અને સમાજના ધોરણોથી મુક્ત થયાં છતાં પણ કર્મયોગનો સાધક જીવનનો ત્યાગ કરતો નથી. તે દુનિયામાંજ રહે છે. **દુનિયામાં રહેવું એટલેજ કર્મ કરવાં.** અને દુનિયામાં રહીને કામના શિવાય યાને કામનાનો ત્યાગ કરીને કર્મ કરવાં તેનો અર્થ એ કે માણસજાતના કલ્યાણ માટે જીવન ગાળવું. પોતાના સંજોગોએ ઉત્પન્ન કરેલી સ્થિતિમાં, પોતે જે સમાજમાં જન્મ લીધો હોય તે સમાજમાં અથવાતો પોતાને માટે જે નવું ક્ષેત્ર પસંદ કરવામાં આવે તે ક્ષેત્રમાં રહીને તે આખી મનુષ્યજાતિના કલ્યાણ માટે પ્રયત્ન કરે છે. એતો આપણે હમેશાં ધ્યાન રાખવું કે **આપણા આધ્યાત્મિક વિચારમાં એવું કાંઇપણ આડે ન આવવું જોઇએ કે જેથી આપણે સમગ્ર મનુષ્યજાતિ કિંવા સમાજ જોડે આપણી એકતા કદી સાધીજ ન શકીએ, અગર તેમના પ્રત્યે આપણી સહાનુભૂતિ સરખી દર્શાવી ન શકીએ. પરંતુ એ એકતા સ્વતંત્ર અને નિરપેક્ષ હોવી જોઇએ. એની પાછળ, સામાજીક, પ્રજાકીય, રાષ્ટ્રીય કે ધર્મની અહંતાનો પડછાયો કદી પણ આવવો જોઇએ નહિ.** આપણે સમાજના કોઇ પણ કાયદાને માન આપીશું તોતે એટલા માટે નહિ કે આપણે તેને માન આપવાની આપણને જરૂર પડે છે, અથવા તો તેને માન આપવામાં આપણો કંઇ સ્વાર્થ સમાયલો છે, કિંવા પ્રેમની

ખાતર, પ્રસંગને માન આપીને, આજુબાજુના દબાણથી કે, ફરજની બુદ્ધિથી પ્રેરાઇને, પરંતુ આપણે તેને માન આપીશું તો તે પ્રભુને ખાતરજ આપીશું. આપણને એમ લાગે કે સામાજીક નિયમ હાલમાં જેવો છે તેવોને તેવો રહેવા દેવામાંજ સમાજનું કલ્યાણ છે અને પ્રભુની એવી ઇચ્છા છે કે માણસના મનમાં હમણાં એ નિયમ તોડીને ક્ષોભ ઉત્પન્ન કરવો નહિ, માટેજ આપણે તેને વશ થઇશું. એથી ઉલટું આપણે કોઇ પણ પ્રચલિત સામાજીક નિયમ તોડીશું તો તે પણ કામનાઓને તૃપ્ત કરવા માટે, કિંવા આપખુદ મરજીને સંતોષવા માટે, કે પોતાના અભિપ્રાયને ખાતરજ નહિ તોડીએ, પરંતુ સામાજીક જીવનમાં હવે પરિવર્તન થવાની જરૂર છે એમ લાગ્યાથી વર્તમાન કાયદાને તોડીને જગતની પ્રગતિને મદદ કરવી ઘટે છે એવી ખાત્રી થયા પછીજ તે તોડીશું.

નીતિનું ધોરણ.

હવે જીવનના ધોરણોમાંથી ત્રીજું ધોરણ બાકી રહ્યું. એ ધોરણ તે નીતિના નિયમો અથવાતો ઉચ્ચ આદર્શની ભાવનાઓ છે. ઘણા માણસો પોતાનાં જીવન એ નિયમોને અનુસરીને ઘડે છે, અને પોતાના જીવનનાં ધોરણ તરીકે નીતિને કે કોઇ આદર્શને સ્વીકારે છે. નીતિનાં ને આદર્શનાં ધોરણનો પણ સાધકે તો ત્યાગ કરવો જ ઘટે. સર્વ કાયદાઓ અને આદર્શો જે પ્રભુને અપૂર્ણ રીતે વ્યક્ત કરવાને મથી રહ્યા છે, તે પ્રભુનેજ સર્વ આદર્શો અને નીતિના નિયમો અર્પણ કરી દેવા જોઇએ. રજોગુણ અને કામનાઓનો ત્યાગ કર્યાં પછી પાપ અને દુઃખના બંધનો પણ છુટી જાય છે. સાધકે પાપ અને દુઃખના વિચારોથી બંધાવું જોઇએ નહિ, તેમજ પુણ્ય અને સદ્ગુણની સોનેરી સાંકળોના બંધનોમાંથી પણ તેણે મુક્ત થઇ જવું જોઇએ. એને બદલે કાંઇક વધારે ઉચ્ચ અને અગત્યનું તત્વ સાધકના જીવનમાં કાર્ય કરશે. જ્યારે માણસમાં દિવ્ય આધ્યાત્મિકપણું યાને ઉચ્ચ "આત્મભાવ" પ્રગટે ત્યારેજ કર્મયોગની પરાકાષ્ટા થઇ ગણાય. એ સ્થિતિમાં કર્મયોગીના મુક્ત આત્માની શક્તિઓ પ્રભુની દિવ્ય શક્તિનોજ એક ભાગ થઇ રહેશે અને આપણે હમણાં જેને સદ્ગુણ, અને પુણ્ય, કહીએ છીએ તેનું સ્થાન લેશે. પરંતુ

એ કાર્ય માણસો હમણાં જેને 'જ્ઞાન' અથવાતો 'આદર્શો' કહે છે તેને અનુસરીને જ હમેશાં નહિ થાય. એવા માણસોનો પ્રેમ સામાન્ય માણસોમાં પ્રાણશકિતઓનાં આકર્ષણ રૂપે જે રાગદ્વેષ હોય છે તેનું સ્વરૂપ લેતો નથી.

**શક્તિનું કાર્ય.**

શરૂઆતમાં તો ઉપર જણાવેલી દિવ્ય **શકિતજ** સાધકના પોતાના સ્વભાવ પ્રમાણે કાર્ય કરશે, અર્થાત્ જે દૈવી પ્રકૃતિમાંથી સાધકનો સ્વભાવ ઉત્પન્ન થયો હશે તેના ધર્મ પ્રમાણે જ પ્રથમતો પ્રભુની **શક્તિ** કાર્ય કરશે. સ્વભાવમાં બ્રાહ્મણત્વ વ્યક્ત થાય અને સાધકમાં ઋષિત્વનો આવિર્ભાવ થાય, અથવાતો વીર્યશાલી સિંહની પેઠે યોદ્ધાના સ્વભાવમાં પ્રભુની શક્તિનો આવિર્ભાવ થાય, કિંવા વૈશ્યવૃત્તિ કે શુદ્ર સ્વભાવમાં પણ તે પ્રથમ કામ કરે. એ પ્રમાણે પોતાના સ્વભાવને અનુસરીને માણસે પોતાનો સ્વધર્મ શોધવો જોઇએ. બાહ્યાચાર, નિયમો, વૃત્તો અથવા આદર્શો તે જરૂર કદી પણ પૂરી નહિ પાડે.

ઉપર જણાવી તે સ્થિતિ કરતાં પણ વધારે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકા માણસને માટે શક્ય છે. તેમાં છેલ્લું સ્વભાવનું બંધન પણ છૂટી જાય છે, અને માણસનો આત્મા બંધન રહિત થઇને, સર્વ સ્વભાવોને ધારણ કરી શકે છે. પોતાનામાં પ્રભુની શકિતનો જે આદેશ થાય તે આદેશ પૂર્ણ કરવા માટે સાધક પોતાની પ્રકૃતિને બંધન સિવાય વાપરી શકે છે. કર્મયોગની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા એજ છે, કારણ કે એ સ્થિતિમાં કામ કરનાર માણસ કર્મો કરતાં કરતાં પણ મુકતજ રહે છે. ખરૂં જોતાં એવો આત્મા પોતે કાર્ય કરતોજ નથી, તેનાં બધા કાર્યો પ્રભુના દિવ્ય સંગીતમાંથી જન્મીને તેમાંજ લય પામે છે.

આપણે આગળ જોઇ ગયા તેમ કર્મયોગનું સૌથી છેલ્લું પગથીયું એ છે કે માણસે પોતાનામાં આવી રહેલી દિવ્ય શકિતને, સર્વ કર્મો અર્પણ કરવાં, અર્થાત્ આપણો અહંતાપૂર્ણ સ્વભાવ છોડીને આપણે સર્વ કર્મોનો પાયો એવી કોઇક વસ્તુ ઉપર રાખવો જોઇએ કે જેને

આપણે સર્વ કર્મો નિરાંતે અર્પણ કરી દઇએ. પણ અહિં આપણને સ્વભાવિક રીતે એવો પ્રશ્ન થાય છે કે એ દિવ્ય શક્તિ અથવા તો પ્રભુની શકિત કેવી છે? અને તેને કેવી રીતે ઓળખી શકાય?

**દિવ્ય શકિતને જાણવાનો ઉપાય.**

સાધારણ રીતે આપણે "હું" એવું કહીએ છીએ ત્યારે આપણે આપણીજાતને જુદી વ્યકિત તરીકે સ્વીકારીએ છીએ, અને આપણું શરીર, પ્રાણ, મન વિગેરે આપણું પોતાનું છે, એમજ માનીને વ્યવહારમાં વર્તીએ છીએ. આપણે જે કર્મો કરીએ છીએ તે પણ પોતેજ પસંદ કરીએ છીએ. વળી સાધારણ માણસ, જેને પોતાના અંતરમાં નિરીક્ષણ કરવાનો અભ્યાસ નથી, તેવા માણસને એ અહંતા કરતાં બીજી વસ્તુ વધારે સત્ય જણાવાનો સંભવ પણ નથી. તેને મન તો અહંતા અને તેનું સામ્રાજ્ય તદ્દન સત્યજ લાગ્યા કરે છે. ભૌતિક પદાર્થોનું જ્ઞાન મેળવતાં પહેલાં આપણે જેમ બહારના દેખાવને છોડી દઇને ઉંડા ઉતરવું પડે છે, તેજ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં પણ આપણે અંતરમાં નિરીક્ષણ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

ખરૂં જોતાં આપણામાં જે "હું" આવી રહેલો છે અને તેનું આખું રાજ્ય છે તે [૧]પ્રકૃતિની એક ક્રિયા માત્ર છે. માનસિક પ્રકૃતિ માણસના મનમાં એ ભાવ ઉત્પન્ન કરે છે. આપણાં સ્થૂલ જીવનમાં આપણે જે કાંઇ છીએ તે બધું પ્રકૃતિનુંજ બળ છે એમ આપણને જરાક બારીકીથી તપાસતાં તુર્ત જણાઇ આવશે; અને વિશ્વમાં કાર્ય કરી રહેલી વિરાટ્ શક્તિ જ આપણામાં વિધવિધ રૂપે કાર્ય કરી રહેલી જણાશે. આપણે જે જે કર્મો કરીએ છીએ તે, તેમજ તેમનાં સર્વે પરિણામો પણ પ્રકૃતિ પોતેજ ઘડે છે, કારણકે સ્વભાવ, પરિસ્થિતિ અને મનદ્વારા પ્રકૃતિ પોતાનું ધાર્યુંજ કરાવે છે. આપણામાં જે વિચારો

---

૧. શરીર ક્યાંથી આવ્યું? આપણ વિચારો, પ્રાણશક્તિ બધુંએ આપણે પોતે પેદા કર્યું નથી. છેવટે પણ અવશ થઇનેજ માણસ મરણ પામે છે. બધો ખેલ પ્રકૃતિનોજ છે.

ઉદ્‌ભવે છે, જે શકિતનો સંચાર થાય છે તથા લાગણીના જે ઉભરાઓ આવે છે, તે બધું વિશ્વમાં વ્યાપી રહેલી શકિતનુંજ કામ છે. આપણું શરીર, મન, અહંતા વિગેરે સઘળુંજ એ વિશ્વશક્તિના મહાસાગરની સપાટી ઉપર મોજાની પેઠે ઉછળે છે. પણ તે બધાંએ એ મહાસાગરને વશ છે. મહાસાગરનો પ્રવાહ કાંઇ આપણાં હાથમાં નથી. સાધક ક્રમે ક્રમે યોગનો અભ્યાસ કરતાં એવી ભૂમિકામાં આવે છે કે જ્યારે તેને પોતાને ઉપર જણાવેલું સત્ય પ્રત્યક્ષ થાય છે, અને અહંતા અને તેનાં કાર્યો સંબંધમાં તેની આંખો ઉઘડે છે, યાને તેને ખરૂં જ્ઞાન થાય છે. ત્યાર પછી સાધક પોતે કર્તા છે, "હું કાર્ય કરૂં છું" એ વિચારનો ત્યાગ કરે છે અને પ્રકૃતિજ કાર્ય કરે છે, વિશ્વમાં વ્યાપી રહેલી અનંત-શકિતજ કાર્ય કરે છે, એ સિદ્ધાંતને તે સ્વીકારે છે. મતલબ કે ગુણ પ્રમાણે સાધકમાં શકિતજ કાર્ય કરે છે.

**શક્તિનો પ્રેરક ઇશ્વર.**

પરંતુ આપણને બીજો પ્રશ્ન એ થાય છે કે એ પ્રમાણે વિશ્વપ્રકૃતિના ગુણો બધા માણસોમાં તેમજ, બધી વસ્તુઓમાં કોણે નક્કી કર્યા ? એ વિશ્વશકિત કયાંથી આવી ? તે કોના તાબામાં છે ? એ બધાનો ઉત્તર એ છે કે એ શકિતની પાછળ જે ચૈતન્ય રહેલું છે તે ખુદ ઇશ્વર હોઇ, તેજ પ્રકૃતિનો નિયંતા છે. એનેજ પુરૂષ કહેવામાં આવે છે. તે સાક્ષી, અનુમન્તા, ભોકતા, ભર્તા, જ્ઞાતા, અને ઇશ્વર છે. પ્રકૃતિનાં કાર્યોને તે અનુમતિ આપે છે. આપણામાં વિશ્વશકિત કાર્ય કરે છે, પુરૂષ તેને સાક્ષીરૂપે જુવેછે. આપણા મનમાં પ્રકૃતિ વિચાર ઉત્પન્ન કરે છે, પુરૂષ એ વિચારની પાછળ રહેલું સત્ય જાણે છે. બધાં કર્મોનાં પરિણામો પ્રકૃતિ નક્કી કરે છે; પુરૂષ તેનો ઉપભોગ કરે છે. પ્રકૃતિ શરીર, પ્રાણ, મન વિગેરે ઉત્પન્ન કરી તેનો વિકાસ કરવાને મહેનત કરે છે, પુરૂષ એ વિકાસ મંજુર રાખે છે, અને બધાં કાર્યોને અનુમતિ આપે છે. સર્વ પ્રાણીમાં અને વસ્તુઓમાં પ્રકૃતિ શકિત જાગ્રત કરે છે, પુરૂષ તે શકિતને સત્ય કાર્યમાં પ્રેરે છે. અર્થાત્ એ પુરૂષ છે તે ચૈતન્ય સ્વરૂપ છે, અહંતા નથી. તે આત્મા છે, શકિત સ્વરૂપ છે, અને અહંતાને બળ આપનાર

છે. આપણામાં "હું" છે તે સતચિત્ આનંદ સ્વરૂપનું કુરૂપ, ઝાંખું પ્રતિબિંબ છે–કેવળ પડછાયો છે.

જીવાત્મા અને અહંતા.

આપણામાં એવું પણ કાંઇક છે કે જે માનસિક અહંતાથી સહેજ જુદું હોઇ તેમાં આત્માનું શુદ્ધ પ્રતિબિંબ પડે છે. તેને આપણા શાસ્ત્રોમાં 'જીવાત્મા' કહેવામાં આવે છે. જ્યારે આત્મા વ્યકિતના બંધનો સ્વીકારી પ્રકૃતિના ગુણોનો ઉપભોગ કરવાને જાતે બંધનો સ્વીકારે છે ત્યારે તેને "જીવ" કહેવામાં આવે છે. હમણાં તો આપણે 'જીવ' અને "અહંતા"ને સેળભેળ કરી નાંખીએ છીએ. બાકી ખરૂં જોતાં તો આપણામાં જીવ છે તેણે અહંતાનો ત્યાગ કરીને પોતે વિરાટ્ વિશ્વવ્યાપી પુરૂષનોજ આવિર્ભાવ છે એમ અનુભવવું જોઇએ. જગતમાં તે ચૈતન્યનું કાર્ય કરવાનું પોતે એક બિંદુ છે એમ તેણે જાણવું જોઇએ.

સાક્ષીત્વનું મૂળ ઇશ્વર.

તાત્પર્ય કે, "અહંતા"નો ત્યાગ કરવા માટે સાધકે પોતાનામાંથી "હું કર્તા છું" એવા ભાવને છોડી દેવો જોઇએ. સાધકે પોતાના મનમાં, શરીરમાં બધામાં જે જે બને છે તે બધું પ્રકૃતિના કાર્યને લીધેજ બને છે એમ બરાબર અનુભવવું જોઇએ. વળી તે પોતે શાંત થઇ રહે છે, છતાં પ્રકૃતિનાં સર્વ કાર્યો સાક્ષીરૂપે જુવે છે, કર્મોનાં સર્વ પરિણામો શાંતિથી અને સમતાથી સ્વીકારે છે, કર્મ કરવાની પ્રેરણાને કોઇક વાર અનુમતિ આપે છે; અને કોઇકવાર નથીયે આપતો. એ પ્રમાણે અનુમતિ નહિ આપ્યા છતાં પણ પ્રકૃતિના સ્વભાવને લીધે કિંવા ભૂતકાળના સંસ્કારોને લીધે તે કર્મો ઘણી વાર બનેછે. એવો અનુભવ થતાં થતાં તેને પોતાનામાં પરમાત્મા આવી રહેલો છે તેનું ભાન થાય છે. તે આત્માજ એ સાક્ષીત્વની શકિતનું મૂળ છે, તેજ અનુમતિ આપનાર અને અટકાવનાર છે, અને એજ પરમાત્મા પરબ્રહ્મ પોતે છે એવું તેને જ્ઞાન થાય છે. કર્મયોગીનો બાકીનો અભ્યાસ એનાજ હાથમાં છે. જે પ્રમાણે એની શકિત આધારમાં કામ કરે તે પ્રમાણે સાધક વર્તે છે. પ્રભુની કાર્ય કરવાની પદ્ધતિનું જ્ઞાન સાધકને આપોઆપ પ્રાપ્ત થાય છે.

પ્રભુ સર્વજ્ઞ છે એટલે શું કરવું જોઇએ તે પોતે જાણે છેજ. એ જાણે છે તે જાણવાની ક્રિયાજ એની દિવ્ય **શકિત.**

શક્તિનું કાર્ય.

પ્રભુમાં જ્ઞાન અને **શકિત** વિખૂટાં હોતાંજ નથી. પ્રભુ જે જ્ઞાન જાગ્રત કરે છે તે પ્રકૃતિ તેના એક હથિયાર રૂપે બરાબર અમલમાં મૂકે છે. પરંતુ શું કરવું એનું જ્ઞાન પ્રભુનામાં પોતાનામાં સ્વયંભૂ ઉત્પન્ન થાય છે. એ જ્ઞાનમાં અને આપણે પ્રયત્ન કરીને જ્ઞાન મેળવવા મથીએ છીએ તેમાં સરખાપણું હોતુંજ નથી. એટલે જ્યારે વ્યકિતમાં આત્મા અને જીવાત્મા પ્રભુ સાથે પોતાના અસ્તિત્વની, અને જ્ઞાનની એકતા કરે છે ત્યારે પ્રભુની **દિવ્યશકિત** સાધકમાં આપોઆપ પ્રગટ થાય છે, અને "આ થવું જોઇએ" એવી ભાવના તેનામાં ઉત્પન્ન કરે છે, તથા પ્રકૃતિના કાર્ય દ્વારા કુદરતી રીતેજ પોતાની આજ્ઞાનો અમલ કરે છે. વ્યકિતમાં કામનાઓ, જવાબદારી, ફરજ કે પ્રતિકાર્ય કશું થતું જ નથી. કોઇકવાર તો એ દિવ્ય **શકિત** પ્રભુના આદેશની પેઠે એકદમ ઉત્પન્ન થઇને પોતાનું કાર્ય કરી લે છે ત્યાર પછીજ સાધકને તેનો અર્થ, અને હેતુ માલુમ પડે છે. વળી કોઇકવાર તે મનમાં નહિ ઉત્પન્ન થતાં હૃદયમાં અને પ્રાણમાં ઉત્પન્ન થઇને પોતાનું કાર્ય કરે છે, અને તેવે પ્રસંગે તેનું સંપૂર્ણ જ્ઞાન, કે સમજુતી આપણને તુર્ત મળતી પણ નથી, કારણ કે દિવ્ય આજ્ઞા કે ફરમાનની પેઠે તે એકદમ આવે છે અને આપોઆપ આપણાં, કરણો તેને વશ થઇને તેની આજ્ઞાનો અમલ કરે છે, યોગની અપૂર્ણ દશામાં અમુક કાર્યોજ એ પ્રમાણે દિવ્ય **શકિત**ની પ્રેરણાથી કરી શકાય છે. વળી **કોઇકવાર** ઉચ્ચ **ભૂમિકામાં મન જાય** છે ત્યારે બધાંએ કાર્યો તે પ્રકારે થાય છે.

પુરૂષની આજ્ઞા અને શકિતને આધીન થઇને પ્રકૃતિ તેના આનંદને માટે આપોઆપ કાર્ય કરે છે. એ પુરૂષ જીવાત્મા અને વિશ્વનો સ્વામી તથા પ્રભુ છે.

ઉપર જણાવ્યું તે તો આત્માનું દિવ્ય કર્મ થયું. પણ પ્રભુ પોતેજ જીવરૂપે અપરા પ્રકૃતિમાં આવી તેના સર્વ બંધનો સ્વીકારીને કાર્ય કરવામાં મશગુલ થઇ જાય છે. તે જીવનમાં પ્રભુ પોતેજ જીવ કિંવા

26

અહંતારૂપે પોતાને બાંધવાનો પ્રકૃતિને હક્ક આપે છે. એ બંધનમાં અહંતા સહાય કરે છે, અથવા તો જો આત્મા તેનો વિરોધ કરે છે તો પણ તેનું ચાલતું નથી અને પ્રકૃતિ પોતાનું ધાર્યુંજ કરે છે. પૂર્ણતાની પ્રાપ્તિ માટે મથન કરનાર સાધકને આ અપરા પ્રકૃતિમાંથી પરા કિંવા દૈવી–પ્રકૃતિમાં જતાં પહેલાં જે માર્ગ વટાવવો પડે છે તે ઘણોજ વિકટ છે. એ માર્ગ અડચણોથી ભરપૂર છે. દુઃખ તથા નિરાશાથી ભરપૂર એવા એ માર્ગે જતાં ફરી અધઃપાત થવાનો સંભવ રહેલો છે. વળી એ માર્ગમાં ખાડાઓ અને ખીણો પણ પુષ્કળ છે. આ માર્ગે પંથ કાપતા એકજ વસ્તુની જરૂરી છે, અને તે **શ્રદ્ધા** છે. શ્રદ્ધાને લીધે આ માર્ગની મુશ્કેલીઓ ઓછી લાગે છે. વળી બીજી જરૂરીઆત આત્મસમર્પણની છે. વધારેને વધારે સમર્પણ કરવાથી અને અંતરમાંથી જે જ્ઞાન આપોઆપ ઉદય પામે તેને વશ વર્તવાથી, સાધક આ વિકટ માર્ગને સુખે વટાવી શકે છે. સૌથી વધારે અગત્યનો અને સારામાં સારો ઉપાય એ છે કે સત્યમાર્ગે યોગનો અભ્યાસ સતત ચાલુજ રાખવો.

" **योगोऽनिर्विण्ण चेतसा** " ગીતા અધ્યાય ૬ શ્લોક ૨૩ " જરા પણ હામ હાર્યા વગર યોગના અભ્યાસમાં મંડ્યો રહે " એવું ગીતા કહે છે એનો મર્મ એજ છે કે આ માર્ગની શરૂઆતમાં જો કે સાધકને પોતાના આંતર જીવનમાં–વિરોધો અને દુઃખોનો કડવો અનુભવ મળે છે, તો પણ અંતમાં તો અમૃતત્વરૂપી અમૃતની મધુરતા તેને અવશ્ય પ્રાપ્ત થાય છે.

---

# પ્રકરણ ૧૨ અભ્યાસ.

અંતરમાં છૂપી રહી ગયલી કામનાઓને શોધવા માટે ચોક્કસ સમય કાઢો. નિસ્વાર્થ જણાતી પ્રવૃત્તિમાં પણ કાંઇને કાંઇક કામનાઓની ગંધ રહી જવાનો સંભવ છે. દાન કર્યું ! "મને સ્વર્ગ મળશે" તેવી કામના થઇ જ સમજો ! સ્વાર્થ ત્યાગ કર્યો ! બદલામાં "મને લોકો મોટો ગણે," "હું પ્રખ્યાત થાઉં !" એવી ઇચ્છા ડોકીયું કરવાજ માંડે છે ! પ્રાણની છૂપી રહી ગયલી વાસનાઓ પણ એવી જ કપરી હોય છે. સારૂં ભોજન જોઇને તુર્ત ખાવાની વાસના થઇ આવે. સારૂં વસ્ત્ર જોઇને પહેરવાની ઇચ્છા થાય; રૂપ જોઇને મોહમાં મન ભમી જાય. આ બધું તપાસતા રહેવું જોઇએ. વળી કામનાઓ જોડે અભિમાન તો જોડાયલું રહે છે. "હું મોટો છું." "હું કાર્ય કર્તા છું" "હું નેતા છું." "હું શેઠ છું." "હું પવિત્ર છું." એ બધી અહંતાની પરંપરા છે. તે પણ પ્રભુને અર્પણ થાય તોજ છૂટે. અરે ! "મને અભિમાન નથી." એવી ભાવનામાં પણ અભિમાન છૂપાઇ રહે છે.! માટે તેને તો સમર્પણ કરવું જ જોઇએ. એવી ભાવના જણાય કે ખરેખરા હૃદયથી પ્રભુને તે દૂર કરવાને કહેવું. ઇચ્છા આવે એટલે પછી જરાક થોભી જવું, અને તેને વિશે વિચાર કરી પ્રભુને અર્પણ કરીને જ તેનો સ્વીકાર કરવો. ઇચ્છા જાણે કે પ્રભુની હોય અને કોઇ બીજા માણસની ઇચ્છા પૂરી કરવા આપણે પ્રયત્ન કરતા હોઇએ તેવી રીતે વર્તવું.

**શક્તિ**ને જાણવી ઘણી મુશ્કેલ છે. જ્યાં સુધી અહંતા પ્રધાન હોય છે, ત્યાં સુધી તો કામનાઓ પણ પ્રેરણારૂપે પસાર થઇ જવાનો ભય છે, માટે કામનાઓ અને અહંતાનો ત્યાગ થયા પછીજ **શક્તિ**ને જાણવાને પ્રયત્ન કરવો; વળી અંતર દૃષ્ટિ થયા વિના તેનું જ્ઞાન થવું અશક્ય છે. આપણે એટલે શું ? વિશ્વની શક્તિઓના સાર રૂપે મનુષ્ય ઉત્પન્ન થયલું લાગે છે. તે વિશ્વની શક્તિ આપણામાં કાર્ય કરી રહી છે માટે આપણો સ્વભાવ પણ પ્રકૃતિના બળનુંજ પરિણામ છે. આપણે તેનાથી

જુદા છીએ પણ આપણું શરીર અન્નમાંથી આવ્યું, પ્રાણ વિશ્વના વિરાટ્ પ્રાણમાંથી પોષાય છે, આપણું મન વિરાટ્મનમાં જ કાર્ય કરે છે; આ અનુભવ પ્રત્યક્ષ થાય છે ત્યારે આખા વિશ્વનાં કરણો સાથે એકતા થાય છે. તે વિશ્વ કાય કરતી શક્તિ જ વિરાટ્ છે. આપણે પણ તેનુંજ સ્વરૂપ છીએ.

આપણામાં સામાન્ય રીતે પ્રકૃતિ જ કાર્ય કરે છે. આપણે ભૂલથી જ "આપણે કરીએ છીએ" એવી માન્યતામાં મગ્ન રહીએ છીએ.

એ પ્રકૃતિ ઉપર કાબુ ફક્ત પુરૂષનોજ છે. તે સ્વયંભૂ કર્તા, ભર્તા, ભોકતા છે. તે "જીવ" સ્વરૂપે વ્યક્તિમાં કાર્ય કરે છે પરંતુ તે વિરાટ્ આત્માનું જ સ્વરૂપ છે.

સર્વ:કર્મોને તે અભુજ સંમતિ આપે છે. જ્યારે શક્તિ કાર્ય કરે છે ત્યારે તે એકદમ સ્વતઃ સિદ્ધ હોય તે પ્રમાણે કાર્ય કરે છે. પરિણામની તેને પરવા હોતી નથી. ગમે તે પરિણામ આવે તો પણ તેનું કાર્ય શરૂ થયા પછી આનંદજ રહે છે.

શ્રદ્ધા અને સતત યોગાભ્યાસનો કદી પણ ત્યાગ કરવો નહિ.



## પ્રકરણ ૧૩ પૃથક્કરણ.

આત્મસમર્પણના પગથીયાં:—૧ કર્મદ્વારા સમર્પણ યજ્ઞરૂપે થઇ શકે છે. આપણામાં, સર્વમાં, કર્મ સર્વ કાર્યોમાં વ્યાપી રહેલા પ્રભુને અર્પણ કરવાં જોઇએ.

એ યજ્ઞની વેદી જીવન છે, કર્મ આહૂતિરૂપ છે, શકિત દેવતા છે.

યજ્ઞમાં બે મુખ્ય વસ્તુઓ. ૧ કર્મ અર્થાત્ આહૂતિ અને તેની ભાવના.

૨ કર્મના સ્વામી પ્રભુની ભકિત.

હવે ૧ યજ્ઞ બરાબર સફળ થવા માટે. ૧ સર્વ કર્મોના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ.

ફળ તો પ્રભુનાં છે, સકામ યજ્ઞ અહંતાને અર્પણ થાય છે, પ્રભુને નહિ.

૨ કર્મના સ્વામીની ભકિત કર્મયોગમાં તે પ્રભુને જોવાથી શરૂ થાય છે. તેની સાબિતી સ્વભાવમાં સમતાની સ્થાપના છે.
- અ, આપણા પોતાનામાં
- બ, સર્વ પદાર્થોમાં
- ક, સર્વ બનાવોમાં

સમતાની સિદ્ધિ. જ્યારે સર્વમાં જ્ઞાની, અજ્ઞાની વિગેરેમાં પણ આપણને ભેદ ન જણાય સુંદર, કુરૂપમાં તથા સુખ, દુઃખમાં ભેદ ન જણાય ત્યારે સમતા પ્રાપ્ત થઇ જાણવી.

સમતા.
- શકિત ૧. તિતિક્ષાનો આધાર સહનશકિત ઉપર, રજોગુણપર છે.
- શાંતિ ૨. ઉદાસીનતાનો આધાર સત્વગુણ ઉપર, જ્ઞાનના ઉપર છે.
- આનંદ ૩. સમર્પણવૃત્તિનો આધાર પ્રભુને પ્રેમથી અર્પણ કરવાની વૃત્તિ ઉપર તમોગુણ ઉપર છે.

૩. કર્મમાંથી "હું કર્તા છું" એવા અભિમાનનો પણ સાધકે ત્યાગ કરવો જોઇએ. કર્મની ઉત્પત્તિ અહંતામાંથી નહિ, પરંતુ પ્રભુમાંથી થાય છે. તે આપણી પ્રકૃતિદ્વારા આવિર્ભાવ પામે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરતાં પહેલાં ૧. કામનાઓનો ત્યાગ અને ૨. સમતાની પ્રાપ્તિ બરાબર કરી લેવી જોઇએ.

૪. પોતાની પ્રકૃતિમાં જે કર્મો બને છે તેનાથી છૂટા થઇને સાક્ષીરૂપે, સાધકે પોતે તેમનામાં ભાગ લીધા વિના, તેમને જોયાં કરવાં. પ્રકૃતિ સત્વ, રજ અને તમોગુણદ્વારા કાર્ય કરે છે તે જોયા કરવું. અનુમન્તા તરીકે સાધકે અમુક કર્મોને અનુમતિ ન આપવી. ભલે તે કર્મો અનુમતિ વિના બન્યા કરે.

૫. છેવટે, પ્રકૃતિનો પડદો ઉઘડીને પ્રભુ પોતે કાર્ય કરે છે.



# પ્રકરણ ૧૩ મું.

## પૂર્ણ સન્યાસ.

આપણે આત્મસમર્પણ કરવાનું છે, તેનાં પગથીયાંઓ એક પછી એક બરાબર ક્રમમાં ગોઠવવાં જોઇએ. એ પ્રમાણે ક્રમેક્રમે આત્મસમર્પણનો અભ્યાસ કરવાથી આપણે દિવ્ય **શકિતને** પૂરેપૂરૂં સમર્પણ કરવાની શકિત પ્રાપ્ત કરીશું. આપણાં સર્વ કર્મોદ્વારા સમર્પણ કરવું એ આત્મસમર્પણનું પ્રથમ પગથીયું છે. કર્મદ્વારા સમર્પણ એટલે એકે એક કર્મ, આપણામાં, આપણી આજુબાજુ આવી રહેલી એક એક વસ્તુમાં, અને આખા વિશ્વમાં, જે પ્રભુ વ્યાપી રહ્યો છે તેને અર્પણ કરવું તે. એ સમર્પણને **યજ્ઞ** પણ કહેવામાં આવે છે. આપણું જીવન એ યજ્ઞની વેદી છે, કર્મ આપણું હૂતદ્રવ્ય અથવા આહૂતિ છે અને પ્રભુની દિવ્ય **શકિત** એ ઇષ્ટદેવતારૂપ ઉપસ્થિત છે. આ આત્મસમર્પણરૂપી યજ્ઞને બે બાજુઓ છે, એક તો કર્મ અને જે ભાવનાથી કર્મો કરવામાં આવે છે તે; અને બીજી, આપણે જે કાંઇ વિચારીએ છીએ, જોઇએ છીએ, તથા અનુભવીએ છીએ તે બધાનો સ્વામી જે પ્રભુ છે તેની ભકિત.

સમર્પણના પગથીયાં.

તેમાંથી કર્મ કરવા વિષે અને તેની ભાવના વિષે આપણે જોઇએ. સાધકે યોગના અભ્યાસની શરૂઆતમાં કયાં કર્મો કરવાં જોઇએ તેનો નિશ્ચય પોતાની અંદર જે ઉત્તમોત્તમ શકિત હોય તેનો ઉપયોગ કરીનેજ કરવો જોઇએ. અમુક કાર્ય તો કરવુંજ જોઇએ એવું આપણને આપોઆપ લાગે છે. કેટલીક વાર એ નિશ્ચય "આપણી ફરજ છે" એવી લાગણીથી પણ બાંધવામાં આવે છે, બીજા ભાઇઓ પ્રત્યે સહાનુભૂતિની લાગણીથી પ્રેરાઇને પણ કર્મ કરવાનો નિશ્ચય કોઇકવાર કરવામાં આવે છે. કવચિત બીજાઓનું કલ્યાણ કરવાની ભાવનાથી પણ કર્મનો આરંભ થાય છે.

કર્મના હેતુઓ.

આપણે જેને આપણાથી મહાન ગણાતા હોઇએ તેની આજ્ઞા પ્રમાણે વર્તન કરવાની વૃત્તિથી પણ કેટલીકવાર કર્મનો આરંભ થાય છે, કારણકે એવા મહાન પુરૂષ આપણે માટે પ્રભુનાજ પ્રતિનિધિરૂપ હોય છે, અને આપણે જ્યાં સુધી પ્રભુનો સાક્ષાત્કાર કર્યો નથી, ત્યાંસુધી તેનો મનુષ્યરૂપી પ્રતિનિધિ સ્વીકારવામાં હાનિ નથી. **કર્મયોગનું સમર્પણ કરવા માટે, કર્મના ફળની ઇચ્છાઓનો ત્યાગ, એ સૌથી વધારે અગત્યનું પગલું છે,** કારણકે જ્યાંસુધી આપણે પરિણામના ઉપર આસકિત રાખીને કાર્ય કરીએ છીએ, ત્યાં સુધી આપણો યજ્ઞ અહંકારનેજ અર્પણ થાય છે, પ્રભુને પહોંચતોજ નથી. આપણે ભલે આ વાત માન્ય ન કરીએ, પણ એમાં આપણે પોતેજ છેતરાઇએ છીએ. આપણે પ્રભુના ભાવને, ફરજના ખ્યાલને, આપણા ભાઇઓ પ્રત્યેની આપણી લાગણીને કે બીજાઓના કલ્યાણના વિચારને, અરે ! પ્રભુની આજ્ઞાને વશ થવાના વિચારને પણ આપણે કેવળ દંભ તરીકે, ખાલી દેખાવની ખાતરજ વાપરીએ છીએ, અને આખો વખત અહંતાનુંજ પોષણ આપણે કરતા હોઇએ છીએ. પ્રભુ આપણી પાસે સર્વ ઇચ્છાઓ, કામનાઓ જીવનમાંથી સમૂળી ઉખેડી નાખવાની માગણી કરી રહ્યો છે, તે માગણી સ્વીકારવાને બદલે આપણે ઉપર ગણાવેલાં બ્હાનાઓ નીચે ઉલટો તેમને આશ્રય આપીએ છીએ. યોગની અવસ્થામાં કામનારૂપી દુશ્મન જોડે સાધકે તુમુલ યુદ્ધ કરવાનું હોય છે. દરેક સાધકે કામનાઓથી બહુ સાવચેત રહેવું જોઇએ. જ્યારે જ્યારે આપણામાં, કામનાઓ અને ઇચ્છાઓ માલૂમ પડી આવે અને જૂદા જૂદા વેશો અને નવાં નવાં સ્વરૂપો ધારણ કરીને આવે, ત્યારે ત્યારે સાધકે જરા પણ નિરાશ થવું નહિ પરંતુ પોતે સાવચેત રહીને એ ચોરને વારેવારે શોધી કાઢવો, અને જ્યારે જ્યારે પકડાય ત્યારે ત્યારે તેને બ્હાર હાંકી કાઢવા કદી પણ ચૂકવું નહિ ! આ સમયમાં ગીતાનો બોધ હમેશાં મુદ્રાલેખ પેઠે યાદ રાખવો કે—**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** ( ગીતા. અ. ૨ શ્લો. ૪૭ )—“ કર્મ કરવાનોજ તારો અધિકાર છે, કર્મનાં ફળનો અધિકાર તારો નથી.” કર્મનાં ફળ તો કર્મના સ્વામી પ્રભુનાંજ છે !

કામનાઓનો ત્યાગ.

હવે આપણે પ્રભુની ભકિત કે જે સમર્પણરૂપી યજ્ઞની બીજી બાજુ છે, તેના વિષે વિચાર કરીએ. કર્મયોગનો અભ્યાસ કરનાર સાધકને માટે ભકિત કરવાનો પ્રકાર નીચે પ્રમાણે છે. આપણામાં પોતાનામાં, સર્વ વસ્તુઓમાં, સર્વ બનાવોમાં આપણે પ્રભુનુંજ અસ્તિત્વ સ્વીકારતાં શીખવું જોઇએ. એ પ્રકારનો ભકિતભાવ આપણામાં ઉદય પામ્યો છે, તેની નીશાની એ છે કે આપણામાં સમભાવની સ્થાપના થાય છે. પ્રભુ સર્વ પ્રાણીઓમાં એક સરખો વ્યાપી રહ્યો છે, તેથી આપણે આપણી જાત અને બીજા વચ્ચે ભેદ જોવો જોઇએ નહિ. કોઇને ધિક્કારવું નહિ, કોઇના પ્રત્યે ધૃણા સુદ્ધાં લાવવી નહિ. સર્વમાં એકજ પ્રભુ સરખી રીતે વ્યાપી રહેલો છે અને તેને જ આપણે જોવાનો છે. પછી તે વ્યક્ત હોય કે અવ્યકત તેની આપણે દરકાર કરવાની નથી. કારણ

સમતાની સાબિતી.

કે એ તેની મરજીની વાત છે. સઘળી સષ્ટિ આપણા આત્માનુંજ સ્વરૂપ છે. આપણા આત્માએજ એ સર્વ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કર્યાં છે. તિરસ્કાર, દ્વેષ, વિગેરે ભાવનાઓ તો અજ્ઞાની અહંકારનો પરિવાર છે. તેઓ કેટલીક ભૂમિકામાં સ્વાભાવિક, જરૂરનાં અને અનિવાર્ય પણ છે, છતાં કર્મયોગીને માટે તો તે અજ્ઞાનરૂપ હોઇ, માર્ગમાં આવતા અંતરાયરૂપ છે. આત્મા જેમ જેમ પ્રગતિ કરે છે તેમ તેમ એ ભાવનાઓ જંગલી સ્થિતિની પેઠેજ સાધકને યાદ આવે છે અને પોતે એક વાર કેવો અજ્ઞાન હતો તેનું ભાન કરાવે છે.

ઉપર આપણે જોયું કે બધાનો આત્મા એક છે. હવે જગતમાં

સર્વમાં પ્રભુ.

જેટલો બધો આવિર્ભાવ થાય છે તે પણ એકજ આત્માનો છે એ પણ આપણે સ્વીકારવું જોઇએ. જગતમાં જે વિવિધતા છે તે બધી એકજ આત્મા જુદે જુદે રૂપે વિકાસ પામી રહ્યો છે તેને લીધેજ ઉત્પન્ન થાય છે. એટલે કર્મયોગનો અભ્યાસ કરનારે, સુંદર અને કદ્રુપ, ઉત્તમ અને કનિષ્ઠ; સારા અને નરતા; સુખદ અને દુઃખદ વચ્ચે કદીપણ ભેદ કરવો નહિ. અહિં પણ ઉપર કહ્યું છે તે ( ધૃણા ) તિરસ્કાર

આપણે જેને આપણાથી મહાન ગણાતા હોઇએ તેની આજ્ઞા પ્રમાણે વર્તન કરવાની વૃત્તિથી પણ કેટલીકવાર કર્મનો આરંભ થાય છે, કારણકે એવા મહાન પુરૂષ આપણે માટે પ્રભુનાજ પ્રતિનિધિરૂપ હોય છે, અને આપણે જ્યાં સુધી પ્રભુનો સાક્ષાત્કાર કર્યો નથી, ત્યાંસુધી તેનો મનુષ્યરૂપી પ્રતિનિધિ સ્વીકારવામાં હાનિ નથી. **કર્મયોગનું સમર્પણ કરવા માટે, કર્મના ફળની ઇચ્છાઓનો ત્યાગ, એ સૌથી વધારે અગત્યનું પગલું** છે, કારણકે જ્યાંસુધી આપણે પરિણામના ઉપર આસક્તિ રાખીને કાર્ય કરીએ છીએ, ત્યાં સુધી આપણો યજ્ઞ અહંકારનેજ અર્પણ થાય છે, પ્રભુને પહોંચતોજ નથી. આપણે ભલે આ વાત માન્ય ન કરીએ, પણ એમાં આપણે પોતેજ છેતરાઇએ છીએ. આપણે પ્રભુના ભાવને, ફરજના ખ્યાલને, આપણા ભાઇઓ પ્રત્યેની આપણી લાગણીને કે બીજાઓના કલ્યાણના વિચારને, અરે ! પ્રભુની આજ્ઞાને વશ થવાના વિચારને પણ આપણે કેવળ દંભ તરીકે, ખાલી દેખાવની ખાતરજ વાપરીએ છીએ, અને આખો વખત અહંતાનુંજ પોષણ આપણે કરતા હોઇએ છીએ. પ્રભુ આપણી પાસે સર્વ ઇચ્છાઓ, કામનાઓ જીવનમાંથી સમૂળી ઉખેડી નાખવાની માગણી કરી રહ્યો છે, તે માગણી સ્વીકારવાને બદલે આપણે ઉપર ગણાવેલાં બ્હાનાઓ નીચે ઉલટો તેમને આશ્રય આપીએ છીએ. યોગની અવસ્થામાં કામનારૂપી દુશ્મન જોડે સાધકે તુમુલ યુદ્ધ કરવાનું હોય છે. દરેક સાધકે કામનાઓથી બહુ સાવચેત રહેવું જોઇએ. જ્યારે જ્યારે આપણામાં, કામનાઓ અને ઇચ્છાઓ માલૂમ પડી આવે અને જૂદા જૂદા વેશો અને નવાં નવાં સ્વરૂપો ધારણ કરીને આવે, ત્યારે ત્યારે સાધકે જરા પણ નિરાશ થવું નહિ પરંતુ પોતે સાવચેત રહીને એ ચોરને વારેવારે શોધી કાઢવો, અને જ્યારે જ્યારે પકડાય ત્યારે ત્યારે તેને બ્હાર હાંકી કાઢવા કદી પણ ચૂકવું નહિ ! આ સમયમાં ગીતાનો બોધ હમેશાં મુદ્રાલેખ પેઠે યાદ રાખવો કે—**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** (ગીતા. અ. ૨ શ્લો. ૪૭)—"કર્મ કરવાનોજ તારો અધિકાર છે, કર્મનાં ફળનો અધિકાર તારો નથી." કર્મનાં ફળ તો કર્મના સ્વામી પ્રભુનાંજ છે !

કામનાઓનો ત્યાગ.

હવે આપણે પ્રભુની ભકિત કે જે સમર્પણરૂપી યજ્ઞની બીજી બાજુ છે, તેના વિષે વિચાર કરીએ. કર્મ ેગનો અભ્યાસ કરનાર સાધકને માટે ભકિત કરવાનો પ્રકાર નીચે પ્રમાણે છે. આપણામાં પોતાનામાં, સર્વ વસ્તુઓમાં, સર્વ બનાવોમાં આપણે પ્રભુનુંજ અસ્તિત્વ સ્વીકારતાં શીખવું જોઇએ. એ પ્રકારનો ભકિતભાવ આપણામાં ઉદય પામ્યો છે, તેની નીશાની એ છે કે આપણામાં સમભાવની સ્થાપના થાય છે. પ્રભુ સર્વ પ્રાણીઓમાં એક સરખો વ્યાપી રહ્યો છે, તેથી આપણે આપણી જાત અને બીજા વચ્ચે ભેદ જોવો જોઇએ નહિ. કોઇને ધિક્કારવું નહિ, કોઇના પ્રત્યે ઘૃણા સુદ્ધાં લાવવી નહિ. સર્વમાં એકજ પ્રભુ સરખી રીતે વ્યાપી રહેલો છે અને તેને જ આપણે જોવાનો છે. પછી તે વ્યક્ત હોય કે અવ્યક્ત તેની આપણે દરકાર કરવાની નથી. કારણ

સમતાની સાબિતી.

કે એ તેની મરજીની વાત છે. સઘળી સૃષ્ટિ આપણા આત્માનુંજ સ્વરૂપ છે. આપણા આત્માએજ એ સર્વ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કર્યાં છે. તિરસ્કાર, દ્વેષ, વિગેરે ભાવનાઓ તો અજ્ઞાની અહંકારનો પરિવાર છે. તેઓ કેટલીક ભૂમિકામાં સ્વાભાવિક, જરૂરનાં અને અનિવાર્ય પણ છે, છતાં કર્મયોગીને માટે તો તે અજ્ઞાનરૂપ હોઇ, માર્ગમાં આવતા અંતરાયરૂપ છે. આત્મા જેમ જેમ પ્રગતિ કરે છે તેમ તેમ એ ભાવનાઓ જંગલી સ્થિતિની પેઠેજ સાધકને યાદ આવે છે અને પોતે એક વાર કેવો અજ્ઞાન હતો તેનું ભાન કરાવે છે.

સર્વમાં પ્રભુ.

ઉપર આપણે જોયું કે બધાનો આત્મા એક છે. હવે જગતમાં જેટલો બધો આવિર્ભાવ થાય છે તે પણ એકજ આત્માનો છે એ પણ આપણે સ્વીકારવું જોઇએ. જગતમાં જે વિવિધતા છે તે બધી એકજ આત્મા જુદે જુદે રૂપે વિકાસ પામી રહ્યો છે તેને લીધેજ ઉત્પન્ન થાય છે. એટલે કર્મયોગનો અભ્યાસ કરનારે, સુંદર અને કદ્રુપ, ઉત્તમ અને કનિષ્ઠ; સારા અને નરતા; સુખદ અને દુઃખદ વચ્ચે કદીપણ ભેદ કરવો નહિ. અહિં પણ ઉપર કહ્યું છે તે ( ઘૃણા ) તિરસ્કાર

કે દ્વેષ હોવો જોઇએ નહિ. કારણકે સર્વ પદાર્થો પોતે પોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે પ્રભુની ઇચ્છા અનુસાર તેનો જ આવિર્ભાવ કરે છે અને એકજ પ્રભુને વ્યકત કરે છે, આપણે તો જુદા જુદા આવિર્ભાવ દ્વારા તે સ્વરૂપ–પદાર્થ–પ્રભુ ભાવનું જે સત્ય અથવા જે સૌંદર્ય દર્શાવે છે તેનાજ પ્રત્યે દૃષ્ટિ રાખવી જોઇએ. અર્થાત્ કે વિવિધતામાં જુદાં જુદાં એના સ્વરૂપોમાં પણ આપણે તો તે જ સુંદરતાથી ભરપૂર સંપૂર્ણ અને નિત્ય શુદ્ધ પ્રભુનેજ નિહાળવો જોઇએ.

ઘણાં લોકો એમ માને છે કે એ પ્રમાણે આત્માની સમતા આપણે ધારણ કરીએ તો આપણે કેવળ જડભરત જેવા અને જંગલીજ બની જઇએ. બધી વસ્તુઓ એક સમાન થઇ જાય તો પછી તેમનો ભેદ યાને તેમની વિવિધતા કેવી રીતે પરખાય ? અને એ પ્રમાણે ન થાય તો પછી તેમનો ઉપભોગ પણ કોણ અને કેવી રીતે કરે ? પરંતુ એમ અધીરા થવાનું કારણ નથી.

વિવિધતાનો ભોગ.

વિવિધતા જરૂર જળવાઇ રહેશે, અને આપણે તેનો ભોગ પણ લઇ શકીશું. એ ભોગ સ્વાર્થથી અથવા તો અહંકારથી, તેમજ દ્વેષને લીધે કે આકર્ષણને લીધે આપણી આંખો અંજાઇ ગઇ હતી તે વખતના કરતાં વધારે ઉત્તમ પ્રકારે આપણે ભોગવી શકીશું એ નિર્વિવાદ છે. 'એ વિવિધતા કેવી સુંદર છે ?'–એવો અનુભવ કરતાં કરતાં પણ આપણે તેની પાછળ આવી રહેલી એકતા કદી પણ નહિ ભૂલી જઇએ. આપણને દરેકે દરેક સ્વરૂપમાં તે નહિ દેખાય તો પણ તેની પાછળ તો પ્રભુ આવી રહેલો છે એમ આપણે જરૂર સ્વીકારીશું, એટલુંજ નહિ પણ એ પ્રમાણે પ્રભુ અવ્યકત રહે છે એમાં તેનો કાંઇક હેતુ છે એ પણ આપણે સ્વીકારીશું.

અંતે આપણો આત્મા સર્વ બનાવો પ્રત્યે પણ સમતા ધારણ કરતાં

સર્વ બનાવો પ્રત્યે સમતા.

શીખશે. સુખકારક કે દુ:ખદાયક, જય અને પરાજય, કીર્તિ અને અપકીર્તિ, નશીબ અને કમનશીબ, એ બધાંજ વચ્ચે આત્મા સમત્વ ધારણ કરીને સ્થિર રહેશે, સુખ અને દુઃખ બન્નેને આપણે સમાન

ભાવથી આવકાર આપીશું, કારણ કે દરેક બનાવમાં આપણે પ્રભુની દિવ્ય **શક્તિ**નીજ આજ્ઞા નિહાળીશું. પ્રભુજ સર્વ વસ્તુઓમાં, પ્રાણીઓમાં અને જગતના પ્રવાહમાં બનતા સઘળા બનાવોમાં આવિર્ભાવ પામે છે. આખા જગતના બધા બનાવો, અને સર્વ વસ્તુઓ પ્રભુ નિર્મિત આદર્શ પ્રત્યે ગમન કરી રહ્યાં છે અને તેમની કૂચનું એકેએક ડગલું અગત્યનું છે. એમાં સુખનો સમાવેશ થાય છે એટલુંજ નહિ પરંતુ તેમાં દુઃખ પણ આવશ્યક છે; જયથી તે કાર્ય થાય છે તેટલુંજ કોઇવાર પરાજયથી પણ સાધ્ય થાય છે. આપણે તો પ્રભુનો તે અંતીમ હેતુ સમજીનેજ તેમાં ભાગ લેવાનો છે. એવા બનાવો સામે બળવો કરી ઉઠવું, તેમનો તિરસ્કાર કરવો, તેમના વિરૂદ્ધ બૂમો પાડી મૂકવી એતો આપણા અજ્ઞાન આત્માનું પ્રતિકાર્ય છે. એવાં પ્રતિકાર્યો અને બળવાઓ પણ સાધકની પ્રગતિની કેટલીક અવસ્થામાં આવશ્યક હોય છે. તો પણ એ સ્થિતિ આત્માની અપકવ દશામાંજ હોય છે. બાકી જે આત્મા પ્રગતિ કરી રહ્યો છે તે તો એ પ્રમાણે બળવો ઉઠાવતાં પોતે તે બનાવો સમજવાનો પ્રયત્ન કરે છે. અર્થાત્ પોતે ફરિયાદ કરતો નથી પરંતુ પ્રભુનો હેતુ સિદ્ધ કરવાને પ્રભુની આજ્ઞાને આધીન થાય છે.

ઉપર જે સમતા વર્ણવી તે સમતા કાંઇ એકદમ આવી જતી નથી. એને માટે પણ ઘણા કાળ સુધી પ્રયત્ન કરવો પડે છે, અનેકવાર મુશ્કેલીઓ અને પરાજયો પણ વેઠવા પડે છે. જ્યાં સુધી માણસના અંતરમાં ઇચ્છાઓનું સામ્રાજ્ય પ્રવર્તે છે ત્યાં સુધી એવી સમતા ભાગ્યેજ આવે છે. જ્યારે ઇચ્છાઓ શાંત થાય છે અથવા થાકીને જમીનદોસ્ત થઇ જાય છે ત્યારે કોઇકવાર એ સમતાની ઝાંખી થાય છે. સાધારણ રીતે આપણે સવ પદાર્થોના સંસર્ગોની સામે થઇને, તેમને સહન કરી લઇને તેમને જીતી લેવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણને જે દુઃખકારક હોય કે નાપસંદ હોય તેનાથી આપણે ડરીને નાસી જવું જોઇએ નહિ, તેમ આપણને જે ગમતું હોય, અગર આપણને જે સારૂં લાગતું હોય તેના પ્રત્યે આપણે વેગથી ધસવું પણ નહિ.

સમતા પ્રાપ્ત કરવાની મુશ્કેલીઓ.

સાધકની પ્રગતિના આ સમયને " તિતિક્ષાનો " સમય કહી શકાય. તિતિક્ષાથી માણસ સમતાને માટે લાયક બને છે પરંતુ એ પ્રમાણે સહન કરતાં કરતાં પણ પ્રભુની ઇચ્છાનેજ આધીન થઇ વર્તવાનો અભ્યાસ પાડી શકાય તો તેથી ઘણો લાભ થાય છે. સર્વ અનુભવો દ્વારા જે પ્રભુ માણસને પૂર્ણતા માટે તૈયાર કરી રહ્યો છે, તેના હાથમાં માણસ જાતેજ બુદ્ધિપૂર્વક સમર્પણ કરે તો તેથી તેના દુઃખનો ભાર ઘણો હલકો થઇ જાય છે. આ સમયમાં સહનશક્તિ ખીલે અને જીવનમાં અતિશય કર્કશતા ન આવે તેને સારૂ સાધકે આ સૂચના હમેશાં ધ્યાનમાં રાખવી જરૂરની છે. સમતા પ્રાપ્ત કરવા માટે તિતિક્ષાથી શરૂઆત કરવામાં આવે છે, તેથી આત્મા બળવાન અને સહનશીલ થાય છે, તથા સર્વ પદાર્થ અને સંસર્ગ પ્રત્યે તે સમાન રહેતાં શીખે છે.

બીજી ભૂમિકાને આપણે " ઉદાસીન વૃતિ " એવું નામ આપીશું. ઉદાસીનતા ધારણ કરવાથી માણસનો આત્મા હર્ષ, શોક, વિગેરે દ્વંદ્વમાંથી મૂક્ત થાય છે. વળી એ પ્રમાણે તાત્વિક દૃષ્ટિએ જ્ઞાનનો ઉદય થતાં તેનાથી સમતા ધીમે ધીમે સ્થાપન થાય છે. પણ આ ઉદાસીન વૃત્તિનો અર્થ એવો નથી સમજવાનો કે કર્મમાંથી નાસી જઇને, કિંવા મહેનતથી, મુસ્કેલીઓથી કે નાપસંદગીથી ડરી જઇને માણસે ઉદાસીન થઇ રહેવું.

ઉદાસીનતા.

એ પ્રમાણે જો સાધક આચરણ કરે તો તો સમત્વ સ્થાપન થવાને બદલે તમોગુણ વ્યાપવાનો ભય રહે છે. કર્મમાંથી એ પ્રમાણે દૂર ભાગવાનું કારણ ઘણું કરીને તો ઇચ્છાઓની નિષ્ફળતા કે પછી બેહદ તૃપ્તિ હોય છે. વળી અહંતાને સંતોષ મળતો નથી ત્યારેપણ એ પ્રમાણે દેખીતી ઉદાસીન વૃત્તિ ઉત્પન્ન થઇ આવે છે. એવા ઉભરાઓ અપૂર્ણ માણસમાં આવે છે અને તેમની અગત્ય પણ હોય છે. તો પણ સાધકે હમેશાં ધ્યાનમાં રાખવું કે એવી ઉદાસીનતા પ્રાપ્ત કરવી એ કાંઇ આપણો હેતુ નથી. આપણે જે ઉદાસીનતાની વાત કરીએ છીએ તે તો ઇંદ્રિયોના સ્પર્શોથી પર છે, એટલે કે તે બાહ્ય સ્પર્શોને સ્વીકારે છે ખરી, પરંતુ તેનાથી જરાપણ વિકાર પામતી નથી. આ ભૂમિકામાં આત્માની અંદર અતુલ

શાંતિ સ્થાપન થાય છે અને વિશ્વસમુદ્રની નાની નાની લ્હેરોથી કે પ્રચંડ મોજાંઓથી એ શાંતિનો જરાપણ ભંગ થતો નથી.

**સમર્પણ દ્વારા સમતા.**

ત્રીજી ભૂમિકામાં આત્મા સમત્વને પ્રાપ્ત કરે છે. આત્મામાં સ્થાપન થયલી તિતિક્ષા અને ઉદાસીનતા એ બન્નેમાં દૈવી આનંદ અને શક્તિ સ્થાપન થાય છે. આ ભૂમિકા પ્રાપ્ત કરવા માટે, ઉદાસીનતામાં સમર્પણનો ભાવ ઉમેરવાની જરૂર છે. સર્વભાવે પ્રભુનું શરણ લેવાથી આ ભૂમિકા સ્થાપન થાય છે. શરણ લેવાનો અર્થ કેવળ પ્રભુને સમર્પણ કરીને બેસી રહેવું એવો નથી થતો, પરંતુ આનંદપૂર્વક તેના કાર્યમાં ભાગ લેવો એવો થાય છે. અત્યાર સુધી જે બે ભૂમિકાઓ આગળ ગણાવી તેમાં માણસનો આત્મા પ્રભુની શક્તિને યાને વિશ્વ પ્રકૃતિને વશ થતાં શીખ્યો હોય છે. પણ હવે તે પ્રભુનું શરણ આનંદપૂર્વક લેવા માંડે છે કારણ કે તેણે પ્રભુનું પ્રેમમય સ્વરૂપ જોયું છે, અને પ્રભુની અતુલ શક્તિ પાછળ રહેલો અનંત પ્રેમ તે અનુભવે છે, અર્થાત્ એ પ્રમાણે શાંતિ, કૈવલ્ય અને ઉદાસીનતા એ પ્રભુના દિવ્ય આનંદસાગરમાં મળી જાય છે. જગતના સર્વ બાહ્યસ્પર્શોને આપણે આનંદયુક્ત સમતાથી ઝીલતાં શીખીએ છીએ, કારણ કે આપણને એ સ્પર્શોમાં પ્રભુના અતુલ અને અવિનાશી પ્રેમનો સાક્ષાત્કાર થાય છે. એ પ્રેમ અને એ આનંદ સર્વવ્યાપી છે. આ ભૂમિકામાં માણસને આત્માનો આનંદ મળે છે. એ દિવ્ય આનંદનું વર્ણન શબ્દો દ્વારા કરી શકાય તેવું નથી.

**“ કર્તા ” પણાનો ત્યાગ.**

પરંતુ ઇચ્છાઓ અને કામનાઓનો પરિત્યાગ તથા સમત્વની સ્થાપના આટલે સુધી સિદ્ધ થાય તેને સારૂ બીજી ક્રિયાની પણ જરૂર છે. પહેલું પગલું આપણે બરાબર માંડી શકીએ, કે તુર્ત જ આપણે કર્મના કર્તા તરીકેનું અભિમાન છોડવાની શરૂઆત કરી દેવી જોઇએ. કારણ કે કર્મના ફળનો અને ફળની ઇચ્છાઓ ત્યાગ કરીને આપણે ઇચ્છા અથવા કામનાની અંદર રહેલી અહંતાનો ત્યાગ કરી શકીએ છીએ. પરંતુ

આપણામાં "હું કર્મનો કર્તા છું" એવો ભાવતો રહી જાય છે. આપણને એમ લાગે છે કે "આપણે કર્મના ઉત્પાદક છીએ," "આપણે તેને અનુમતિ આપીએ છીએ" હજી સુધી "હું" કર્મ કરે છે "અહં" કર્મ પસંદ કરે છે; અને જવાબદારી લે છે.

પરંતુ આપણામાં જે "**અહંભાવ**" છે **તેનો સંપૂર્ણ નાશ કરવો એતો યોગનો હેતુ છે,** અને જો આપણામાં કોઇપણ પ્રકારની અહંતા રહેવા પામે તો તે એવા પ્રકારની રહેવી જોઇએ કે પોતે એક, અદ્વૈત, પરમાત્માની ક્રિયાનું એક કેન્દ્ર માત્ર છે, એવું ગણતી હોય.

કર્મયોગના અભ્યાસમાં પણ અહંકારના બંધનમાંથી છૂટકો થાય છે, તેમાં એ સાધનમાં ક્રમે ક્રમે પગથીઆંઓ આવી રહ્યાં છે. સૌથી પ્રથમતો આપણે સર્વ કર્મોનાં ફળ પ્રભુને આધીન છે એવો સાક્ષાત્કાર કરવો જોઇએ. એટલે ખરૂં જોતાં આપણા કર્મ પણ **તેનાંજ** છે એવું ભાન થવુંજ જોઇએ. આપણા કર્મનાં ફળનો જેમ **એ** સ્વામી છે તેજ પ્રમાણે આપણા સર્વ કર્મનો પણ **તે** સ્વામી અને શાસક છે. એ બીજું પગલું છે. એ પગલું ભરવાથી સાધકની ખાત્રી થાય છે કે, તેના કર્મો તેના પોતાના નથી પરંતુ પ્રભુ પોતાની પ્રકૃતિનાં કરણો દ્વારા પોતાનો આવિર્ભાવ કરે છે તેનાં પરિણામ રૂપ છે.

પ્રભુની શક્તિનાં કર્મો.

પરંતુ આ પગલું લેવામાં એક ભય રહેલો છે, અને તે એ કે ઘણીવાર સાધક પોતાની અહંતાને પ્રભુની શક્તિને બદલે ભૂલથી સ્વીકારે છે. તેમ ઘણીવાર તો પોતે પ્રભુની **શક્તિને** સમર્પણ કરે છે એવું બ્હાનું ઘણીવાર કાઢીને, કામનાઓ, વાસનાઓ, અને સ્વેચ્છાને નિરંકુશ પણે વર્તવા દે છે. એટલે આ પગલું લેતાં પહેલાં સાધકે ઇચ્છાઓ અને કામનાઓનો નાશ કરવામાં અને સર્વ શક્તિઓ તથા બનાવો પ્રત્યે આત્માનું સમત્વ સ્થાપન કરવામાં ઘણાજ આગળ વધવાની આવશ્યકતા છે. અગર જો એ પગલું એમને એમ ભરવામાં આવે તો તેણે પોતાની પ્રકૃતિની ખામીઓ ઉપર અને અહંકારના જુદાં જુદાં સ્વરૂપો ઉપર ખૂબ તીવ્ર અને બારીક દૃષ્ટિ રાખવી જોઇએ.

આટલું થયા પછી તેણે પોતે સાક્ષી તરીકે સર્વ આંતર અને બાહ્ય

**સાક્ષી અને અનુમન્તા.**

કર્મો નિહાળવાનું પગલું તુર્તજ ભરવું. સાધકે પોતાનામાં કાર્ય કરી રહેલ પ્રકૃતિનું કર્મ બરાબર તપાસવું અને તેને સમજવાનો પ્રયત્ન કરવો. એ પ્રકૃતિ ત્રણ ગુણદ્વારા કામ કરે છે. એમાંથી જ્ઞાન યુક્ત, અને શુદ્ધ પ્રકૃતિને સત્વગુણી કહેવામાં આવે છે, ઇચ્છા અને આવેશપૂર્ણ પ્રકૃતિને રજોગુણી કહેવાય છે, તેમજ આળસ, દુર્ગુણ અને જડતાને તમોગુણી પ્રકૃતિનું કાર્ય ગણવામાં આવે છે. હવે સાધકે પોતે સાક્ષી રૂપ થઇ તેના પોતાનાં અંતઃકરણમાં જે કાર્યો ચાલતાં હોય તેને બરાબર જોવાનો અભ્યાસ પાડવો જોઇએ, એટલુંજ નહિ પણ તેનું નિરીક્ષણ કરીને એ ગુણો જુદાં જુદાં તેમજ મિશ્રિત થઇને કેવી રીતે કાર્ય કરે છે તેનું પૃથક્કરણ કરવાની ટેવ પાડવી જોઇએ. એ પ્રમાણે જે કાર્ય ચાલતું હોય તેમાં તેણે અનુમન્તાની, એટલે કે રજોગુણ અને તમોગુણને દબાવી સત્વગુણને અનુમતિ આપનારની, સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ. એ પ્રમાણે આત્મવિકાસ કર્યા પછી પોતનાં સર્વ કર્મો પ્રભુનાંજ છે એવો અનુભવ કરવાને તે લાયક થાય છે. ત્યાર પછી પ્રભુની શકિત દૈવી પ્રકૃતિ દ્વારા કાર્ય કરે છે અને આત્મામાં જ્ઞાન, આનંદ અને દિવ્ય શકિતનો સંચાર થાય છે.

ત્યારપછી સૌથી છેલ્લું પગલું સાધક લઇ શકે છે. એમાં પ્રભુ પોતે

**પ્રભુનું હથિયાર.**

પ્રકૃતિનો પડદો ખસેડી આપો આપ આગળ આવી ઉભો રહે છે. એ પ્રમાણે સાક્ષાત્કાર થયા પછી સર્વ કર્મો અને કર્મનાં ફળો તેનેજ અર્પણ કરી દઇને સાધક તો પોતે તેનું હથિયાર થઇ રહે છે, અને પોતાના જે કાર્યો થાય છે તેને પોતે અનુમતિ આપવાને બદલે તે પોતેજ પ્રભુ પ્રત્યેથી અનુમતિ મેળવે છે, અને કાર્ય કરે છે. તે પોતે કર્મ કરતો નથી પણ તે કર્મ કરવાનું માથે લે છે. પોતાના માનસિક વિચારો અથવા લાગણીઓ કે ઇચ્છાઓને સંતોષવાને માટે તે કર્મમાં પ્રવૃત્ત થતો નથી. પરંતુ પ્રભુની દિવ્ય શકિતના કાર્યમાં ભાગ લેવાની ખાતર દિવ્ય જ્ઞાન અને દિવ્ય પ્રેમથી પ્રેરાઇને જ તે કર્મ કરે છે.

# પ્રકરણ ૧૩ મું. અભ્યાસઃ—

જીવન એજ એક વેદી છે અને આપણાં સ્થૂલ અને સૂક્ષ્મ કર્મો પ્રભુની શક્તિ પોતે આપણા યજ્ઞની અધિષ્ઠાત્રી છે એમ સમજીને, આપણે તેને અપર્ણ કરવાં જોઇએ.

દરેક કર્મ કરતાં પહેલાં તે પ્રભુને અર્પણ કરવાનો સંકલ્પ કરવાનો અભ્યાસ પાડો. એ કાર્ય અઘરૂં તો પડશે, પણ ઇચ્છા, કામના વિગેરે આપણામાં હાજર રહે છે કે નહિ તે સાથે સાથે જોતા રહો. દરેક કાર્યમાં આપણને ફળની ઇચ્છા હોય છે, કોઇક પ્રકારનો સ્વાર્થ પણ હોય છે. તેને છોડી વારેવારે " પ્રભુ! તારી પોતાની કામના હોય તે તું સિદ્ધ કર." એમ કહેવું આપણે પ્રભુને મેળવી, તેનો ઉપયોગ કરવાનો નથી પરંતુ આપણું જીવન પ્રભુને ઉપયોગી થાય તેવું બનાવવા પ્રયત્ન કરવાનો છે! એટલે ઘણી વખત પોતાની જાતને બચાવવા માટે આપણે જે કાળજી રાખીએ છીએ, તે બહુ તમોગુણી હોય છે. પ્રભુના કાર્યમાં શરીર પડી જાય તોપણ પાછા ન પડવું, એ ખરા યજ્ઞની નિશાની છે. જાતને બચાવીને આપણે પ્રભુને યજ્ઞ અર્પણ કરી શકવાના નથી. દીવાનું તેલ બળે તોજ તે પ્રકાશ આપી શકે! જાતને-શરીરને, મહેનતમાંથી, વ્યવહારમાંથી, મુશ્કેલીઓમાંથી બચાવીને કદી પણ પ્રભુને સમર્પણ કરી શકાયજ નહિ.

વળી, એ કર્મો અહંતાપ્રધાન છે કે નહિ તે પણ જાણવાનો સરળ, માર્ગ છે. કર્મમાં ગમે તેટલા પરોવાઇએ, ગમે તેટલો સમર્થ પ્રયત્ન કરીએ અથવા તો ગમે તેવું મહાન કાર્ય હાથમાં લઇએ, પરંતુ તેનાં પરિણામ પ્રત્યે જ્યારે તદ્દન સમતા અંતઃકરણમાં જળવાય ત્યારેજ આપણે પ્રભુને કર્મ સમર્પણ કર્યાં કહેવાય. એ સમતા માણસો પ્રત્યે પણ જન્મવી જોઇએ. સર્વ પરિણામો, બનાવો અને પ્રાણીઓ પ્રત્યે પણ એ સમતા આવવી જોઈએ. અણધારેલો બનાવ-અકસ્માત બને તોપણ આપણા

મનની શાંતિનો ભંગ તો નજ થવો જોઇએ. સ્તુતિ નિંદા, જય પરાજય, હર્ષ શોક, સુખદુઃખ વિગેરેમાં મન જરા પણ ચળે નહિ ત્યારે સમર્પણનો ભાવ જામવા માંડયો છે, એમ ગણી શકાય. એ પ્રમાણે ક્યારે થાય ? જ્યારે આપણામાંથી બધી અંગત ઇચ્છાઓ, કામનાઓ વિગેરેનો સંપૂર્ણ નાશ થયો હોય ત્યારે. માટે બધી ઇચ્છાઓનો અંતરમાંને અંતરમાં ત્યાગ કરવો તથા છેવટ, **"હું કર્મનો કર્તા છું" એવી કર્તા બુધ્ધિનો પણ ત્યાગ કરી દેવો એનુંજ નામ ખરેખરો સન્યાસ.**

જ્યાં સુધી આપણામાં કર્તાબુદ્ધિ રહે છે, ત્યાં સુધી ઇચ્છાઓનો ત્યાગ તથા સમતાની સ્થાપના પૂરી થતીજ નથી.

એ પ્રમાણે "હું કર્તા નથી" ત્યારે કોણ કર્તા છે ? એ પ્રશ્નનો પાછો ઉભો થાય છે. કર્મો તો પ્રકૃતિ પોતે કરે છે. આપણે તો તેને જોનારા સાક્ષી છીએ. સત્વ, રજ, તમોગુણના કાર્યોને આપણે સાક્ષીરૂપે બરાબર જોઇ શકીએ છીએ. તથા આપણી અનુમતિ પણ આપીએ છીએ. અનુમતિ છતાં પ્રકૃતિનાં કાર્યો થાય તોપણ તે આપણાં નથી, પ્રકૃતિનાંજ છે એવો અનુભવ થાય છે.

કર્મનો ખરેખરો કર્તા, પ્રકૃતિનો પ્રેરક પ્રભુ પોતે છે એ સાક્ષાત્કાર કર્મયોગનું છેલ્લું પગથીયું છે.



# પ્રકરણ ૧૪ મું. પૃથક્કરણ.

( પ્રકૃતિના ત્રણ ગુણો )

સાધકે પ્રકૃતિના બંધનોથી પર થવુંજ જોઇએ. તેણે કેવળ પરમાત્માને આધીન રહીને પોતાના કરણો ઉપર તો સંપૂર્ણ કાબુ મેળવવો જોઇએ. એ વિભાગો જ્ઞાનયોગમાં ઘણા પ્રધાન મનાય છે પરંતુ કર્મયોગમાં પણ તેઓ ઘણા ઉપયોગી થઇ પડે છે.

પ્રકૃતિના ત્રણ ગુણો છે. ૧. સત્વ, ૨. રજસ્, ૩. તમસ્.

વળી તેઓ બે પ્રકારનાં હોય છે. ૧. સ્થૂલ. ૨. આંતર, સૂક્ષ્મ.

જગતના સર્વ પદાર્થો, પરિસ્થિતિ, શક્તિઓ અને જુદાં જુદાં કારણોને લીધેજ સમતા જળવી રહ્યાં છે. ગુણોનાં કાર્ય પ્રતિકાર્યને લીધે, પદાર્થોની ધારણ ટકી રહી છે.

| | | |
|---|---|---|
| પદાર્થ ઉપર જ્યારે આજુબાજુથી કાર્ય થાય ત્યારે, | | ૧. તે જરાપણ પ્રતિકાય ન કરે અર્થાત્ અજ્ઞાન જડતા અને અશક્તિ–તમોગુણ દર્શાવે.<br>૨. તે વિરોધ કરે, અર્થાત્ કર્મ ઇચ્છા, અહંતા–રજોગુણ બતાવે.<br>૩. તે કાર્યને પોતાનામાં ઘટાવી લે અર્થાત્ જ્ઞાન, પ્રેમ, આનંદ વિગેરેનો–સત્વગુણનો આવિભાવ કરે. |
| વળી સ્થૂલ જગતમાં પણ | ૧. તમોગુણને લીધે જડતા અને વિનાશ થાય છે.<br>૨. રજોગુણને લીધે આકર્ષણ, પ્રત્યાકર્ષણ, શક્તિ વિગેરેનો આવિર્ભાવ થાય છે.<br>૩. સત્વગુણને લીધે, સમતા, સંગ્રહ, સ્થિતિ તથા રક્ષણની વૃત્તિ ઉપજે છે. | |

જીવન ત્રણે ગુણોનો ખીચડો છે.

ખરૂં જોતાં માણુસ પોતે કર્મોનો કર્તા નથી. પરંતુ પ્રકૃતિ પોતેજ કર્તા છે. અને આત્મા સર્વ કર્મોનો સાક્ષી તથા અનુમન્તા છે. એટલે તે અમુક ગુણના કાર્યને બંધ પાડી શકે છે.

પરંતુ, કેવળ એકજ ગુણનો ઉદય કદી પણ થઇ શકતો નથી.

એટલે સાધકે પ્રકૃતિનો એક ગુણ સ્વીકારવાને બદલે એ ત્રણેથી જુદા થવાનેજ પ્રયત્ન કરવો એ વધારે સારૂં છે:

| | |
|---|---|
| ૧. સર્વ કર્મો પ્રકૃતિનાં છે.<br>૨. અહંતા પણ પ્રકૃતિનુંજ કાર્ય છે | એ વિચારોને બરાબર અનુભવો. |

| | |
|---|---|
| મહાત્મા, તત્વવેત્તા, પરોપકારી માણસ વિગેરેની સાત્વિક અહંતા,<br>"હું કર્તા છું," એવા ભાવવાળી રાજસિક અહંતા અને અજ્ઞાન,<br>નિષ્ક્રિય, જડતાવાળા આત્માની તામસિક અહંતા | એ ત્રણનો આપણે ત્યાગ કરવો જોઇએ. |

એ પ્રમાણે થયા પછી આપણે અહંતાથી પર રહેલી શક્તિનો આશ્રય લેતાં શીખીએ છીએ. પ્રકૃતિના સર્વે કાર્યોને આપણામાં આપોઆપ થવા દેવાં અને સાક્ષીરૂપ થઇને આપણે જોયા કરવાનો અભ્યાસ પાડવો. ધીમેધીમે તેમને ઉપરથીજ દબાણ થતું લાગે છે. અને ગુણોનું રૂપાંતર થઇ જાય છે.

છેવટ ૧. શરીર તમોગુણી છે–તેને બદલે તે શાંત આધારરૂપ, આત્માનો પડછાયો થઇ રહે છે.

૨. પ્રાણ, રજોગુણી છે તે અકુંઠિત શકિત ધારણ કરવાને માટે લાયક થઇ જાય છે.

૩. મન સત્વગુણનો આવિર્ભાવ છે. તેને બદલે રૂપાંતર થયા પછી મનથીપર આવી રહેલી દિવ્ય ભૂમિકાનું તેજ મનમાં સ્ફુરે છે.

એ રૂપાંતર થતાં પહેલાં સર્વ પ્રકારના અહંકારોનો સંપૂર્ણ વિનાશ થવાની ખાસ જરૂર છે.



# પ્રકરણ ૧૪ મું.

## પ્રકૃતિના ત્રણ ગુણો

પ્રકૃતિથી પર થવાની જરૂર.

જો માણસનો આત્મા કર્મ કરવાનું ચાલ્યુ રાખ્યા છતાં સ્વતંત્ર થવા માગે તો તેણે પ્રકૃતિના ત્રણ ગુણોથી પર થવાની ખાસ જરૂર છે. પ્રકૃતિનાં કાર્યોને રીતસર યાને બુદ્ધિપૂર્વક અને સમજીને વશ થવું એ કાંઇ આત્માનો અંતિમ આદર્શ નથી. તેમજ પ્રકૃતિએ આપણને જે કરણો ઇન્દ્રિયો વિગેરે આપ્યાં છે તેમને બરાબર ક્રિયામાં રાખી તથા સાત્વિક ભાવનાઓને અંતઃકરણમાં સ્થાપન કરી તેમને વશ જીવન ગાળવું એ પણ કાંઇ અંતિમ આદર્શ નથી. આત્મા પરમાત્માને વશ ભલે રહે; પણ પોતાની પ્રકૃતિનો તો તે ભર્તા, ભોક્તા અને સ્વામી હોવો જ જોઇએ. માણસને પોતાને જે શકિતનો ભંડોળ, તથા તેની પોતાની આજુબાજુની પરિસ્થિતિ પ્રકૃતિએ આપ્યાં છે, તેનો શો ઉપયોગ કરવો એનો નિર્ણય માણસના આત્માએ પ્રભુની શકિતને વશ રહીને પોતાની મેળેજ કરવાનો છે. પરંતુ પ્રકૃતિને વશ કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે તેનાથી પર થઇ જવું. તેના ગુણોથી પર થયા એટલે પ્રકૃતિ આત્માને વશ થાય છે, નહિ તો આપણા ઉપર પ્રકૃતિ ચઢી બેસે છે અને આપણે તેના બંધનમાંથી છૂટી શકતાજ નથી.

સત્વ, રજસ, તમસ.

પ્રકૃતિના ત્રણ ગુણોનો વિચારતો આપણા દેશના પ્રાચીન ઋષિમુનિઓના વખતથી ચાલ્યો આવે છે, અને તેમાં મહાન સત્ય સમાયલું લાગે છે. અનુભવ અને આત્મનિરીક્ષણ વિના એ ગુણોનો ભેદ બરાબર સમજવો મુશ્કેલ છે, તો પણ અહિં આપણે તેના કેટલાક વિશાળ અને મુખ્ય મુખ્ય ભેદો તપાસીશું. તેની મદદથી કર્મયોગનો અભ્યાસ કરનાર

સાધક પોતાની પ્રકૃતિના કાર્યોને સમજી શકશે અને તેના મિશ્ર કાર્યોનું પૃથક્કરણ કરીને જુદાં પાડી શકશે. આર્યાવર્તનાં શાસ્ત્રોમાં તેમને સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એવાં ત્રણનામો આપવામાં આવ્યાં છે. સત્વગુણ એટલે કલ્યાણ અને જ્ઞાન યુક્ત ગુણ; રજોગુણ એટલે જે ગુણને લીધે માણસમાં આવેશ અને કામનાઓ ઉત્પન્ન થાય છે. તે તમોગુણ એટલે અજ્ઞાન, જડતા, અને આળસ વિગેરે ઉત્પન્ન કરનાર ગુણ. આ ત્રણ ગુણો સામાન્ય રીતે તો માનસિક કાર્યોને માટે વાપરવામાં આવે છે, તોપણ સ્થૂલ સૃષ્ટિમાં પણ એજ ગુણો કર્મ કરા રહેલા જણાશે. આખું વિશ્વ તેમની ક્રિયાનુંજ પરિણામ છે, એમ માનવામાં આવે છે.

ગુણોનું સર્વવ્યાપીત્વ.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચેતન સૃષ્ટિમાં એકએક સ્વરૂપને તપાસીશું તો જણાશે કે, દરેક વસ્તુ એ પરિસ્થિતિનાં બળો વચ્ચે સમતોલપણું જાળવી રાખનાર પ્રકૃતિનાં બળોની ગાંસડી સમાન છે. આપણું પોતાનું અસ્તિત્વ (આપણી પ્રકૃતિ, આત્મા નહિ હોં)–પણ એવોજ પ્રકૃતિની શક્તિઓનો સમૂહ છે. પ્રત્યેક પદાર્થ ઉપર તેની આજુબાજુની પરિસ્થિતિ અનિવાર્ય રીતે કાર્ય કરે છે. તે પરિસ્થિતિ પ્રત્યે પદાર્થ અગર વસ્તુ, ત્રણ પ્રકારનું પ્રતિકાર્ય કરી શકે છે. આજુબાજુની પરિસ્થિતિના કાર્ય સામે થયા વિના પદાર્થ પોતે જડતા ધારણ કરી બળોને વશ થાય છે, અને એ તમોગુણનું પરિણામ છે. જો એ વૃતિ એકલીજ કાર્ય કરે તો ક્રમે ક્રમે તે પદાર્થ કાંઇ પણ નવી ઉત્પત્તિ કે નવીન વસ્તુ નિર્માણ કર્યા શિવાય નાશ પામે છે. એ ગુણના મૂળમાં "અજ્ઞાન" પરિમિતતા, દોષ અને અશક્તિ રહેલાં છે.

ગુણોનાં કાર્ય.

પરંતુ બીજી શકયતા એ છે કે પદાર્થ અથવા વિષય આજુબાજુની પરિસ્થિતિ પ્રત્યે પોતે પ્રતિકાર્ય કરે, તેને કચડી નાંખનાર બળોનો વિરોધ કરે, અથવાતો આજુબાજુના સંજોગો ઉપર વિજય મેળવી પોતાનું સ્વામીત્વ સિદ્ધ કરે. આ કાર્યનું મૂળ રજોગુણ છે, તેમાં કર્મ

અને આવેશનો સમાવેશ થાય છે. તેનું પરિણામ સંઘટ્ટ, કલહ, અને વિકાર રૂપમાં આવે છે, અથવાતો નવીન ઉત્પત્તિના રૂપમાં, વિજય પરાજય કે આનંદ અથવા શોકના રૂપમાં આવે છે. રજોગુણમાં અપૂર્ણ જ્ઞાન પ્રાધાન્ય ભોગવે છે, અને તેને લીધે પ્રયત્ન, ભૂલો, કામનાઓ, ઇચ્છાઓ અને શોક ઉત્પન્ન થાય છે. પરંતુ રજોગુણ શિવાય પણ બાહ્ય સંસ્પર્શોને ઝીલવાનો એક માર્ગ છે. તેને સત્વગુણ કહે છે. જ્યારે વિષયમાં, વસ્તુમાં અથવા માણસમાં સત્વગુણ પ્રધાન હોય છે ત્યારે, તે બાહ્યસ્પર્શોને સમતાથી ઝીલે છે, જ્ઞાનપૂર્વક સ્વીકારે છે અને પોતાનામાં પચાવે છે. તે પ્રતિકાર્ય પણ કરે છે, છતાં પોતે, બાહ્ય સંસર્ગોની અસરની નીચે ચગદાઇ જતો નથી. આવા સત્વગુણને પરિણામે જ્ઞાન અને સમતા સ્થાપન થાય છે. તે જ્ઞાન કેવળ સ્વચ્છ અને શુદ્ધ હોય છે. વળી એ સત્વગુણને પરિણામે સ્વભાવમાં સહાનુભૂતિ અને પ્રેમ પણ પ્રગટે છે. જડ સૃષ્ટિમાં આ ત્રણે ગુણો જડ ક્રિયા માત્ર કરે છે. તેમાં આગળ જણાવેલી માનસિક કિંવા આધ્યાત્મિક શક્તિઓનો આવિર્ભાવ થતો નથી. તમોગુણને લીધે જડતા અને પરિણામે વિનાશ ઉદ્ભવે છે; રજોગુણને લીધે શક્તિનો આવિર્ભાવ થાય છે, આકર્ષણ તથા પ્રત્યાકર્ષણના બનાવો બને છે; અને સત્વગુણને લીધે ઉત્પતિ, સમતા, એકતા, તથા જગતની સ્થિતિ જળવાઇ રહે છે. પરંતુ સાથે સાથે એ ત્રણે ગુણોનાં માનસિક કાર્યોનો આવિર્ભાવ પણ માણસમાં થાય છે.

ઉપર જે ગુણો જણાવ્યા તેમાંની કેવળ એકજ ગુણની બનેલી હોય એવી તો આખી સૃષ્ટિમાં એક પણ વસ્તુ નહિ જડે. એ ત્રણે ગુણો દરેક વસ્તુમાં અને પ્રાણીમાં જૂદા જૂદા વિકારી પ્રમાણોમાં હાજર હોય છે, અને તેઓ પરસ્પર યુદ્ધની દશામાં જણાય છે. દરેક ગુણ બીજા બધાને હરાવી પોતે સર્વોપરી થઇ બેસવાને પ્રયત્ન કરે છે. આપણામાંથી એકેએક માણસને સત્વગુણવાળી સ્થિતિનો અનુભવ થયલોજ હશે ! જ્ઞાનપૂર્ણ, સુખી તથા સમતા અને સહાનુભૂતિવાળી વૃત્તિ આપણી આજુબાજુના સંજોગો પ્રત્યે અનુભવીએ છીએ, ત્યારે આપણામાં સત્વગુણ પ્રધાન હોય છે. આપણને દરેકને રજોગુણનો પણ અનુભવ થશે

હશે. જ્યારે આપણામાં કામના, આવેશ, કલહ, હર્ષ, શોક, વ્યાકુળતા, ઉત્કટ પ્રયત્ન અને પ્રતિકાર્યની વૃતિ આજુબાજુના સંજોગો પ્રત્યે ઉપ્તન્ન થાય છે, ત્યારે, આપણામાં રજોગુણપ્રધાન હોય છે. તેમજ નિરાશા, અજ્ઞાન, અશક્તિ અને આજુબાજુના સંજોગોને વશ થવાની વૃતિ એ તમોગુણપ્રધાન પ્રકૃતિની નિશાની છે. વળી આપણામાંથી દરેક માણસ, અમૂક દિશામાં સાત્વિક, કેટલીક ક્રિયાઓમાં રાજસિક અને કામનાં કેટલાક કરણોમાં તામસિક હોય છે. એટલે સામાન્ય રીતે સ્વભાવમાં જે ગુણ આગળ પડતો હોય તે ઉપરથી આપણે માણસને સાત્વિક રાજસીક અથવા તામસિક એવાં વિશેષણો આપીએ છીએ, પરંતુ એ ત્રણ ગુણ ઓછા વધતા તો બધામાંજ હોય છે.

એકવાર માણસ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના અંતઃકરણની પ્રવૃતિનું પૃથક્કરણ કરવા માંડે છે એટલે તેને માલૂમ પડી આવે છે કે અત્યાર સુધી " હું કર્તા છું " એમ માનવામાં તેની ભારે ભૂલ થતી હતી. બધાં કર્મો તો તેની પ્રકૃતિજ કરતી હતી અને પોતોના ત્રણે ગુણોનું કાર્ય પ્રતિકાર્ય કરી તે આપણામાં સર્વ કાર્યોની દિશા પ્રેરતી હતી. અહંતા તો માત્ર તેની ગુલામ હતી ! માણસમાંજ નીતિના અને બુદ્ધિના ગુણો જણાય છે, તેનામાં ક્રોધ અને ક્ષમાનો આવિર્ભાવ થાય છે; ક્રુરતા અને ધ્યાય, પ્રેમ અને દ્વેષ, પાપ અને પુણ્ય, જ્ઞાન અને અજ્ઞાન, વિગેરે જે કાંઇ દેખાય છે, તે બધું પ્રકૃતિના ગુણોનીજ રમત છે ! આપણો આત્મા તેનાથી આકર્ષાય છે, તેનાથી પરાજય પામે છે, તેને વશ થાય છે અને પોતાની અનુમતિ તેને આપે છે ! છતાં એનો અર્થ એવો નથી કે પ્રકૃતિ ધારે તેને પુરૂષે પોતાની સંમતિ યા અનુમતિ આપવીજ જોઇએ. પુરૂષ ધારે તો પોતે પ્રકૃતિના અમૂક ગુણનેજ સંમતિ આપી શકે, અને તેનુંજ કાર્ય પોતાનામાં થવા દે. પરંતુ એકે એક કાર્યમાં એ પ્રમાણે કરવાનું હોતું નથી. પુરૂષનો તો ફક્ત તે ગુણના ઉપર પોતાનો પક્ષપાત મૂકવાનો છે. પછી દરેક કાર્ય તો પ્રકૃતિ પોતેજ કરી લે છે. ત્યારે અહિં આપણને એમ લાગે છે કે પુરૂષે હમેશાં સત્વગુણના ઉપરજ ભાર મૂકવો, એ સારામાં સારો ઉપાય છે.

પરંતુ એ પ્રમાણે પરિણામ લાવવામાં એક મુશ્કેલી છે, અને તે એ કે પ્રકૃતિના ત્રણ ગુણો પૈકી કેવળ એક ગુણ કદી પણ બીજા બે ગુણો સામે ફતેહમંદ થતો નથી. રજોગુણને લીધે, આપણામાં, દુઃખ ક્ષોભ, કામના, આવેશ વિગેરે ઉત્પન્ન થાય છે.

એકજ ગુણ પ્રધાન થઇ ન શકે.

એટલા માટે આપણે રજોગુણનું શમન કરીએ અથવાતો તેનો લય કરીએ તો તે જતો રહે છે ખરો; પરંતુ તેને બદલે તમોગુણ ઉત્પન્ન થાય છે! કારણ કે ક્રિયાનું મૂળ રજોગુણ જતો રહ્યો એટલે તેને ઠેકાણે જડતા આવે છે અને જડતા એજ તમોગુણ. આત્મામાં શાંતિ, સુખ, જ્ઞાન, પ્રેમ વિગેરે ગુણોના આવિર્ભાવ થવો જોઇએ, પરંતુ એ શાંતિ જડતાની શાંતિ કે કર્મના અભાવ ઉપર આધાર રાખનાર નિષ્ક્રિય શાંતિ હોવી જોઇએ નહિ. એવો માણસ સત્વતામસિક થઇ જાય છે. તે માણસમાં માનસિક અને નૈતિક અપૂર્ણતાઓ ગેર હાજર હોય છે પણ સાથે પ્રચંડ કર્મની ક્રિયા શકિત પણ ગેરહાજર હોય છે! તમોગુણનું કાર્ય બેવડું છે. પ્રથમ તો રજોગુણ સામે તમોગુણ જડતાથી વિરોધ કરે છે, અને બીજું તે સત્વ સામે, થવાને અજ્ઞાન, અને પરિમિતતાનો ઉપયોગ કરે છે. બેમાંથી એકની જગો ખાલી પડે છે કે તુર્તજ તમોગુણ જઇને પોતાનો વાસ પૂરે છે.

તમોગુણનું બેવડું કાર્ય

હવે ઉપર જે સ્થિતિ જણાવી તેમાં સુધારો કરવાને જો આપણે રજોગુણની સહાય લઇએ અને રજોગુણને સત્વ જોડે ભેગો કરવાને પ્રયત્ન કરીએ તો સત્વરજોગુણ પ્રકૃતિ સ્થાપન થઇ તમોગુણ દૂર થાય છે. પરંતુ રજોગુણ સ્થાપન થઇને કામના, રાગદ્વેષ, અહંકાર વિગેરે ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે ત્રણે ગુણમાંથી ગમે તેનું પ્રાધાન્ય સ્થાપન કરવામાં આવે તો પણ તેમાં જે પૂર્ણતા આપણે પ્રાપ્ત કરવા માગીએ છીએ તે મળવી અશક્ય છે. જ્યાં સુધી કામના અને અહંકાર હોય છે, ત્યાંસુધી એ ત્રણ ગુણ પણ રહે છે. વળી સત્વગુણને પ્રાધાન્ય આપીને ત્રણે ગુણો વચ્ચે આપણે મેળ બેસાડીએ તો પણ આપણે પ્રકૃતિનાજ કાર્યમાં ગુંથાયલા રહીએ છીએ. એ પ્રમાણે કરવાથી આપણે

નવું સમતોલપણું પ્રકૃતિમાં સ્થાપન કરી શકીએ છીએ, ખરા પરંતુ એથી આપણે સ્વતંત્રતા અને સામ્રાજ્ય મેળવ્યું નજ ગણાય.

ગુણોથી પર થવાની જરૂર.

એટલે પ્રકૃતિના ત્રણે ગુણોના ઉપર વિજય મેળવવાને માટે આપણે તદ્દન જુદોજ માર્ગ લેવાની જરૂર છે. તે માર્ગ એ કે આપણે પ્રકૃતિના ત્રણે ગુણોનાં કાર્યને સ્વીકારવાનો સાફ ના પાડવી જોઇએ. એ સ્વીકાર કરવાથીજ આપણો આત્મા બંધનમાં પડે છે, અને પ્રકૃતિના નિયમોને વશ થાય છે. સત્વ, રજ અને તમ ત્રણેથી પર થવાની જરૂર છે. * તોજ સ્વતંત્રતા મળે! ગીતા આ પ્રમાણે સાધનાનો નવો માર્ગ બતાવે છે. માણસે પોતાના અંતઃકરણમાં જે ક્રિયાઓ થાય છે તેમનાથી તટસ્થ રહીને સાક્ષીરૂપ બની તેમને નિર્લિપ્તપણે નિહાળવાનો અભ્યાસ પાડવો જોઇએ. પ્રકૃતિના સર્વ બળો પુરૂષ જુએ છે છતાં તેમાં તે ભાગ લેતો નથી, તેમ પોતે તેમાં લેપાતોયે નથી. પ્રકૃતિના મહાસાગરની અંદર ઉંચે નીચે ઉછળતાં મોજાઓ નિહાળીને તેમનો અભ્યાસ પુરૂષ ભલે કરે પરંતુ તેમને સ્વીકારવાનું કામ અથવાતો તેમનામાં ભાગ લેવાનું કામ તો તે નજ કરે.

પર થવાથી લાભ.

આ પદ્ધતિનો મોટામાં મોટો ફાયદો એ છે કે એનો અભ્યાસ કરવાથી માણસ પોતાની જાતને બરાબર ઓળખતાં શીખે છે. પોતાની અંદર અહંતા હોય છે તેનાથી છેતરાયા વિના પ્રકૃતિની સર્વ ક્રિયાઓ તે બરાબર નિહાળી શકે છે. પ્રકૃતિના એકેએક કાર્યનું તે સૂક્ષ્મ અવલોકન કરી શકે છે, અને તેની બધી છેતરપંડી, તાલ, અને વેશને તે સમજી શકે છે. એ પ્રમાણે સર્વ કર્મો પ્રકૃતિનુંજ પરિણામ છે એવી સાધકની ખાત્રી થાય છે, એટલે તે તેના ગુણોમાં પોતે ભાગ લેતો બંધ પડે છે, વળી આ પદ્ધતિનો બીજો લાભ એ છે કે 'અહંતા' પ્રકૃતિના

---

* સાંકળ લોઢાની હોય, સોનાની હોય કે મિશ્ર ધાતુની હોય, પણ તેને તો તોડયે જ પાર!

ગુણોનુંજ પરિણામ છે, તે તેમનીજ એક ગાંઠ છે, એવી આપણી ખાત્રી થવાને લીધે તેની જાળમાંથી પણ આપણે છૂટી જઇએ છીએ. અર્થાત્ કે મહાત્મા, તત્વવેત્તા અને પરોપકારી માણસની સાત્વિક અહંતામાંથી, આત્મસંતોષી, કામનાપ્રધાન અને આવેશવાળા, સ્વાર્થી માણસની રાજસીક અહંતામાંથી, તેમજ નિર્માલ્ય અને અજ્ઞાન માણસની તામસિક અહંતામાંથી આપણે છૂટી જઇએ. વળી આ પદ્ધતિનો ત્રીજો લાભ એ છે કે સર્વ કર્મોમાં અહંતાનું પ્રાધાન્ય નિહાળીને આપણે અહંતાદ્વારા, આત્મ સંશોધન, આત્મશુદ્ધિ, કે મુક્તિ સુદ્ધાં મેળવવાનો વિચાર મૂકી દઇએ છીએ. તેમજ આપણા કરણો અને અહંતાથી પણ પર એવો જે શુદ્ધ, મુકત અને સમ્રાટ્ પ્રભુ તેના પ્રત્યેજ આપણે દષ્ટિ નાખતાં શીખીએ છીએ.

પુરૂષ સાક્ષી.

પ્રકૃતિના ગુણોમાંથી જે નિર્લિપ્ત દશા ઉપર વર્ણવવામાં આવી છે, તેમાં સાધકની પ્રગતિ અનુક્રમે થાય છે પ્રથમતો આપણે પ્રકૃતિના ત્રણ ગુણોથી પર થઇએ છીએ. પુરૂપ અપરા કિંવા અહંતાપ્રધાન પ્રકૃતિથી છૂટો પડીને પોતે જુદો છે એવું અનુભવે છે. પ્રકૃતિ તો પોતાનું કાર્ય ચાલુજ રાખે છે. આપણા હૃદયમાં કામનાઓ, શોક, હર્ષ વિગેરે પહેલાંની પેઠેજ ઉત્પન્ન થયાં કરે છે, તેમ અજ્ઞાન, અંધકાર, નિરાશા પણ આવે છે, અને જ્ઞાન, શાંતિ વિગેરે પણ દેખા દે છે. પરંતુ આત્મા નિર્લિપ્ત દશામાં તે સર્વેથી પરજ રહે છે. એના ઉપર એ વિકારોની જરા પણ અસર થતી નથી. અંતઃકરણમાં જે શોક અને કામનાઓનું પૂર આવે છે, તેને આત્મા શાંતિથી નિહાળે છે તથા અહંતાને જે હર્ષ અને શોક થાય છે તે જોઇને તે હસે છે. હૃદયમાં અજ્ઞાન, અને નિરાશા ઉપજે છે, તેનાથી તે વિહ્વલ પણ બની જતો નથી. તેમ સત્વગુણના જ્ઞાન, શાંતિ અને સમતા પ્રત્યે પણ તે આસકત થતો નથી. એ સઘળા કાર્યોથી તે પોતે નિર્લેપ રહી પોતાનાથી પર એવી કોઇ શકિતની આજ્ઞા અને ઇચ્છાની તે વાટ જુવે છે. આ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં છેવટે આત્મા પ્રકૃતિના ત્રણે ગુણોની ખેંચતાણમાંથી છૂટી જાય છે, અને ધીમે

ધીમે પોતાનાથી પર એવી કોઇક શક્તિનું દબાણ થતું હોય એમ તેને જણાય છે. પ્રકૃતિની જુની ટેવો ને અનુમતિ નહિ મળવાથી, ધીમે ધીમે તેઓ ઘસાઇ જાય છે અને તેમની પુનરાવૃત્તિ પણ ઘટી જાય છે. તાત્પર્ય કે પ્રકૃતિને પોતાની ઉપર કોઇનું દબાણ થતું લાગે છે, અને પરિણામે તે ધીમે ધીમે દિવ્ય પ્રકૃતિમાં પરિવર્તન પામવાને લાયક બને છે.

આપણું શરીર તમોગુણ પ્રધાન છે. પ્રાણશક્તિ અને નાડીઓ રાજસિક છે, અને મન એ સત્વગુણનો આવિર્ભાવ છે. એ ત્રણેનું અનિયમિત અવ્યવસ્થિત અને અન્યોન્ય કાર્ય એ માણસની સામાન્ય સ્થિતિ છે; પણ આપણી સામાન્ય સ્થિતિથી પર રહેલી પ્રકૃતિનું એવું કાર્ય પણ શક્ય છે જ્યાં પુરૂષ અને પ્રકૃતિનો ખરેખરો સંબંધ વ્યક્ત થાય છે. હમણાં તે કાર્ય આપણી પ્રકૃતિથી પર ભલે હોય, એ સ્થિતિમાં આપણું શરીર તેનું કેવળ નિષ્ક્રય ક્ષેત્ર અને હથિયાર માત્ર ભલે થઇ રહે, પરંતુ શક્તિના એકે એક આવિર્ભાવ અને વિવિધ અનુભવ માટેતો તેણે હંમેશાં તૈયાર રહેવુંજ જોઇએ. પ્રાણશક્તિ અને લાગણીઓએ અવ્યાહત, કાર્ય અને ભોગ શક્તિવાળા થવું જોઇએ, અર્થાત્ પ્રત્યેક અનુભવ અને સંબંધનો સંપૂર્ણ આનંદ ભોગવવાની શક્તિ પ્રાણમાં અને નાડીઓમાં આવવી જોઇએ. તેમાં કામનાઓનો ત્રાસ ન જોઇએ, તેમ આળસ અને તમોગુણ પણ ન આવવો જોઇએ. મન જ્ઞાન રૂપી તેજથી પૂર્ણ હોવું જોઇએ તથા તેમાં શાંતિ અને જ્ઞાન સ્થાપન થવાં જોઇએ, છતાં એ શાંતિ અને જ્ઞાનનો આધાર કેવળ માનસિક બુદ્ધિના ઉપરજ નિર્ભય ન રહેવો જોઇએ, તેમજ ઉત્પાદક શક્તિની મહેનતથી ડરીને નાસી જવાની આરામની વૃતિ પણ તેમાં આવવી જોઇએ નહિ. એ ત્રણે શક્તિઓએ દિવ્ય શક્તિના આધારરૂપ, અને તેમાં સમતોલ કરણરૂપ બની જવું જોઇએ. એ દિવ્ય શક્તિ આપણા મનુષ્યત્વથી પર છે અને પોતાની દિવ્ય સ્થિતિમાંથી તે આપણા મનુષ્યત્વ ઉપર હુકમત ચલાવે છે.

ગુણોનું રૂપાન્તર.

આવી સ્થિતિનેજ આપણે ખરેખરી સમતા અને ત્રણે ગુણોના ઐક્યના સમન્વયનું નામ આપી શકીએ. એવો પૂર્ણ સ્વભાવમાં દૈવી પ્રકૃતિમાં જડતા અથવા અજ્ઞાન હોતું નથી. દૈવી પ્રકૃતિમાં તમોગુણને

બદલે દિવ્ય સમતા, આરામ અને શાંતિ સ્થાપન થયેલાં હોઇ તેમાંથી જ્ઞાન અને કર્મની લીલા વિસ્તાર પામે છે. દિવ્ય પ્રકૃતિમાં કામના, પ્રયત્ન, અથવા કર્મ કરવાને આતુર એવી ઇચ્છા હોતી નથી તેમ ઉત્પત્તિ અને પ્રાપ્તિ ને માટે પણ વાસના રહેતી નથી. રજોગુણને બદલે આત્મ-સ્થિતિમાં સ્થિર રહીને, બળનો ઉપયોગ કરવાની શકિત પ્રગટે છે. બળનો પ્રચંડમાં પ્રચંડ વેગ પણ તે સમતાની સ્થિતિનો ભંગ કરવા પામતો નથી, પણ આત્માની શાંતિને એથી ઉની આંચ પણ આવતી નથી. સત્વગુણને બદલે દિવ્ય સ્વભાવમાં વિશાળ જ્ઞાન અને ગંભીર આનંદ પ્રગટે છે એ જ્ઞાન પ્રભુના અનંત અસ્તિત્વના જેટલુંજ ગહન હોય છે અને તે જ્ઞાનના પાયા ઉપર ઉંડામાં ઉંડી શાંતિ અને પ્રચંડ કર્મની પ્રેરણા પણ થઇ શકે છે. *પ્રભુની દિવ્ય પ્રકૃતિને પ્રતિબિંબિત કરનાર દર્પણ રૂપ તે થઇ રહે છે, અને પ્રભુનાં જ્ઞાન, શકિત અને આનંદના સંચા રૂપે, દર્પણ રૂપે અથવા પ્રભુને કર્મ કરવાના એક કેન્દ્ર રૂપે ભાગ લે છે. **વ્યકિત કર્મ કરવા છતાં નિષ્કર્મ રહે છે અને કર્મના પ્રતિકાર્યથી મુકત થાય છે.** કર્મમાર્ગની એ ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા હોઇ તેની પ્રાપ્તિ માટે ત્રણે ગુણોથી પર થવું એ ઘણું અગત્યનું છે. કારણ કે તે વિના એ સ્થિતિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. ગુણાતીત થયાથી એ કાર્યને ઘણીજ સહાય મળે છે.

---

* ઉપર જે સર્વોત્તમ સમતા જણાવી છે તે અહંતાની ઇચ્છાઓ અને તેના કર્મનો લય કર્યા પછીજ પ્રાપ્ત કરી શકાય છે. વ્યકિતની અહંતા પ્રયત્ન કરવાં મૂકી દે છે, કર્મો પસંદ કરવાનું છોડી દે છે, અને માર્ગો નક્કી કરવાનું કે નવા કર્મો ઉત્પન્ન કરવાનું પણ પોતાને માથે રાખતી નથી. તેને બદલે પ્રકૃતિનો તેમજ આપણા કર્મોનો ખરો સ્વામી પ્રભુ જ પોતાની દિવ્ય શકિત અને મન દ્વારા વ્યકિતને કર્મ કરવાની પ્રેરણા કરીને અનુમતિ આપે છે. વ્યકિત પોતે તો એ દિવ્ય પ્રકૃતિને કાર્ય કરવાનું એક કેન્દ્રમાત્ર થઇ રહે છે.

# પ્રકરણ ૧૪ મું. અભ્યાસ:—

પ્રકૃતિને આપણે પ્રથમ તો જાણવી જોઇએ. જેટલું અમલ કરવાનું કામ છે તે બધું પ્રકૃતિનું છે. વિરાટ્‌ની શકિત તેજ પ્રકૃતિ. જ્યારે અજ્ઞાનમય હોય છે, ત્યારે તે આપણને બંધનકર્ત્તા થઇ પડે છે. જ્ઞાનમય થતાં તે આપણને પૂર્ણતા પ્રાપ્ત કરાવે છે.

દુનિયામાં જે જે પદાર્થ ઉપર આપણી દૃષ્ટિ પડે તે તે પદાર્થનું બાહ્ય તથા આંતર સ્વરૂપ પ્રકૃતિના કોઇ ગુણના ઉપર અથવા તો ગુણોના મિશ્રણ ઉપર આધાર રાખે છે. એ વિચારને મનમાં એટલો દૃઢ કરવો કે, આપણે જ્યાં જોઇએ ત્યાં પ્રથમ તો ગુણોનું કાર્ય જ દેખાય. એ પ્રમાણે સતત ગુણોનું જ દર્શન થવાથી સર્વ જગત, સર્વ પદાર્થો, સર્વ પ્રાણીઓ આપણને ત્રિગુણમય દેખાશે અને गुणाः गुणेषु वर्तन्ते એ ગીતાનો સિદ્ધાંત આપણે પ્રત્યક્ષ જોઇ શકીશું.

આપણા પોતાના આંતર સ્વભાવમાં પણ ત્રણે ગુણો કેવી રીતે કાર્ય કરી રહ્યા છે, તે આપણે જોવું જોઇએ. બુદ્ધિ, લાગણીઓ, કામનાઓ પ્રાણમયકોશ તથા અન્નમયકોશ વિગેરેમાં કયાં કયાં સત્વ, રજ અને તમોગુણ રહેલા છે તે બરાબર જાગ્રત રહીને જોવું. એ બધા ગુણો પ્રકૃતિના છે આપણા નથી, એ હમેશાં યાદ રાખવું. પ્રથમ તો જુની ટેવ પ્રમાણે એ કાર્ય જોતાં જોતાં આપણે તેની જોડે એકતામાં જઇ પડીશું અને પ્રકૃતિ અને આપણે એક જ થઇ જઇશું. પરંતુ પ્રયત્ન કરતાં છેવટે આપણે તદ્દન વિખૂટા રહીને પ્રકૃતિનાં કાર્યોને આપણામાં બરાબર જોઇ શકીશું.

સત્વગુણને પરિણામે શાંતિ, સમતા, પ્રેમ, આનંદ વિગેરે જન્મે છે. મન, પ્રાણ, શરીર તથા બુદ્ધિ એ ચારેમાં સાત્વિક ગુણનો આવિર્ભાવ થઇ શકે છે. સત્વ ગુણમાં જ્ઞાન પ્રધાન હોય છે.

રજોગુણને પરિણામે એ ચારે કરણોમાં આવેશ,–આવેગ, અહંબુદ્ધિ, કામનાઓ તથા દ્વંદ્વો ઉત્પન્ન થાય છે. એક કરણમાં સત્વ અને બીજામાં રજોગુણ પણ હોઇ શકે છે. રજોગુણમાં ઇચ્છા અને અહંતા પ્રધાન હોય છે.

તમોગુણને પરિણામે–આળસ, જડતા, નિર્બળતા, અશ્રદ્ધા, અજ્ઞાન, વ્યસન વિગેરે જન્મ પામે છે. શિથિલતા, અશક્તિ વિગેરે પણ કરણોમાં દેખાય છે, અને દેખીતી શાંતિ અને નિષ્ક્રિયતા પણ ખરી રીતે તમોગુણી હોય છે. તમોગુણ અજ્ઞાન પ્રધાન હોય છે.

શરીર, પ્રાણ, મન અને બુદ્ધિ વિગેરેમાં એ ત્રણે ગુણો ક્યાં ક્યાં, કેવી રીતે કાર્ય કરી રહ્યા છે તે આપણે જોવું જોઇએ. પ્રથમ ધ્યાનનો અભ્યાસ કરીને તે વખતે ગુણોના કાર્યનું અવલોકન કરવું. પછી સતત તે અવલોકન થઇ શકે તેવો અભ્યાસ પાડવો. વિશ્વમાં પણ એમનું કાર્ય જોવું. એટલે તે સિદ્ધ થઇ જાય. જ્યારે આપણે ઇચ્છા કરીએ ત્યારે પ્રકૃતિના ગુણોનું કાર્ય જોઇ શકીએ એવો દૃઢ અભ્યાસ કરી લેવો.

અહંતા પણ પ્રકૃતિનું જ કાર્ય છે, તે બરાબર મનમાં ઉતારી જ લો. વારેવારે તેનું રટણ કરો, તે વિચારને અંતઃકરણમાં જોઇને સાબિત કરો.

છેવટ પ્રકૃતિ પોતે કાર્ય કરી રહી છે અને આપણે જુદા છીએ એવો અનુભવ પણ થાય છે.



# પ્રકરણ ૧૫ મું. પૃથક્કરણ.

કર્મના સ્વામી પ્રભુને પ્રાપ્ત કરવા માટે તો સાધકે પ્રથમથીજ "હું કર્તા છું" એ કર્તાબુદ્ધિનો તો સંપૂર્ણ ત્યાગ કરવો જ જોઇએ. એ પ્રમાણે થાય તોજ આપણાં કર્મો તેની શક્તિનાં બીબામાં ઢાળી શકાય.

એ સ્થિતિએ પહોંચતાં પહેલાં આપણે કેટલીક ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે. અર્થાત્ કે સાધકમાં ધીરજ અને શ્રદ્ધાની તો ઘણીજ જરૂર છે. સાધકે પોતાના અંતઃકરણમાં કદી પણ ખોટા કુતર્કરૂપી સંશયોને ઉભાજ થવા દેવા નહિ. જેટલું જગત આપણી સ્થૂલ ઇન્દ્રિયોવડે જોઇ જાણી શકાય છે તેટલુંજ તે નથી. એટલે યોગનો અભ્યાસ જરાપણ ચલિત અથવા તો નિરાશ થયા વિના કર્યાજ કરો.

પ્રભુ ચમત્કારોદ્વારા નહિ પરંતુ આપણી પ્રકૃતિદ્વારાજ કર્મ કરે છે, એટલે પાપ, અશક્તિ વિગેરે અપૂર્ણતાઓથી આપણે કદિ પણ ગભરાવું નહિં.

જુના યોગમાર્ગોની પેઠે આપણે કાંઇ અહંતાને જડમૂળથી ઉખેડી નાંખવા માગતા નથી. આપણે તો તેનું રૂપાંતર કરવાનું છે. તેનાં પગલાંઓઃ—

૧. આપણામાં અને વિશ્વમાં જે પ્રભુ રહેલો છે તેને સર્વ કર્મો યજ્ઞરૂપે અર્પણ કરવાં.

૨. કર્મોના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો.

૩. "હું કર્તા છું" એવી બુદ્ધિનો પણ ત્યાગ કરવો.

૪. પ્રથમ તો કર્તા બુદ્ધિ એકદમ દૂર થતી નથી પરંતુ તેમાં પણ ત્રણ પગલાંઓ રહેલાં છે.

રજોગુણને પરિણામે એ ચારે કરણોમાં આવેશ,–આવેગ, અહં-બુદ્ધિ, કામનાઓ તથા દ્વંદ્વો ઉત્પન્ન થાય છે. એક કરણમાં સત્વ અને બીજામાં રજોગુણ પણ હોઇ શકે છે. રજોગુણમાં ઇચ્છા અને અહંતા પ્રધાન હોય છે.

તમોગુણને પરિણામે–આળસ, જડતા, નિર્બળતા, અશ્રદ્ધા, અજ્ઞાન, વ્યસન વિગેરે જન્મ પામે છે. શિથિલતા, અશક્તિ વિગેરે પણ કરણોમાં દેખાય છે, અને દેખીતી શાંતિ અને નિષ્ક્રિયતા પણ ખરી રીતે તમોગુણી હોય છે. તમોગુણ અજ્ઞાન પ્રધાન હોય છે.

શરીર, પ્રાણ, મન અને બુદ્ધિ વિગેરેમાં એ ત્રણે ગુણો કયાં કયાં, કેવી રીતે કાર્ય કરી રહ્યા છે તે આપણે જોવું જોઇએ. પ્રથમ ધ્યાનનો અભ્યાસ કરીને તે વખતે ગુણોના કાર્યનું અવલોકન કરવું. પછી સતત તે અવલોકન થઇ શકે તેવો અભ્યાસ પાડવો. વિશ્વમાં પણ એમનું કાર્ય જોવું. એટલે તે સિદ્ધ થઇ જાય. જ્યારે આપણે ઇચ્છા કરીએ ત્યારે પ્રકૃતિના ગુણોનું કાર્ય જોઇ શકીએ એવો દૃઢ અભ્યાસ કરી લેવો.

અહંતા પણ પ્રકૃતિનું જ કાર્ય છે, તે બરાબર મનમાં ઉતારી જ લો. વારંવાર તેનું રટણ કરો, તે વિચારને અંતઃકરણમાં જોઇને સાબિત કરો.

છેવટ પ્રકૃતિ પોતે કાર્ય કરી રહી છે અને આપણે જુદા છીએ એવો અનુભવ પણ થાય છે.



# પ્રકરણ ૧૫ મું. પૃથક્કરણ.

કર્મના સ્વામી પ્રભુને પ્રાપ્ત કરવા માટે તો સાધકે પ્રથમથીજ "હું કર્તા છું" એ કર્તાબુદ્ધિનો તો સંપૂર્ણ ત્યાગ કરવો જ જોઇએ. એ પ્રમાણે થાય તોજ આપણાં કર્મો તેની શકિતનાં બીબામાં ઢાળી શકાય.

એ સ્થિતિએ પહોંચતાં પહેલાં આપણે કેટલીક ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે. અર્થાત્ કે સાધકમાં ધીરજ અને શ્રદ્ધાની તો ઘણીજ જરૂર છે. સાધકે પોતાના અંતઃકરણમાં કદી પણ ખોટા કુતર્કરૂપી સંશયોને ઉભાજ થવા દેવા નહિ. જેટલું જગત આપણી સ્થૂલ ઇન્દ્રિયોવડે જોઇ જાણી શકાય છે તેટલુંજ તે નથી. એટલે યોગનો અભ્યાસ જરાપણ ચલિત અથવા તો નિરાશ થયા વિના કર્યાજ કરો.

પ્રભુ ચમત્કારોદ્વારા નહિ પરંતુ આપણી પ્રકૃતિદ્વારાજ કર્મ કરે છે, એટલે પાપ, અશકિત વિગેરે અપૂર્ણતાઓથી આપણે કદિ પણ ગભરાવું નહિં.

જુના યોગમાર્ગોની પેઠે આપણે કાંઇ અહંતાને જડમૂળથી ઉખેડી નાંખવા માગતા નથી. આપણે તો તેનું રૂપાંતર કરવાનું છે. તેનાં પગલાંઓ:—

૧. આપણામાં અને વિશ્વમાં જે પ્રભુ રહેલો છે તેને સર્વ કર્મો યજ્ઞરૂપે અર્પણ કરવાં.

૨. કર્મોના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો.

૩. "હું કર્તા છું" એવી બુદ્ધિનો પણ ત્યાગ કરવો.

૪. પ્રથમ તો કર્તા બુદ્ધિ એકદમ દૂર થતી નથી પરંતુ તેમાં પણ ત્રણ પગલાંઓ રહેલાં છે.

# પ્રકરણ ૧૫ મું.

## કર્મનો સ્વામી.

જ્યારે આપણામાંથી કર્તૃત્વાભિમાન યાને "હું કર્ત્તા છું," એવું અભિમાન જતું રહે છે, ત્યાર પછીજ કર્મનો સ્વામી ઇશ્વર પોતેજ આપણને દર્શન આપે છે. જેમ જેમ કર્તાપણાના અભિમાનનો ત્યાગ થતો જાય છે, તેમ તેમ પ્રભુનો આવિર્ભાવ પણ વૃદ્ધિ પામતો જાય છે, અને જ્યારે એ અહંતાનો સંપૂર્ણ નાશ થાય છે, ત્યાર પછી તો આપણે સર્વ કર્મોને પ્રભુની ઇચ્છા રૂપ–સંચામાં ઢાળવાને સ્વતંત્રતાથી ખીલવા દઇ સર્વ ભાર તેનાજ ઉપર નાખી દઇ શકીએ છીએ. બીજી પૂર્ણતા પેઠે અહિં પણ પૂર્ણતા પ્રાપ્ત કરતાં પહેલાં આપણે ક્રમે ક્રમે પ્રગતિ કરવી પડે છે. કેટલીક વાર આપણને એકદમ દિવ્ય શક્તિની અથવા પ્રભુની ઝાંખી થઇ આવે છે, પરંતુ જ્યાં સુધી પાયો બરાબર તૈયાર થયો હોતો નથી ત્યાં સુધી એ અનુભવને ટકાવી રાખવો મુશ્કેલ હોય છે, સાક્ષાત્કારનાં વિશાળ મોજાઓ અને અનંતતા તો પાછળથીજ આવે છે. વળી શરૂઆતમાં કદાચ એ ઝાંખી જળવાઇ રહે તો પણ આપણી પ્રકૃતિના એકે એક હથિયારને તો તેને ઝીલવાને લાયક બનતાં વાર લાગે છે. દરેક યોગમાં ધીરજ અને શ્રદ્ધા તો જોઇએજ જોઇએ ! તેમના વિના કદીપણ યોગ શરૂ થતો નથી. હૃદયના તીવ્ર આવેશો, અને વેગપૂર્ણ ઉછાળાઓ તથા ઇચ્છાશક્તિના દૈવી હુમલાઓ, કેટલીક વાર પ્રભુનું રાજ્ય એકે તડાકે લેવા મથે છે, પરંતુ ઘણીવાર તેનાં પ્રતિકાર્યો દયાજનક આવે છે. તેમણે પોતાની સાથે પ્રકૃતિમાં સર્વ હથીઆરો અને જોડીદારોને લેવા જોઇએ.

કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાની જરૂર.

માણસનો સ્વભાવ સામાન્ય રીતે રજોગુણી હોય છે, તેનાં હૃદય અને મન બન્ને અધીરાં હોય છે, અને બુદ્ધિની શ્રદ્ધા ડગુમગુ થઇ જાય છે. એટલા માટે ઉપર જે વિચાર દર્શાવ્યો તેને સાધકે પોતાના મનમાં બરાબર દર્શાવવાની ખાસ જરૂર છે. પોતાના કર્મોનું ફળ મેળવ-

અશ્રદ્ધા અને કુશંકા.

વાને માણસ ઘણોજ આતુર હોય છે, અને તે ફળ જો તેને આપવામાં આવતું નથી અથવા તો તે મળતાં વાર લાગે છે તો માણસ શ્રદ્ધા ખોઇ બેસે છે. સામાન્ય રીતે બુદ્ધિ પોતાના ચંચળ સ્વભાવ પ્રમાણે તાત્કાલિક મળતાં ફળ ઉપરથીજ પોતાનો નિશ્ચય બાંધે છે. માણસ બુદ્ધિ ઉપર જોઇએ તે કરતાં વધારે વિશ્વાસ મૂકે છે, આથી જ્યારે જ્યારે યોગના અભ્યાસમાં સાધક ઠોકર ખાય છે, ત્યારે ઘણીવાર તે ઈશ્વર વિષે પોતાના મનમાં ફરિયાદ કરે છે; અને કેટલીકવાર તો એવા પણ કુતર્ક કરે છે કે " મેં પ્રભુ ઉપર વિશ્વાસ રાખ્યો પણ તેણે મને છેવટે પાપ અને અજ્ઞાનમાંજ હડસેલી દીધો ! કેવો અન્યાય ! સામાન્ય અનુભવથી વિરૂદ્ધ એવા એક મિથ્યા ગણુતા આદર્શની પ્રાપ્તિને માટે મેં મારા જીવનને હોડમાં મૂકી દીધું છે, એના કરતાં તો બીજા બધાં માણસોની પેઠે વ્યવહારની પાકી સડક ઉપર ચાલીને સામાન્ય માણસજ થવામાંજ આનંદ માન્યો હોત તો કેવું સારૂં ?" આવી તર્ક–વિતર્કની ક્ષણો કેટલી વારતો ઘણો લાંબો સમય ટકે છે. તે વખતે સાધક પોતાના બધા ઉચ્ચ આધ્યાત્મિક અનુભવો ભૂલી જાય છે. અને તેનો આત્મા પોતાની બધી નિરાશા અને કડવાશનોજ અનુભવ કરે છે. સાધકે યોગસાધનાના માર્ગમાં જો લાંબો સમય સુધી પ્રયાણ કર્યું હોય છે, તો તે શ્રદ્ધા હૃદયના ઉંડાણમાં છૂપાઇને પણ સજીવ રહે છે, અને તુર્ત પાછી આવીને હૃદયમાં સ્થાપન થાય છે, અને હૃદય તથા બુદ્ધિથી પર એવી કોઇ વસ્તુ સાધકને અધોગતિમાંથી ટકાવી રાખે છે. પરંતુ એવા ઘડાયલા સાધકની પ્રગતિમાં પણ શ્રદ્ધાનો લોપ થવાથી ધક્કો પહોંચે છે, અને નવા સવા સાધકને માટે તો એવો લોપ ઘણો ભયંકર નીવડે છે. એટલાજ માટે જે યોગ સાધનનો માર્ગ આપણે પસંદ કર્યો છે તેની મુશ્કેલીઓ પ્રથમથીજ આપણે જાણી લઇએ એ ઘણું જરૂરનું છે. વળી સાધકે પણ શ્રદ્ધાની

અગત્ય પણ તેટલીજ સ્વીકારવી જોઇએ. એવી શ્રદ્ધા ઘણીવાર આપણી બુદ્ધિને અંધ શ્રદ્ધા જેવી લાગે છે, છતાં તે અંધ હોતી નથી. યોગ સાધનામાં ઇશ્વર ઉપર પોતાની અંતિમ સિદ્ધિ પ્રાપ્ત થવા વિષેની જે શ્રદ્ધા છે, તે બુદ્ધિ ઉપર જે જ્ઞાન છે તેનું જ પ્રતિબિંબ છે અને એના આવવાથી સાધકને શાંતિ શીતળતા અને સંતોષ મળે છે. જો આપણે શ્રદ્ધાને અડગ રાખીશું તો છેવટે જ્ઞાન પ્રાપ્તિ થઇને તે ફળશેજ. એટલા માટે યોગ સાધના કરવામાં સાધકે હમેશાં ગીતાની આજ્ઞા દૃષ્ટિ સમક્ષ રાખી તેને વળગી રહેવુંજ ઉચિત છે.

યોગમાં શ્રદ્ધા અને સતત અભ્યાસ.

"**योगो निर्विण्ण चेतसा**" (ગી. અ. ૬ શ્લો. ૨૩) યોગનો અભ્યાસ જરાપણ **નિરાશ થયા વગર પ્રસન્ન ચિત્તથી કર્યા કરવો.*** વળી જ્યારે જ્યારે બુદ્ધિમાં સંશય પેદા થાય ત્યારે ત્યારે "**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः** ॥ (ગી. અ. ૧૮ શ્લો. ૬૬) "હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ, તું શોક કર નહિ." એ ભગવાનની બાહેધરીવાળું વચન તેને યાદ દેવડાવવું. ભગવાન આપણી પ્રકૃતિનું પરિવર્તન કરે છે ખરો, પરંતુ તે આપણી પ્રકૃતિને અનુસરીનેજ, એ આપણે હમેશાં યાદ રાખવું જોઇએ, કારણકે પ્રભુ હમેશાં પ્રકૃતિદ્વારાજ કાર્ય કરે છે. અનિયમિત કે છૂટાછવાયા તરંગોથી પ્રેરાઇને તે કાર્ય કરતો નથી. આપણો સ્વભાવ અપૂર્ણ છે, છતાં તેમાંજ પૂર્ણતાની વસ્તુ અવ્યક્તરૂપે રહેલી છે. તેટલા માટે પ્રકૃતિને ધીરજથી કેળવવાની છે. તેને વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકવાની છે, તથા નવાં બીબામાં ઢાળવાની છે. તાત્પર્ય કે તેનું સમગ્ર પરિવર્તન કરવાનું છે, તેને તોડીફોડીને કટકા કરી નાખવાના નથી, કે તેને અપંગ કરી તેનો નાશ પણ કરવાનો નથી. આપણે જે ભૂલો કરીએ છીએ તેમાં પણ સત્ય પોતે આવિર્ભાવ પામવાને પ્રયત્ન કરતું હોય છે; માણસની બુદ્ધિ ભૂલની જોડે સત્યને પણ કાઢી નાખે છે!

પ્રભુની કાર્ય કરવાની પદ્ધતિ.

---

* એ ગીતાની આજ્ઞાને હરનિશ દૃષ્ટિ સમીપ રાખી તેને વળગી રહેવુંજ ઉચિત છે.

પરંતુ ભગવાન પોતે તો સત્ય જ્યાં સુધી પોતાનો સાક્ષાત્કાર કરી શકે નહિ, ત્યાં સૂધી એ ભૂલોને પણ સાંખ્યાજ કરે છે. આપણે જે પાપ કર્મો જીવનમાં કરીએ છીયે, તે બધાં પાપ પ્રત્યે નહિ પરંતુ કોઇ બીજીજ દિશા પ્રત્યે પ્રયાણ કરનાર આત્માનાં ભૂલથી ભરાયલાં પગલાં છે. પાપ કર્મોનું આચરણ કરીને આત્મા પાપને પ્રાપ્ત કરવા ચાહતો નથી, પરંતુ તે બીજી કોઇ વસ્તુ પ્રાપ્ત કરવા મથે છે, અને બીજી વસ્તુ તે પૂર્ણતા છે. માટે આપણે તો પાપની નીચે પણ જે સદ્‌ગુણ છુપાઇ રહ્યો હોય છે, તેને પાપના ગંદા સ્વરૂપમાંથી મુકત કરી રૂપાંતર પમાડવાનું છે. એ ગુણને તદ્દન નિરર્થક ગણી ફેંકી દેવાનો નથી, કારણકે એ ગુણ જો નિરર્થક હોત તો પૂર્ણતાવાળો ભગવાન તેને કદી પણ અસ્તિત્વમાં આવવા દેતજ નહિ. ભગવાન ભૂલ કરતો નથી તેમ તે ઉદાસીન પણ થતો નથી. વળી તે નકામી ભૂલો કે વગર જરૂરના પાપોનો રસાલો તેને પસંદ પણ નથી. ભગવાન આપણી બુદ્ધિ કરતાં વધારે ડાહ્યો છે; અને આપણા સદ્‌ગુણ કરતાં પણ તે શાણો છે. યોગ સાધના કરતાં વચમાં આપણે ભૂલ કરીએ છીએ તેનો અર્થ એટલોજ કે આપણને તે ભૂલોદ્વારા સફળતાનો માર્ગ બતાવી રહ્યો છે. આપણને દુઃખ પડે છે તેનું રહસ્ય પણ એજ છે કે કોઇ દિવસ આપણે તે વાટે સુખ પ્રાપ્ત કરવાની શકિત મેળવી શકીએ. ચાલતાં શીખતાં શરૂઆતમાં આપણને ઠોકર વાગે છે, તે ભવિષ્યમાં સારૂ ચાલતાં આવડવા માટેજ. **આપણે શાંતિ, શુદ્ધિ અને સંપૂર્ણતા મેળવવા માટેપણ ઉપરનીચે થઇ જવું જોઇએ નહિ!** શાંતિ તો આપણે મેળવવી જોઇએ પરંતુ ઉજ્જડ થઇ રહેલી પ્રકૃતિની શાંતિ શા કામની? એવી પ્રકૃતિમાં અશાંતિ નથી હોતી એ સાચું, પણ તે તો એ જાતે અશક્ત થઇ જવાને લીધે પોતાની ગહનતા અને તેજસ્વિતા ગુમાવી બેઠી હોય છે તેથી. વળી આપણે પવિત્રતા મેળવવાની છે તે પણ શુન્યની પવિત્રતા નહિ! તેમજ પૂર્ણતા મેળવવાની તે પણ એવી નહિ કે જ્યાં સૂધી એકાદ સંકુચિત વાડામાં ગોંધાઇ હોય ત્યાં સૂધીજ તે ટકી રહે!

પ્રકૃતિનું રૂપાંતર.

આપણી અપૂર્ણ પ્રકૃતિ અહંતાપ્રધાન છે, અને કર્મ કરવા છતાં પણ અહંતાનો ત્યાગ કરવો એ તેને માટે અઘરામાં અઘરી વાત છે. કર્મ કરવાની

પ્રેરણાનો ત્યાગ કરી દઇને અહંતાને કચડી નાંખવી એ તો ઘણુંજ સહેલું છે. તેમ પ્રભુ પ્રેમની મસ્તીમાં આત્મભાન ભૂલી અહંતાનો લય કરી તેને કાંઇક ઉચ્ચ સ્થિતિ એ લઇ જવી એ તેથી પણ વધારે સહેલું છે. પરંતુ દીવ્યજીવન પ્રાપ્ત કરીને પોતે પ્રભુનાં કાર્યો કરવાનાં વિશુદ્ધ હથિયારરૂપ થઇ રહેવું, એ માણસને માટે અઘરામાં અઘરૂં કાર્ય છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાને એક પછી એક પગલું દઢતાથી ભરવું પડે છે, અને એક પછી એક આવતી મુશ્કેલીને પૂરેપૂરી અનુભવી તેને પૂરેપૂરી જીતવી પડે છે.

પૂર્ણયોગની દૃષ્ટિએ કર્મયોગનું પ્રથમ પગલું એ છે કે આપણાં સઘળાંજ કાર્યો આપણા આત્મામાં અને આખા જગતમાં સરખી રીતે વ્યાપી રહેલાં પ્રભુને યજ્ઞરૂપે અર્પણ કરતાં શીખવું. બીજું પગલું કર્મનાં ફળોનો ત્યાગ કરવામાં સમાયલું છે, કારણ કે સર્વ કર્મોનું એકજ ફલ ઇચ્છવા લાયક છે અને તે ફલ ભગવાન પોતેજ છે. તે મળ્યા પછી બીજું બધું આપોઆપ મળી રહે છે. ત્રીજું પગલું લેતાં "હું કર્તા છું" એવા કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવો, પરંતુ આ છેલ્લાં પગલાંમાં પાછી ક્રમે ક્રમે પ્રગતિ થાય છે.

હથિયારની અહંતા.

સૌથી પહેલાં તો સાધકે "હું કર્તા છું" એવી ભાવનાને બદલે પોતે સાધન માત્ર છે એવી ભાવના સ્થિર કરવી. એવી ભાવના સ્થિર કર્યા છતાં "હું સાધન માત્ર છું–હથિયાર માત્ર છું." એવી કરણભાવનામાં પણ અભિમાન રહ્યું છે. અર્થાત્ કર્તાને બદલે કરણની અહંતા સાધકમાં જાગ્રત થાય છે. જગતના ઇતિહાસમાં એ અહંતાવાળા માણસોનાં ઘણાં ઉદાહરણો મળી આવે તેમ છે. એવો માણસ બીજા મનુષ્યોનો નેતા થાય છે, તેને પોતાનામાં કોઇ અપૂર્વ અને દિવ્ય શક્તિ કાર્ય કરી રહી છે એવું લાગે છે, અને તે પોતાનાં કર્મોનાં અસાધારણ પરિણામો નજરોનજર જુવે છે. તેવા માણસો મનુષ્યજાતિની રસ્તો ચોકખો કરવા માટે જગતનાં કાંતો પ્રચંડ વિનાશ કરે છે, કે પછી માણસજાતિને ક્ષણભર–થોડો ઘણો આરામ મળી શકે તેવું કાંઇક મહાન

કાર્ય નિર્માણ કરે છે. એવો માણસ મનુષ્યજાતિને કાંતો શાપરૂપ કે પછી જ્ઞાનદાતા અને મોક્ષદાતા ભાસે છે. વળી એવા માણસનાં કર્મો અને તેની અસર સંકુચિત ક્ષેત્રમાંજ કરી પરિમિત રહે એ પણ બનવાજોગ છે. એવા માણસો શ્રદ્ધાપૂર્વક માનતા હોય છે કે " અમે પ્રભુના હથિયાર છીએ, " અને તેઓ પ્રભુના હથિયાર હોય છે પણ ખરાં. પરંતુ એ માન્યતામાંજ સાધારણ માણસમાં જે અહંતા હોય છે તેનાં કરતાં વધારે જબરી અને શકિતશાળી અહંતા આપણને સ્પષ્ટ દેખાઇ આવે છે. સાધારણ માણસની તો એવી અહંતા ધારણ કરવાની છાતી પણ ન ચાલે ! તેવા માણસો ભગવાન વિષે બોલતી વખતે પણ પોતાની અહંતાને વિસ્તારીને તેના પડછાયારૂપે પ્રભુની મૂર્તિનો ખ્યાલ ઉપસ્થિત કરે છે. તે પડછાયો અગર તે મૂર્તિ પણ એમની પોતાની પ્રકૃતિનું પ્રતિબિંબ હોય છે. અર્થાત્ તેઓ પોતાના વિચાર અને કર્મનો પડછાયો ઉત્પન્ન કરી તેને પૂજે છે.

**પ્રભુનાં હથિયાર.**

એ માણસો કાંઇ ઇન્દ્રજાળમાં ડૂબેલાં નથી હોતા કે તેમને ઘેલછા પણ લાગેલી હોતી નથી. સાધારણ માણસોનાં કરતાં તેમની દૃષ્ટિ વધારે સત્યગ્રાહી હોય છે એટલુંજ. તેમનો આત્મા એક પગલું આગળ વધેલો હોય છે, છતાં તેમને હજી સંપૂર્ણ સાક્ષાત્કાર થયેલો હોતો નથી. એનું કારણ એ છે કે તેઓ પ્રભુનાં પોતાનાં ખરાં હથિયાર રૂપ હોતા નથી. પ્રભુ તેમની અપૂર્ણ અને ભૂલ ભરેલી સ્ખલનશીલ પ્રકૃતિનો ઉપયોગ કરી તેમને હથિયાર તરીકે વાપરે છે. તેઓ પણ પ્રભુને પોતાની પ્રકૃતિના પડદાની પેલીમેર જુવે છે. તેઓ સંપ્રદાય ઉભો કરી, તેમાં કાંતો સાંપ્રદાયિક પ્રભુની મૂર્તિને પધરાવે છે કાંતો રાષ્ટ્રીયદેવની મૂર્તિ ઉભી કરે છે, કે પછી માણસોને સજા અને ક્ષમા કરનાર, રૂદ્ર અને દયાળુ પ્રભુના વિચારો તે ઉપસ્થિત કરે છે! પ્રભુ તે સઘળાજ અધ્યારોપો સ્વીકારે છે અને તે દ્વારા તેમના ઉપર પોતાનું કાર્ય કરે છે. પરંતુ અહીં ભગવાન તેમની અપૂર્ણ પ્રકૃતિદ્વારા કાર્ય કરતો હોવાથી તેમનામાં અહંતાનો આવિર્ભાવ પણ બીજાનાં કરતાં વધારે થાય છે. ખરી રીતે તો એવાં માણસોને પ્રભુના

હથિયારને બદલે સેવક ગણવા જોઇએ, અને તે પણ પ્રભુના એકાદ ગુણનાજ—સંપૂર્ણ પ્રભુત્વના સેવક તો તેઓ ભાગ્યેજ હોય છે.

એવા મહાપુરૂષોના દૃષ્ટાંત ઉપરથી આપણે પણ એજ મહાશકિત આપણામાં રાખતાં શીખવું જોઇએ, પરંતુ તેની સાથે વધારે નિર્મળજ્ઞાન જાગ્રત રાખવું જોઇએ. "આપણે પ્રભુના સાધન છીએ," "આપણે તેનાં હથિયાર છીએ" એવો અહંભાવ આપણામાં આવવા દેવો જોઇએ નહિ. હમેશાં યાદ રાખવું કે દરેક માણસ જાણ્યે અજાણ્યે પ્રભુનુંજ હથિયાર છે. એકનાં કાર્યનાં અને બીજાના કાર્યના મૂળમાં કશો ભેદ નથી, તેમ સજ્ઞાન અને અજ્ઞાન હથિયારમાં પણ ઝાઝો ભેદ હોતો નથી. એટલે "હું હથિયાર છું" એવી અહંતા મુર્ખાઇભરેલી છે. વળી માણસોમાં જ્ઞાન અને અજ્ઞાનનો જે ભેદ છે તે પણ ભગવાન-નીજ પ્રસાદીનું પરિણામ છે. તેની શકિત આજે અહિં તો કાલે ત્યાં એમ સ્વેચ્છાએ કાર્ય કરી રહી છે, તેનો જશ આપણે ખાટવા માંગીએ તે કેમ છાજે? આપણામાં જે સદ્ગુણ વિગેરે છે, તે પણ પ્રભુની પસંદગીનુંજ પરિણામ છે. એટલે પ્રભુની પસંદગીને લીધે અને તેની મહેનતને પરિણામે આપણામાં જે કાંઇ ઉત્તમતા પ્રગટી હોય તેનું અભિ-માન કરવું એ કેટલી મુર્ખાઇ છે? કુંભાર એક ઘડો બીજા કરતાં સારો બનાવે તો સારા ઘડાનો યશ પણ તેને જ છે! "મારામાં રહેલું ઇશ્વરી બળ જુઓ" અથવા "મારામાં કેટલી શક્તિ છે?" એવો વિચાર પણ આપણને આવવો જોઇએ નહિ. આપણે તો એમ વિચાર કરવો જોઇએ કે "પ્રભુની શક્તિ બીજાં બધાં માણસોમાં, પ્રાણીઓમાં, વનસ્પતિમાં અને ધાતુમાં જેવી રીતે કરી રહી છે, તેવી રીતે આ શરીર પ્રાણ અને મનદ્વારા પણ તેજ શકિત અમુક રીતે કાર્ય કરી રહી છે."

એવી વિશાળ દૃષ્ટિ રાખીને સર્વમાં એકજ પરમાત્મા વ્યાપી રહેલો છે એમ અનુભવવાથી તથા આખું જગત તેના કાર્યનું અને ક્રમવિકાસનું હથિયાર છે એ વિચારને દૃઢ કરવાથી "હું પ્રભુનું હથિયાર છું" એવી રાજસિક અહંતા જતી રહેશે.

આપણામાં કરણનો ભાવ.

સર્વત્ર પ્રભુ

વળી આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે પ્રભુ આપણી પ્રકૃતિ દ્વારા કામ કરે છે, અને તેને અનુસરીને કાર્ય કરે છે. હવે આપણી પ્રકૃતિ અપૂર્ણ છે, એટલે પ્રભુનું કાર્ય પણ અપૂર્ણ અને ભૂલોવાળું થશે, છતાં પણ તે ભગવાનનું મટી નહિ જાય. એ સત્યને આપણે વારેવારે અંતઃકરણમાં ઠસાવ્યા કરીશું તો આપણે રજોગુણી અહંતાના અભિમાનમાંથી અને, તમોગુણી અહંતાની નિરાશા, પાપ, અથવા કર્મ નહિ કરવાની ઉદાસીન વૃત્તિમાંથી મુક્ત થઇશું. આ સ્થળે આપણને પ્રકૃતિનાં ત્રણ ગુણોનું જ્ઞાન અને નિરીક્ષણ ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. સદ્‌ગુણ અને શક્તિ, અથવા દુર્ગુણ અને નિર્બળતાને આપણે આપણી પોતાની ગણવાની ભૂલ કરતા નથી પરંતુ **गुणा गुणेषु वर्तन्ते** (ગીતા અ. ૩ શ્લો. ૨૮) "પ્રકૃતિનાં ગુણો એક બીજામાં કાર્ય કરે છે" એ અનુભવ આપણને થાય છે. એ પ્રમાણે આપણામાં પ્રભુની શક્તિનું જે કાર્ય થતું જાય છે, તેને આપણે શાંત અને નિશ્ચલભાવે વગર ફૂલાયે, છતાં સતત અનુમતિથી મદદ આપીએ છીએ. ભગવાનનો હેતુ આપણને અપૂર્ણતામાંથી પૂર્ણતા પ્રત્યે દોરવાનો છે. આપણી સર્વ અપૂર્ણતા દ્વારા માનુષી આધારને દિવ્ય પ્રકૃતિ ધારણ કરવા માટે યોગ્ય બનાવવો એજ ભગવાનના સકળ કાર્યનો હેતુ છે.

પ્રકૃતિની પાછળ પ્રભુ.

ત્રીજી ભૂમિકામાં પ્રકૃતિ અને ત્રણે ગુણોનો પડદો ખસી જાય છે, અને આપણે ભગવાનને પ્રકૃતિનાં હથિયારોની પાછળ રહી કાર્ય કરતો જોઇ શકીએ છીએ. એટલુંજ નહિ પરંતુ સર્વ કાર્યોમાં આપણે તેને નિહાળીએ છીએ. ગીતામાં કહ્યા પ્રમાણે "**त्वयाहृषिकेश हृदिस्थितेन यथानियुक्तोऽस्मि तथा करोमि**" (શ્રીમદ્ ભાગવત) "હે ભગવાન ! હૃદયમાં રહીને તું જે પ્રમાણે વર્તાવે છે તે પ્રમાણે હું વર્તન કરૂં છું" એવો અનુભવ સાધકને થાય છે. એ સાક્ષાત્કારની બે બાજુઓ છે. આપણી પ્રકૃતિ દ્વારા જો એ સાક્ષાત્કાર થાય તો પ્રકૃતિનાં કાર્ય દ્વારા અને અહંભાવ મારફત પ્રભુની માયા—આપણે યંત્રારૂઢ હોઇએ તે પ્રમાણે—આપણને ગોળ ગોળ ફેરવે છે, એનો સાક્ષાત્કાર થાય છે

અગર જો સર્વ બંધનોમાંથી મુક્ત થઇને માણસ પ્રભુની દિવ્ય **શકિત**ની સમક્ષ કાર્ય કરે છે, તો પછી તેનું કાર્ય શકિત વિગેરે પ્રભુના કાર્ય અને **શક્તિ** જોડે એકતા પામે છે, અને પ્રભુ પોતેજ **શક્તિ** યા **કાલી** રૂપે સર્વ કાર્ય કરે છે, એવો તેને સાક્ષાત્કાર થાય છે. આપણું શરીર અને મન તે **કાલી**નુંજ કાર્ય છે એવો સ્પષ્ટ અનુભવ થાય છે, ત્યાર પછી પ્રકૃતિ અને તેના ગુણોને બદલે આપણામાં શરીર, પ્રાણ અને મનની ક્રિયાઓમાં આપણાથી પર એવી **શકિત** કાર્ય કરી રહી છે, એવો સાક્ષાત્કાર આપણને થાય છે. એ અનુભવ થયા પછી "આપણે ચાલીએ છીએ," "વિચાર કરીએ છીએ," અથવા "આપણને લાગણીઓ થાય છે," એવી ભાવનાને બદલે "તે **શકિત** આપણામાં ચાલે છે, વિચાર કરે છે, લાગણી ભોગવે છે"–એવો સાક્ષાત્કાર થવા માંડે છે. એ **શકિત** જ વિચાર બળમાં **વિરાટ્** શકિત રૂપેજ આખા વિશ્વમાં કાર્ય કરી રહી છે. ભૌતિકશાસ્ત્ર અને તત્વજ્ઞાન બન્નેના મત પ્રમાણે એ વિશ્વ વ્યાપી **વિરાટ્ શકિત**જ વિશ્વમાં કાર્ય કરી રહી છે.

શકિત અને પ્રભુની એકતા.

એ **શકિત** એટલે પ્રભુનું પોતાનુંજ **શકિત સ્વરૂપ** ! એમાં જ્ઞાન શકિત, ક્રિયાશકિત, અને પ્રેરક શકિતનો સમાવેશ થાય છે. આપણામાં અને સર્વ વસ્તુઓમાં પ્રભુ પોતે વ્યાપી રહીને એ **શક્તિ** કે જે તેનું પોતાનુંજ સ્વરૂપ છે તેનો આનંદ લે છે એવો અનુભવ થાય છે. શુદ્ધ ભકિત અને કેવળ જ્ઞાન દ્વારા પ્રભુ જોડે જેવી એકતા પામીએ છીએ તેવીજ એકતા, તેવીજ અદ્વૈતતા, કર્મયોગથી પણ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ.

કર્મયોગમાં સાક્ષાત્કાર.

જ્યારે આપણને કર્મના સ્વામીરૂપ પ્રભુનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ચાર રૂપે આપણે તેને જાણીએ છીએ. પ્રથમ તો આપણને તે પરાત્પર યાને વિશ્વ અને પ્રકૃતિ સર્વેથી પર છતાં પણ એ બન્નેને પોતાનામાં સમાવનાર, અને વિશ્વ તથા પ્રકૃતિને હજી લગી તેમણે કદી

નહિ મેળવેલી ભૂમિકા પ્રત્યે દોરનાર, તરીકે જણાય છે. બીજે રૂપે આપણને તે સમ, નિષ્ક્રિય, નિર્ગુણ, ગુણાતીત, તરીકે જણાય છે. તે પ્રભુની દિવ્ય **શક્તિ** જે ક્રિયા કરવાની પ્રેરણા કરે છે તે બધી ક્રિયાઓને તે સમાનભાવે વિશ્વમાં ટકાવી રાખે છે, અને પોતે નિષ્ક્રિય હોવાં છતાં આખા વિશ્વને પ્રભુ નિર્મિત અંતિમ લક્ષ્ય પ્રત્યે પોતાની **શક્તિથી** તે પ્રેરે છે. ત્રીજા સાક્ષાત્કારમાં વિશ્વ, વિરાટ્ પુરૂષ તરીકે ભગવાનનો સાક્ષાત્કાર થાય છે, વિરાટ્ રૂપે તે અનંત ગુણમય, વિશ્વશક્તિ સ્વરૂપ–વિશ્વક્રિયા અને વિશ્વજ્ઞાન હોઇ તેના દ્વારા સત્ સ્વરૂપેજ નહિ પરંતુ આવિર્ભાવમાં પણ આપણે સર્વ વસ્તુ જોડે એકતા પામી શકીએ છીએ. અર્થાત્, સર્વ વિચાર અને કર્મ એકજ વિરાટ્ મન, હૃદય અને શક્તિમાંથી ઉદ્ભવે છે, એવો આપણને સાક્ષાત્કાર થાય છે અને વિશ્વની વિરાટ્ ક્રિયામાં આપણી અહંતાનો લય થાય છે. નિર્ગુણ અને નિષ્ક્રિયની વિરાટ્ શાંતિમાં જે પ્રમાણે અહંતા લય પામી જાય છે તેજ પ્રમાણે અનંત ગુણ વિરાટ્માં પણ અહંતા વિશ્વક્રિયામાં લય પામે છે. ચોથા પ્રકારમાં આપણી પોતાની વ્યક્તિ જોડે સંબંધ ધરાવનાર બીજી કોઇ એક વ્યક્તિ પેઠે પણ આપણને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. તે આપણો પ્રભુ છે છતાં પણ, પિતા, પ્રિયજન, ગુરૂ, માતા વિગેરે સંબંધો સ્વીકારે છે. તે આપણી જોડે રમનાર ગોઠીઓ પણ બને છે, તેમજ શત્રુ અને મિત્રરૂપે, સહાયક અને વિરોધી તરીકે, સર્વ સંબંધોમાં અને સર્વ કાર્યોમાં આપણી જોડે ભળે છે. તેનું દર્શન થયા પછી આપણે સર્વ સ્થળે એકજ પ્રભુનું દર્શન કરીએ છીએ. પણ તે કેવળ ઉદાસીન વૃત્તિથી અથવા તો શરણાગત ભાવથી નહિ, પરંતુ દિવ્ય પ્રેમ અને આનંદથી પૂર્ણ થઇને. આનંદમય પરાત્પર પુરૂષનું ઉતમોત્તમ રહસ્ય એ સંબંધમાં જ્ઞાત અથવા કર્મ કરતાં પણ વધારે છુપાયલું છે.

---

## પ્રકરણ ૧૬ પૃથક્કરણ.

કર્મયોગની સિદ્ધિ થયા પછી કર્મયોગીને માટે શું કર્મ કરવાનું રહે છે? એ પ્રશ્ન બાકી રહે છે.

ઇચ્છા–કામનાઓ–વિના કર્મ કરવા શક્ય છે? પ્રકૃતિમાં આપણે જોઇશું તો જણાશે કે વિશ્વપ્રકૃતિનાં ઘણાં કાર્યો તો ઇચ્છા વિનાજ થતાં જણાય છે. કુદરતમાં જરૂરીઆત અને બળજોરીનો કાયદો કાર્ય કરે છે. પ્રકૃતિ પોતાનાં ઘણાં કાર્યો આપોઆપજ કરે છે.

કર્મયોગીએ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને વર્તન કરવું જોઇએ એમ ઘણા લોકો માને છે. પરંતુ કર્મયોગીએ કર્મ કરવાંજ જોઇએ એવું કાંઇ નથી.

કેટલાક એમ માને છે કે મનુષ્યજાતિની સેવાને માટે કર્મયોગીએ કાર્ય કરવું જોઇએ. કર્મયોગીએ પોતાના અંગત મોક્ષની કામનાનો પણ ત્યાગ કરવો જોઇએ. કર્મયોગી ગમે તે કાર્ય કરે તો પણ તે પ્રભુમાંજ જીવે છે. તેનું ખરેખરૂં જીવન તેના અંતરમાં જ હોય છે.

ઘણા એમ માને છે કે કર્મયોગીએ લોકસંગ્રહને અર્થે કર્મો કરવાં જોઇએ. તેણે પ્રભુને અર્થે મનુષ્યજાતિમાં જીવન ધારણ કરવું જોઇએ.

પરંતુ એવો બહારનો નિયમ કર્મયોગીને બંધનકારક ન જ હોઇ શકે. એક નિયમ તો નક્કી જ કે કર્મયોગી અંગત ઇચ્છાથી કર્મોમાં નહિ પ્રેરાય.

હવે પ્રશ્ન એ છે કે પ્રભુને ખાતર મનુષ્યજાતિમાં કર્મયોગીએ જીવન શી રીતે ધારણ કરવું? એનો આધાર કર્મયોગીને જે " આદેશ "

મળે છે તેના ઉપર રહેલો છે. કર્મયોગીનું કર્મ પ્રકૃતિના કર્મો જેવું સ્વાભાવિક હોય છે.

જ્યાં સુધી હૃદય અને બુદ્ધિમાંથી અહંતાનો નાશ થાય નહિ ત્યાં સુધી સાધકને " સ્વધર્મ " જડતો નથી

એટલે " सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ! " —" ધર્મોનો ત્યાગ કરીને, હે, અર્જુન ! તું મારે શરણે આવ. "— એ સૂત્રનું શરણ લઇને સ્વધર્મ પ્રમાણે કર્મયોગીએ વર્તવું.



# પ્રકરણ ૧૬ મું.

## અંતિમ કર્તવ્ય.

સિદ્ધિ પછી કર્મયોગીનાં કર્મો.

હવે કર્મયોગીને માટે એકજ પ્રશ્ન બાકી રહે છે–તે એકે પ્રકૃતિમાં સમતા સ્થાપન થાય, સંપૂર્ણ આત્મસર્પણ કેવળ વિચાર અને હૃદયદ્વારાજ નહિ, પરંતુ આખા અસ્તિત્વના જુદાં જુદાં હથિયારો દ્વારા સિદ્ધ થાય, ત્રણે ગુણોથી પર એવી ત્રિગુણાતીત અવસ્થામાં આત્મા વિચરે, તથા સર્વ કર્મોનો સ્વામી પ્રભુ જ્યારે સાક્ષાત્ સમક્ષ જણાય, અને સાધક તેની જોડે અદ્વૈત અનુભવે, ત્યાર પછી કર્મયોગીને માટે કયું કર્મ બાકી રહે છે? તે કર્મ કરવામાં કયો હેતુ રાખીને કર્મયોગીએ પ્રવૃત્ત થવું? અને કેવા ભાવથી તે કર્મ આચરવું?

સાક્ષાત્કાર પછી કર્મનો ત્યાગ.

આપણામાં એ પ્રશ્નોનો જે એક ઉત્તર આપવામાં આવે છે તે આપણને માલૂમ છે. સામાન્ય રીતે કર્મયોગીને એવી સ્થિતિ પછી કર્મ કરવાનું રહેતું જ નથી. જ્યારે આત્મા પરમાત્માની નિત્ય સમીપમાં રહે, અથવા તેની જોડ અદ્વૈત સાધીને રહે એટલે જગતમાં આપણાં જીવનનો હેતુ સિદ્ધ થયો ગણી શકાય, અર્થાત્ કે તે પછી માણસ દ્વૈતના બંધનમાંથી મુક્ત થયો, અજ્ઞાનથી છૂટયો અને કર્મથી પણ તે છૂટો થયો એમ ગણાય છે. જો માણસ એ સ્થિતિએ પહોંચીને પછી કર્મ કરે તો તે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાંથી પાછો અધોગતિમાં આવી પડે છે. એકવાર આપણે એમ ધારી લઇએ કે જીવન પ્રત્યે ઉપર જણાવેલું વલણ કાંઇક સંગીન પાયા ઉપર અને સત્ય વિચાર ઉપર બંધાયલું છે, તો પણ એક વાત તો કેવળ નિશ્ચિત છે કે જ્યાં સુધી

જીવન છે ત્યાં સુધી તેણે કર્મ કરવાં અનિવાર્ય છે. વિચાર સુદ્ધાં કર્મ છે, વિચારનો અભાવ પણ કર્મ છે, જીવવું એ પણ કર્મ છે, કારણ કે જીવન અનેક વ્યવહારોને પરિણામે ટકી રહે છે; આખા વિશ્વમાં અસ્તિત્વ એ પણ કર્મ છે–સ્થૂલ માટી અને ધુળથી તે નિર્વાણના પદ આગળ અચળ ઉભેલા ગૌતમ બુદ્ધ સુધી, સર્વ અસ્તિત્વ કર્મમય છે. પ્રશ્ન એટલોજ છે કે કર્મ કઇ રીતે, કયા કારણોથી અને કેવા ભાવથી કરવામાં આવે છે? ખરૂં જોતાં તો માણસ પોતે કર્મ કરતો નથી. પરતું તેના દ્વારા પ્રકૃતિજ કાર્ય કરે છે. એટલે કર્મમાંથી છૂટવાનો ખરો માર્ગ સ્થૂલ કર્મોમાંથી દૂર જતાં રહેવામાં સમાતો નથી, પરંતુ કામના અને અહંતાની મિથ્યા પ્રેરણાનો ત્યાગ કરીને પ્રકૃતિ કાર્ય કરે છે એવું સમજી સર્વે કર્મોના સ્વામી–પ્રકૃતિના નાથ–પ્રભુની સમીપ આત્માને સતત રાખવો એજ કર્મમાંથી છૂટવાનો ખરો માર્ગ છે! એક માણસ અનંત કાળ સુધી શાંત અને નિષ્ક્રિય થઇને બેસી રહે, છતાં પણ તે એક પ્રાણી અથવા તો જંતુના જેટલોજ અજ્ઞાનમાં સડતો હોય એ પણ બનવા જોગ છે. બાહ્ય કર્મો માણસની પ્રગતિ માટે જરૂરી છે, અને પ્રકૃતિની પ્રવૃત્તિ તેમના પ્રત્યે હમેશાં હોય છે. અર્થાત્ પ્રકૃતિ હમેશાં કર્મો કરવા પ્રત્યે દોરાયલી રહે છે. દેખીતાં સર્વ કર્મોનો ત્યાગ કરનાર માણસ પ્રકૃતિના એ ઉપકારક કાર્યોને પણ પોતાનામાંથી દૂર કરી મૂકે છે અને જગતમાં પ્રભુનો અંતિમ હેતુ સિદ્ધ કરવા માટે કર્મ કરવાં આવશ્યક છે તેમાંથી પોતે દૂર રહેછે.

કર્મયોગી માટે કર્મ છે જ નહિ.

એક અર્થે જોવા જઇએ તો કર્મયોગની પરાકાષ્ટામાં માણસને માટે કાંઇ પણ કર્મ રહેતું નથી એ સિદ્ધાંત બરોબર છે. પરંતુ એ બીના તો આધ્યાત્મિક કિંવા આંતર વિકાસ ઉપર આધાર રાખે છે. કારણ કે કર્મ બાકી રહેતું નથી તેનો અર્થ એજ છે કે તેવા માણસને પોતાની ખાતર કર્મ કરવાની જરૂર રહેતી નથી. એનો અર્થ એવો નથી કે તે માણસ સર્વ કર્મોથી દૂર જતો રહે છે, અને કેવળ નિષ્ક્રિય સ્થિતિમાં આનંદ માને છે! પ્રભુને કશી પણ

જરૂર નથી અથવા તો તે અજ્ઞાનમાં પડેલો નથી છતાં તે જે પ્રમાણે કર્મ કરે છે, તેજ પ્રમાણે કર્મયોગી પણ કર્મ કરે છે, **અને છતાં પણ તે પોતે કંઇજ કર્મ કરતો નથી.** કર્મયોગી પોતાની શક્તિથી કશું આરંભતો નથી, પરંતુ પ્રભુ પોતે તેનામાં કાર્ય કરે છે અને તેની પ્રકૃતિને હથિયાર તરીકે વાપરે છે. સર્વ કર્મો મહાન **શક્તિ**ના સ્વાભાવિક કાર્યથી વિકાસ પામે છે, એટલે પરિણામે તેના આત્માને તેના કોઇ પણ કર્મનું ફળ ભોગવવાપણું રહેતુંજ નથી. અને અંતે તેના આત્મામાં જરાપણ ડાઘ અર્થાત્ કલંક રહેતું નથી એ કર્મયોગીના આત્મામાં કોઇ પણ પ્રકારની અસર તે કર્મો ઉપજાવી શકતાં નથી. કર્મયોગી પોતે તો **શક્તિનું** એ કાર્ય જુવે છે, તેને અનુમતિ આપે છે, ટકાવી રાખે છે, અને તે કાર્યના ઉપર જ્ઞાતા રૂપે અધિષ્ઠાતાપણું પણ ભોગવે છે, છતાં તે કર્મમાં આસક્ત થતો નથી અથવા તેનાં ફલની ઇચ્છાથી બંધાતો નથી.

કામના રહિત કર્મ.

સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે ઇચ્છા કે કામના વગર કર્મ કરવું અસંભવિત અને અર્થ વગરનું છે, અને જ્યારે કામનાઓનો અંત આવે ત્યારે કર્મનો પણ અંત આવવોજ જોઇએ. પરંતુ એ વિશાળ દેખાતો સિદ્ધાંત સત્ય નથી. વિશ્વમાં જેટલાં કર્મો થાય છે, તેમાંનો ઘણો મોટો ભાગ પ્રકૃતિના નિયમથી આપોઆપ થાય છે. તેમાં ઇચ્છા કે કામનાનો જરા પણ ભાગ હોતો નથી. માણસ પોતે જુદા જુદા પ્રકારનાં કાર્યો સતત કર્યો જાય છે, તે પણ કેવળ સ્વભાવિક રીતે પ્રેરણાથી અને પ્રકૃતિની જરૂરીઆતને તાબે થઇતેજ કરે છે. એ કર્મોને માટે મનમાં વિચાર કરવાની કે આવેશો ઉત્પન્ન કરવાની અગત્ય હોતી નથી. વળી ઘણીવાર તો પોતાની ઇચ્છાથી વિરુદ્ધ પણ માણસ વર્તે છે. છતાં પ્રાણીઓમાં ઇચ્છા કે કામનાઓ ઉત્પન્ન કરીને રાજસિક કર્મો દ્વારા પ્રકૃતિ પોતાના કર્મો કરાવી શકે છે, પરંતુ તેની સાથે કામનાઓ ઉત્પન્ન કરીને કે તેમાં વધારો કરીને રાજસિક કર્મો પ્રત્યેનીપ્રેરણામાં તે વધારે લાલચ અને રસ ઉત્પન્ન કરે છે. કર્મયોગી એ વચલી અવસ્થાને વટાવીને આગળ જતો રહે છે. કર્મ કરવાને માટે કામના રૂપ

પ્રેરણાની કિંવા ચાબુકની એને જરૂર રહેતી નથી. બીજા લોકો જે કાર્ય અંગત ઇચ્છાઓથી દોરાઇને કરે છે, તે કર્મો કર્મયોગી ઇચ્છારહિત થઇને કરે છે. એટલે કે, તે શાંત ઉદાસીન વૃત્તિથી અથવા તો આનંદપૂર્ણ નિષ્પક્ષપાતી વલણથી કર્મનું આચરણ કરે છે. કર્મયોગ સફળ થયાની નિશાની એ છે કે કર્મયોગીમાં નિષ્કામ ભાવે કર્મ કરવાની શક્તિ આવે છે. એ પ્રમાણે જ્યારે આસક્તિરહિત થઇને નિષ્કામ ભાવે કર્મ કરવાની શક્તિ આવે ત્યારેજ કર્મયોગ સિદ્ધ થયો સમજવો.

કયાં કર્મો કરવાં ?

ઉત્તમોત્તમ આધ્યાત્મિક દશામાં કર્મયોગીએ કયાં કર્મો કરવાં અને કયાં ન કરવાં એ કાંઇ બહુ અગત્યનું નથી. એને વિષે તે પોતે તો કેવળ બેપરવાજ હોય છે. વળી પોતે કર્મ કરે છે કે નથી કરતો તેને માટે પણ તે ખાસ કાળજી રાખતો નથી. એનામાં અંગત ઇચ્છા અથવા તો પસંદગી હોતી નથી. પ્રકૃતિ દ્વારા પ્રભુ જે કર્મની માગણી કરે તે તે પ્રમાણે વર્તવાને તે હમેશાં તૈયારજ હોય છે. ઉપર જે સિદ્ધાંત જણાવવામાં આવ્યો તે ઉપરથી કેટલીકવાર એવું અનુમાન દોરવામાં આવે છે કે કર્મયોગી પોતે જે ક્ષેત્રમાં પ્રકૃતિ તરફથી મૂકાયો હોય તેમાં રહીનેજ કર્મ કરવાં. ઉદાહરણ તરીકે કુટુંબના વાડામાં, જ્ઞાતિમાં, કિંવા આખી પ્રજામાં જ્યાં મૂકાયો હોય ત્યાં પોતાના જન્મ પ્રમાણે કર્મયોગીએ પરાપૂર્વનો ધંધો ચલાવ્યા કરવો; એ ચીલામાંથી બ્હાર જવા યાને વિશાળ જીવન પ્રાપ્ત કરવા માટે અથવા તો એ સંકુચિત વાડાઓની બહાર આવેલી દુનિયા માટે તેણે કાર્ય કરવું જોઇએ નહિ; મહાન ઐહિક આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખીને તેણે કર્મો કરવાં નહિ, કારણ કે તેને પોતાને તો કર્મ કરવાનાં રહ્યાં નથી. તેણે તો સર્વે કર્મોદ્વારા મોક્ષ મેળવવાનો છે. તો પછી ગમે તે કર્મ કરવામાં આવે તેની હરકત શી ? જ્યારે તેને મોક્ષ મળે ત્યારપછી પણ સંજોગોને અનુસરીને તેણે પોતાનાંજ કાર્ય ક્ષેત્રમાં રહીને જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કર્મો કર્યા કરવાં અને મૃત્યુ આવે ત્યારે અનંત બ્રહ્મમાં લય પામી જવું. અર્થાત્ કે ત્યાંસુધી એણે એ પ્રમાણે નિયત અને સંકુચિત કર્મોજ કર્યાં કરવાં ! કોઇ પણ

**કર્મ અજ્ઞાનનો ઉદય છે.**

પાર્થિવ આદર્શને ખાતર અથવા જગતના કોઇ મહાન હેતુને માટે કાર્ય કરવું એ ઉપર જણાવેલા દૃષ્ટિબિંદુ પ્રમાણે તો માયા કિંવા અજ્ઞાનમાં પડવા બરોબર છે. તે દૃષ્ટિબિંદુ પ્રમાણે જગતના અસ્તિત્વનો પણ અંતિમ આદર્શ રહેલો છે અને સમગ્ર મનુષ્યજાતિના કાર્યો પાછળ કોઇ દૈવી આદેશ કે ઉદ્દેશ રહેલો છે, એ માન્યતાજ ભૂલ ભરેલી છે. અહિં આપણને માયાવાદનો ભેટો થાય છે. જગતમાં, વ્યવહારમાં ઈશ્વર નથી, એ સિદ્ધાંત અહિં પાછો આપણને જણાય છે !

**મુકત આત્મનાં કર્મનું ધોરણ.**

પરંતુ ઉપર જણાવ્યો તેવો સંકુચિત સિદ્ધાંત કદીપણ ચાલી શકે નહિ. નિદાન કર્મયોગીને માટે તો એવાં અમુક પરાપૂર્વથી ચાલ્યાં આવતાં કર્મો કરવાની આજ્ઞા ચાલે નહિ. મોક્ષ પ્રાપ્તિને માટે સાધના કરતી વખતે સાધક સર્વ પ્રકારનાં કાર્યોનો ઉપયોગ કરી શકે છે, અને તે વ્યાજબી છે, કારણ કે માણસની દૃષ્ટિએ નહાનાં અથવા મોટાં, નજીવાં અથવા ઉપયોગી–સર્વે કાર્યો દ્વારા કર્મયોગી પોતાની સાધનાને આગળ વધારી શકે છે. મોક્ષપ્રાપ્તિ થયા પછી યાને કર્મોનાં બંધનો છૂટયા પછી માણસ જીવનના ગમે તે ક્ષેત્રમાં રહે, અને પ્રભુમાં પોતાનું જીવન ગાળવા માટે કોઇ પણ પ્રકારનાં કર્મો તે કરી શકે. કર્મયોગી પોતાના કુટુંબ અને પરંપરાગત કાર્યપ્રણાલિમાં રહીનેજ કર્મો કર્યા કરે એ સંભવિત છે; પરંતુ એ સર્વ મર્યાદિત વંડાને વટાવીને પોતાના જ્ઞાનમાંથી જે પ્રેરણા થાય તે પ્રમાણે તે કેવળ સ્વતંત્ર કાર્યોમાં પણ પ્રવૃત થઇ શકે ખરો. વળી કર્મયોગના આધ્યાત્મિક મોક્ષની તેના બાહ્ય જીવનમાં જરા પણ અસર ન દેખાય એ પણ સંભવિત છે, પરંતુ અંતરની સ્વતંત્રતા અનંતતા બાહ્ય જીવનમાં વિશાળ સ્વતંત્ર કર્મોના રૂપમાં આવિર્ભાવ પામે તે પણ શકય છે. મુકતાત્મા પોતાની અંદર રહેવા પ્રભુની મરજી પ્રમાણે વર્તે છે. જો તેની આજ્ઞા જુની પરિસ્થિતિમાં રહી સંકુચિત કાર્યો કરવાનીજ હશે, તો કર્મયોગીના એ કર્મોને પરિણામે આજુબાજુની પરિસ્થિતિના બાહ્ય સ્વરૂપમાં કાંઇપણ ફેરફાર થયેલો નહિ દેખાય; પરંતુ તેજ રીતે પ્રભુનો

આદેશ તેને પોતાનું જીવન અને કાર્યક્ષેત્ર બદલી નાખવાને પણ પ્રેરે અને તેનાં કર્મોને પરિણામે તેની આજુબાજુની પરિસ્થિતિ સંપૂર્ણ રીતે બદલાઇ પણ જાય.

**વ્યક્તિના મોક્ષનો આદર્શ.**

કર્મયોગી જે મોક્ષ પ્રાપ્ત કરે છે, તેનો સ્વાભાવિક વિકાસ માણસ જાતની સેવાના રૂપમાં થાય છે. એના વિરૂદ્ધ કેટલાકના મત પ્રમાણે વળી મોક્ષની વ્યાખ્યા એવી છે કે વ્યક્તિનો જન્મ મરણના ફેરામાંથી છૂટકો થાય એજ મોક્ષનો હેતુ છે, અને તે સિદ્ધ થયા પછી શરીરને ટકાવવા માટે જે સ્થૂલ શારીરિક કાર્યો કરવાં પડે તે અથવા તો આગલા જન્મના કર્મોનાં ફળરૂપ જે કર્મો થયાં કરે તેજ માત્ર કરવાં. તે સિવાયનું બીજું એક પણ કર્મ વ્યક્તિએ કરવું નહિ. જે કાંઇ થોડા ઘણાં કર્મો બાકી હશે તે બધાં કાંતો ટુંક સમયમાં ખલાસ થઇ જશે, કે પછી શરીરની સાથે તેમનો પણ અંત આવશે. કેટલાંક ધર્મો જેમ પોતાના અનુયાયીઓને પુણ્યના ફલ તરીકે સ્વર્ગનાં સુખભોગોની લાલચ આપે છે, તે પ્રમાણે હિંદુ ધર્મમાં વ્યક્તિના મોક્ષને અંતે જન્મમરણનો ફેરો ટળવાની લાલચ આપવામાં આવે છે. અને એ વિચાર હિંદુઓના મનમાં ઉંડી જડ ઘાલીને રહ્યો હોય તેવું જણાય છે. હિંદુઓમાં પણ વચલા યુગમાં જ્યારે કર્મકાંડ અને વિધિનું જોર વધ્યું હતું, ત્યારે સ્વર્ગની કામનાઓનો લોભ અપાતો. આવે ઠેકાણે આપણે માત્ર જન્મમરણના ફેરામાંથી છૂટવાનાજ વિચારમાં રહેલી નિર્માલ્યતા–નજીવાપણું બતાવી આપવું જોઇએ ! અલબત્ત, સ્વર્ગની લાલચ કરતાં અને માનસિક આનંદ તથા મૃત્યુ પછી ઈન્દ્રિયસુખો ભોગવવાની લાલચ કરતાં **જન્મ મરણના ફેરામાંથી છૂટવાનો વિચાર ઘણોજ ચઢીઆતો છે. તોપણ આપણે કબુલ કરવુ જોઇશે કે એ પણ એક પ્રકારની લાલચજ છે. કર્મયોગીને માટે તો એવો આદર્શ નજ હોવો જોઇએ. કારણ પોતાની મુક્તિનો વિચાર ગમે તેટલો ઉંચો છે, તોપણ તે સ્વાર્થી અને અહંતાપૂર્ણ છે.** એનો પાયો આપણા વ્યક્તિત્વ ઉપર રચાયલો છે, અને મોક્ષ જીવનનો આદર્શ છે એવી માન્યતા

એ વિચારની પાછળ રહેલી છે. અંહતાનો સંપૂર્ણ ત્યાગ કરવા માટે પોતાના મોક્ષની ઇચ્છાનો સુદ્ધાં ત્યાગ કરવો જરૂરનો છે. તે એટલા માટે કે આપણી પ્રકૃતિનો તે ધર્મ છે—આપણામાં રહેલાં અધોગામી તત્વો ઉચ્ચમાં ઉચ્ચ તત્વો પ્રત્યે આકર્ષાય છે તેના પરિણામેજ મોક્ષની ઇચ્છા ઉત્પન્ન થાય છે. બાકીના બધા હેતુઓ કાંતો વધારે નિરર્થક છે કે પછી લાલચ તરીકે શરૂઆતમાં જરૂરના હોવા છતાં તેમની જરૂર મટી જતાં તેમનો ત્યાગ કરવો જરૂરનો થઇ પડે છે.

મોક્ષની ભાવનામાં રહેલી અહંતા.

ઘણીવાર અંગત મોક્ષ મેળવવાની ઇચ્છાનાં કરતાં પણ બીજી એક ઇચ્છા સ્વાભાવિક રીતેજ વધારે પ્રબળ જણાઇ આવે છે. તે ઇચ્છા માણસના આત્માના ઉચ્ચાંમાં ઉચ્ચાં તત્વોને અનુસાર હોવાથી મુકતાત્માએ કેવા પ્રકારના કર્મો કરવાં તેની દિશા આપણને બતાવે છે. એ પ્રબળ ઇચ્છા ગૌતમ બુદ્ધને વિષે પ્રચલિત કથામાં આપણને દેખાય છે. બુદ્ધનો આત્મા નિર્વાણની અંતિમ દશા સુધી પહોંચ્યો અને ઠેઠ તેના ઉમરા સુધી આગળ વધ્યો. પરંતુ જ્યાં સુધી જગતમાં એક પણ પ્રાણી દુઃખ અને અજ્ઞાનમાં છે, ત્યાં સુધી એ ઉમરાની પેલીપાર પગ મૂકવાની તેણે સાફ ના પાડી ! ભાગવતમાં આપેલા પવિત્ર શ્લોકમાં પણ એજ ભાવના આગળ પડે છે. " હું અષ્ટસિદ્ધિ યુકત સાક્ષાત્કારની પરવા કરતો નથી. જન્મ મરણનો ફેરો ટાળવાની પણ મને દરકાર નથી. હું સર્વ દુઃખી પ્રાણીઓનાં દુઃખો સ્વીકારી લઉં, તેમનામાં વ્યાપીને તેમને દુઃખમાંથી મુકત કરૂં એવી મારી ઇચ્છા છે. " વળી, સ્વામી વિવેકાનંદના પત્રમાં એક સ્થળે એજ પ્રેરણા કાર્ય કરી રહેલી દેખાય છે. " મારામાંથી સ્વાર્થી મોક્ષની ઇચ્છા હવે જતી રહી છે ! મને એમ થાય છે કે હું ફરીફરીને જન્મ લઉં અને તેમ કરતાં હજારો દુઃખો ભોગવવાં પડે તો ભલે ભોગવું, પરંતુ તેમ કરીને હું જે એક પ્રભુ છે તેની સેવા કરૂં, સર્વઆત્મા રૂપ વિરાટ્ છે, તેને ભજું ! તેમાં પણ પાપી પ્રભુ, દુઃખી પ્રભુ, દરિદ્રી પ્રભુ, સર્વ જાત અને પ્રજાના તેમજ સર્વ ધર્મના પતિત પ્રભુની તો ખાસ સેવા કરવાની મારી ઇચ્છા છે ! જે પ્રભુ સાધુ અને

જગતની સેવા કરવાની પ્રેરણા.

પતિત, ઉચ્ચ અને નીચ, દેવ અને જંતુ સર્વમાં સરખો આવી રહેલો છે; તેની ભક્તિ કરો. તે પ્રત્યક્ષ છે જ્ઞેય છે–સત્ય છે–તે સિવાયની બીજી મૂર્તિઓને તોડો ! જેને ભૂતકાળ કે ભવિષ્યમાં જન્મ યા મરણ નથી જેમાં આપણે બધાં નિત્ય હતાં અને હમેશાં હોઇશું તે સનાતનને જ ભજો–બાકીની બધી મૂર્તિઓને તોડી નાખો. ”

ખરો મોક્ષ.

ઉપરના ફકરામાં છેલ્લાં બે વાક્યોમાં ખરેખરૂં રહસ્ય સમાયલું છે. જે પ્રમાણે કુટુંબ અથવા સમાજનો ત્યાગ એ ખરો સન્યાસ નથી, તે પ્રમાણે ઐહિક જીવનનો ત્યાગ કરવામાં ખરી મુક્તિ પણ નથી. ખરી મુક્તિ તો આપણા આત્માને અંતરસ્થ પ્રભુ જોડે એકતા પમાડવાથી પ્રાપ્ત થાય છે. પ્રભુમાં ભૂત ભવિષ્યના જન્મો હોતા નથી; તેમાં તો એક, સનાતન, અજન્મા આત્માનું અનંત જીવન જ હોય છે. ગીતા કહે છે કે “ જે માણસ અંતરમાં મુક્ત છે તે બાહ્ય કર્મો કરતો હોવા છતાં પણ કાંઇ કર્મ કરતો નથી ” કારણ કે પ્રકૃતિનો સ્વામીજ પોતે પ્રકૃતિદ્વારા સર્વ કર્મો કરે છે. તેવો માણસ સેંકડો જન્મો ધારણ કરે તો પણ તે અમર આત્માના ચૈતન્યમાં જીવન ધારણ કરતો હોવાથી મુક્તજ રહે છે. કારણકે તે શારીરિક જીવન ગાળતોજ નથી. પૂર્ણયોગના સાધકે તો જન્મ મરણના ફેરામાંથી છૂટવાની કામનાનોએ ત્યાગ કરવો જરૂરનો છે. વિરાટ્‌થી પર એવી ભૂમિકાનો યાને પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનોજ હેતુ પૂર્ણ યોગમાં નથી, પરંતુ વ્યક્તિએ સર્વ આત્માના સરવાળા રૂપ વિરાટ્‌નો પણ સાક્ષાત્કાર કરવો જોઇએ. એટલે પૂર્ણયોગીએ તો પ્રભુમાં સર્વ સાથે અદ્વૈત અનુભવવું જોઇએ. પૂર્ણ યોગીને માટે તો દિવ્ય કર્મો કરવાંજ બાકી રહે છે.

કર્મયોગીએ કયાં કર્મો કરવાં તે કોઇ પણ બાહ્ય નિયમને અનુસરીને નક્કી કરી શકાયજ નહિ. “ ગમે તે પ્રકારે તે જીવે છે અને કર્મો કરે છે તો પણ તે મારામાંજ જીવન ધારણ કરે છે ” એવું ગીતામાં કહ્યું છે. માણસની બુદ્ધિથી ઘડાયલા નિયમો મુક્ત આત્માને લાગુ પાડી શકાય

નહિ. તેમ કલુષિત અને સંકુચિત માનસિક વિચારો, ધોરણો અને પરીક્ષાથી કર્મયોગીની યોગ્યતા માપી શકાય પણ નહિ. એટલે કર્મયોગી સન્યાસીનો ભગવો ઝભ્ભો પહેરે કે સંપૂર્ણ ગ્રહસ્થ તરીકે કુટુંબમાં રહે, એ તદ્દન ગૌણ છે. તેવા માણસે “જગતની પ્રગતિ, ધારણા અને સંગ્રહ, તેમજ દૈવી હેતુ સિદ્ધ કરવા કર્મ કરવાં જોઇએ.” ગીતાની એ આજ્ઞાનો અર્થ કેટલાક લોકો એવો કરે છે કે જગત માયા–મિથ્યા છે અને જનસમાજનો મોટો ભાગ મોક્ષને માટે નાલાયક હોવાથી કર્મયોગીએ બહારથી કર્મો કરીને તેવા જીવોને પોતાના દૃષ્ટાંતથી અજ્ઞાનરૂપી કર્મની જાળમાં બાંધી રાખવા જોઇએ. ગીતાના સિદ્ધાંતનો આવો સંકુચિત અને ક્ષુદ્ર અર્થ હોય તો દરેક પવિત્ર આત્મા તેને સ્વીકારવાને ના પાડયા વિના નજ રહે, એના કરતાં તો બુદ્ધ ભગવાનની દિવ્ય પ્રતિજ્ઞા, ભાગવતની ઉન્નત પ્રાર્થના અને વિવેકાનંદની આવેશપૂર્ણ ઉત્કટ અભિલાષા હજાર દરજ્જે ચઢીયાતી ગણાય, અને તેનું જ અનુસરણ યોગ્ય કહેવાય ! પરંતુ વિશ્વ એ પ્રભુથી દોરાતી પ્રકૃતિની એક દૈવી ક્રિયા છે. અને તે મનુષ્યત્વ દ્વારા પ્રભુત્વ પ્રત્યે પ્રયાણ કરી રહ્યું છે, એમ આપણે સ્વીકારીએ તો એ આજ્ઞામાં આપણને ઉંડો, વિશાળ અને ઉત્તમ અર્થ સમાયલો જણાશે. ગીતામાં તો શ્રીકૃષ્ણ ભગવાને સ્પષ્ટજ જણાવ્યું છે કે મારે પોતાને કાંઇ પણ મેળવવાનું બાકી નથી, તે છતાં પણ હું વિશ્વમાં લોકસંગ્રહને માટે કર્મો કરૂં છું. એ દિવ્ય કાર્યમાં ભાગ લેવો, યાને મનુષ્યજાતિમાં ઇશ્વરને માટે જીવન ધારણ કરવું–એ કર્મયોગીનો નિયમ હોવો જોઇએ. પ્રભુને માટે મનુષ્યજાતિમાં જીવન ધારણ કરવાનો અર્થ એ છે કે જગતને પ્રભુ પ્રત્યે પ્રગતિ કરવામાં હરકોઇ પ્રકારે સહાય કરવી.

કર્મોજ્ઞાનપૂર્ણ અને દૈવી હોઇ શકે છે.

તેણે એ કાર્ય કેવી રીતે કરવું તે નક્કી કરવા માટે સામાન્ય નિયમો ઘડી શકાય નહિ. તેનો આદેશ અંતરમાંથી આવવો જોઇએ. પ્રભુ અને તેના હથિઆરરૂપ વ્યક્તિનો આત્મા એ બેઉના ઉપર એ પ્રશ્નનો

નિકાલ રહેલો છે. કયું કર્મ કરવું તેનું જ્ઞાન અંતરમાંથીજ થવું જોઇએ. વળી ગીતામાં ' કર્તવ્ય કર્મ ' શબ્દ સામાન્ય માણસો જેને ધાર્મિક-કાર્યો ગણે છે તેમાં આખો દિવસ ગાળે અથવા તો દુનિયાદારીનાં કર્મોમાં સમય વ્યતીત કરે એ બન્ને સરખુંજ છે. બુદ્ધ, ક્રાઇસ્ટ અને શંકરની પેઠે માણસોના નેતાનું કાર્ય કરે કે જનકવિદેહીની પેઠે રાજ્યો ચલાવે કે પછી શ્રીકૃષ્ણ ભગવાનની પેઠે રાજ્યનીતિજ્ઞ અને સેનાનાયકનું જીવન ગાળે એ બધુંજ સરખું છે. તે શું ખાય છે અને પીએ છે, તેની ટેવો શી છે, અને તે શું કાર્ય કરે છે, તે સફળ થાય છે કે નિષ્ફળ નિવડે છે, તે નવી ઉન્નતિનું કાય કરે છે કે વિનાશનું, તે જુની પ્રણાલિમાં નવું જીવન રેડે છે કે જુનાનો નાશ કરી તેની જગોએ નવાં સ્વરૂપો નિર્માણ કરે છે, તેના સાથીઓ જગતની દૃષ્ટિએ સારા છે કે નઠારા; તેના સમકાલીન માણસો તેને વખાણે છે કે બીજાઓને ઉંધે રસ્તે દોરનાર તરીકે વખોડે છે–વિગેરે પ્રશ્નો નકામા છે. તે મનુષ્યે બનાવેલા કાયદા પ્રમાણે વર્તતો નથી, તેમ અજ્ઞાન માણસોના અભિપ્રાય પ્રમાણે દોરાતોયે નથી. તેનું ખરૂં જીવન તેના અંતરમાં છે. તે આંતર ધ્વનિ સાંભળે છે, અને તે પ્રમાણે વર્તે છે. ટુંકામાં, તે અદૃશ્ય શક્તિથી સંચાલિત થાય છે. એના જીવનનું વર્ણન એજ છે કે તે " પ્રભુમાં જીવે છે, અને પ્રભુમય કર્મો કરે છે." એ સિવાય બીજું વર્ણન આપવું નકામું છે. તેનું કાર્ય કોઇ પણ બાહ્ય નિયમને આધીન થઇને કરવામાં આવતું નથી એ ખરૂં છે, તથાપિ એક નિયમ તો તે જીવનમાં હમેશાં પાળેછેજ. તે નિયમ એ છે કે તેના જીવનમાં થતાં કર્મો અંગત ઇચ્છાથી પ્રેરાઇને કે કામનાને વશ થઇને નહિ પરંતુ જગતમાં દિવ્ય કર્મો કરવા માટેજ શરૂ કરવામાં આવે. ગીતામાં કહ્યું છે કે કર્મયોગીનું કર્મ કામનાથી દોરાવું જોઇએ નહિ.

તેનું ધોરણ અંતરમાં હોય છે.

ગીતામાં, ' પ્રકૃતિથી નિયત કર્મ કરવાં એ ધર્મ છે ' એવું કહેવામાં આવ્યું છે. તેનો અર્થ પણ આપણે ઉપર જણાવ્યા પ્રમાણેજ કરવાનો છે. પ્રકૃતિનો અર્થ એ ઠેકાણે ઉપરચોટીયા ટેવો, સ્વભાવ,

" સ્વભાવ " એટલે શું ?

ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ. પરંતુ એ વિચાર યૂરોપીયન સંસ્કૃતિનું પરિણામ છે. તે નૈતિક છે છતાં આધ્યાત્મિક નથી; બાહ્ય જીવન માટે યોગ્ય છે પણ ગંભીર અને ઉંડો નથી. ફરજ એવી કોઇ સામાન્ય વસ્તુ છેજ નહિ. ઘણીવાર આપણી ફરજો અન્યોન્ય વિરોધ વાળી હોય છે, અને એ ફરજો, આપણા સંજોગો, સામાજીક બંધનો, બાહ્યજીવનમાં આપણું સ્થાન વિગેરે વિચારોથી નક્કી કરવામાં આવે છે. એ ફરજનો વિચાર અપકવ નૈતિક જીવનને ઘડવાને માટે ઘણો ઉપયોગી હોઇ સ્વાર્થી કામનાઓને બદલે ઉચ્ચ ધોરણ સ્થાપન કરવામાં તેનો ખરો ઉપયોગ છે. વળી આગળ કહેવાઇજ ગયું છે કે જ્યાં સુધી સાધક પોતે યોગમાં પ્રગતિ કરી શકે નહિ, અર્થાત્ કે જ્યાં સુધી તેણે પોતાનામાં જે કોઇ ઉત્તમોત્તમ ધોરણ હોય તે પ્રમાણેજ વર્તન કરવું ઉચિત છે. મતલબ કે ત્યાં સુધી તેણે સિદ્ધાંત, ફરજ, આદર્શ, દેશસેવા વિગેરે વિચારોથી કર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ. પરંતુ ફરજ એ બાહ્ય ધોરણ હોઇ અંતરાત્મામાંથી પ્રગટેલો ધર્મ નથી. તેથી કર્મયોગના માર્ગમાં તે અંતિમ ધોરણ થઇ શકે નહિ. પોતાના સરદારનો હુકમ થતાં પોતાનાજ ભાઇઓ ઉપર ગોળી છોડવી એ એક સીપાઇની ફરજ તે હોઇ શકે, પરંતુ મુકતાત્માને માટે એવું ધોરણ બાંધવું એ તો હડહડતી મૂર્ખાઇજ કહેવાય! આપણા ભાઇઓ ઉપર પ્રેમ રાખવો, અને સર્વ માણસોને સહાય કરવી એ કેવળ આપણી ફરજ નથી પણ આપણા સ્વભાવનો ધર્મ છે. આધ્યાત્મિક પ્રગતિ કરતા એ ધર્મજ કુદરતી રીતે કર્મયોગીને લોક સંગ્રહમાં પ્રેરે છે. કહેવાનું તાત્પર્ય એકે આત્માના ઉંડાણમાંથી કર્મનો ઝરો ધર્મ પ્રમાણે નીકળે ત્યારેજ કર્મયોગ સિદ્ધ થયો ગણાય.

મુક્તિ શા માટે?

આપણે મોક્ષ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ તેનું ખરૂં કારણ એ નથી કે આપણે પોતે જન્મમરણના ફેરામાંથી ટળી જવા માંગીએ છીએ, તેમ દૈવી પૂર્ણતા પ્રાપ્ત કરવાને આપણે પ્રયત્ન કરીએ છીએ તેનું કારણ પણ એ નથી કે આપણે પોતે મોક્ષનો, સાક્ષાત્કારનો, કે શકિત, જ્ઞાન, શુદ્ધિ વિગેરે દૈવી આનંદ મેળવી શકીએ—પરંતુ એ મોક્ષ

મેળવી શકીએ—પરંતુ એ મોક્ષ અને એ પૂર્ણતા બન્ને પ્રભુના સંપૂર્ણ આવિર્ભાવ હોઇ આખી દુનિયામાં વ્યક્તિની શક્યતા વધે એટલા માટે તેમનો વ્યક્તિમાં આવિર્ભાવ થવાની જરૂર છે, માટેજ આપણે તેમને માટે આટલા તલસીએ છીએ. અજ્ઞાન દશામાં પણ વ્યક્તિ સમષ્ટિ માટેજ જીવે છે કારણકે પ્રકૃતિ તેને તેના અહંતાપ્રધાન કર્મોદ્વારા પણ પોતાનાજ કાર્યોમાં સહાય કરવાને માટે વાપરે છે. પરંતુ સામાન્ય વ્યક્તિની સહાય અપૂર્ણ અને અજ્ઞાનમૂલક હોય છે. મુક્ત અને શુદ્ધ થયા પછીજ વ્યક્તિમાં પ્રભુનો આવિર્ભાવ થાય છે અને ત્યારેજ તે વિશ્વમાં વ્યાપિ રહેલા વિરાટ્ને ખાતર જીવન ધારણ કરી તેનીજ ખાતર કર્મો કરે છે.

---